श्री

# भर्तृहरि नाटक

શ્રી મહારાજાધિરાજ સામન્ત શ્રીમન્ત ચૂડામણિ
કવિશેખર, યોગીન્દ્ર મુકુટમણિ રાજર્ષિ શ્રી
ભર્તૃહરિ વિરચિત શ્રૃંગાર, નીતિ તથા
વૈરાગ્ય શતકનાં સંસ્કૃત સાહિત્ય
યુક્ત રચનાર મોરબીના રહીશ

મરહુમ

**વાઘજી આશારામ ઓઝા**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**બેચરજી મોરારજી ઓઝા.**

**મોરબી આર્યસુબોધ નાટક મંડળીને માટે**

આવૃત્તિ ૭મી

સોલ એજંટસ

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,**
**મુંબઈ.**

સંવત્ ૧૯૭૯.    સને ૧૯૨૩.

કિમ્મત રૂ. ૨॥

श्री

# भर्तृहरि नाटक.

શ્રી મહારાજાધિરાજ સામન્ત સીમન્ત ચૂડામણિ
કવિ શેખર, યોગીન્દ્ર મુકુટ મણિ રાજર્ષિ શ્રી
ભર્તૃહરી વિરચિત શ્રૃંગાર, નીતિ તથા
વૈરાગ્ય શતકનાં સંસ્કૃત સાહિત્ય
યુક્ત રચનાર મોરબીના રહીશ

**મરહુમ**

**વાઘજી આશારામ ઓઝા.**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**ઓધવજી મોરારજી ઓઝા.**

**મોરબી આર્યસુબોધ નાટક મંડળીને માટે**

આવૃત્તિ ૭ મી.

સોલ એજંટસ
**એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની,**
**મુંબઇ.**

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

**કિમ્મત રૂ. ૨ાા અઢી.**

મુંબઈમાં
સાંકલી સ્ટ્રીટ ભાયખલામાં, વામનરાવ રામશંકર
માસ્તરે પ્રકાશકને માટે "લક્ષ્મી આર્ટ"
પ્રિંટિંગ વર્કસમાં છાપ્યું.



स्वर्गस्थ वाघजी आशाराम ओझा.

A 2823—लक्ष्मी आर्ट, भायखळा, मुंबई, नं. ८

# પ્રસ્તાવના

અહો! આ પુસ્તકના વાંચનાર પ્રિય આર્ય બંધુઓ, આ ભારત ભૂમિ! આપણી વીરમાતા! અને આય જનનીએ તેના ઉદરથી પ્રાચીન કાળમાં મહાન્ શૂરવીર વિદ્વાન, શૃંગાર નીતિ, જ્ઞાન કળા નિપુણ તથા શાસ્ત્રસંપન્ન એવા અનેક રાજાઓ ઉત્પન્ન કર્યાં છે, જેનાં ચરિત્ર વીર, કરુણા ને શૃંગારાદિ રસ તથા નીતિનાં પ્રબોધથી ભરપૂર છે; એટલું જ નહિ, પરંતુ તેમના ચરિત્ર પરથી દેશની કેવી ઉન્નતિ હતી, આપણા આર્યભાઈઓ કળાકૌશલ્યમાં કેટલે દરજ્જે આગળ પડતા હતા તથા આર્યોની અનાદિસિદ્ધ સર્વોત્કૃષ્ટ, તથા સવ ભાષાથી પુરાતન, અને સર્વ ભાષાની મા એવી જે સંસ્કૃત ભાષા, તેનું રાજા રૈયતમાં કેટલે દરજ્જે જ્ઞાન હતું, એ સ્પષ્ટ સમજાઈ આવે છે. તેથી તેવા કોઈ પણ રાજાના ચિત્રનો ચિતાર આપવા ચિત્ત લગાડવું એ વર્તમાન કાળમાં આર્ય ભાઈઓને ઉન્નતિના પ્રયત્નના દ્રષ્ટાંતરુપ ઉપદેશદ્વારા શ્રમનું એક સાફલ્ય છે, એમ સમજી આ એક સાંસારિક અને પારમાર્થિક ભેદજ્ઞાતા મહદ્ ઉપદેશક માલવ દેશના રાજા ભર્તૃહરિનું ચરિત્ર નાટકરુપે આપની સેવામાં મૂકું છું.

એ મહાન્ યોગીન્દ્રના ચરિત્રપરથી એમ સ્પષ્ટ સમજાય છે કે, એ એક સંસ્કૃત ભાષામાં પૂર્ણ વિદ્વાન હતો; તથા શૃંગાર, નીતિ અને વૈરાગ્યમાં પૂર્ણતાએ પહોંચ્યો હતો એવું તેનું સમગ્ર ચરિત્ર દર્શાવી આપે છે. સદરહુ ત્રણ વિષયનાં તેનાં રચેલાં ત્રણ શતક આજ વિશ્વવિખ્યાત છે, તેથી તે વિષે વિશેષ બોલવા આવશ્યકતા રહેતી નથી, તો પણ એટલું તો કહેવું અવશ્ય છે કે, એ ત્રણ શતકોમાં જે જે ભાવાર્થના શ્લોકો છે તથા તેમાં જે જે અનુપમ ઉપદેશ રહેલો છે, એ ખરી ખુબીના જ્ઞાતા વિદ્વાનના હૃદયને ભેદક છે, એટલું જ નહિ પણ તેવી માર્મિક અદભુત કૃતિના શ્લોક અન્ય સંસ્કૃત પુસ્તકોમાં ક્વચિત્ નજરે પડે છે. સંસારમાં સ્વાભાવિક અરુચી થયેલા પુરુષને શૃંગારમાં પ્રવૃત્ત કરવાને એનું એક શૃંગાર શતક બસ છે. સુભાષિત વકતાને એનું નીતિ શતક એ સાહિત્ય

નિધિનો એક શ્રેષ્ઠ ને શિરોમણિ ભાગ થઈ પડે તેવું છે; અને વૈરાગ્યવાન્ પુરુષને ગમે તેવી દરિદ્ર આપત્તિ યુક્ત વ્યવહારિક સ્થિતિમાં એક અવિચલ સુખનું સ્થાન બક્ષીસ કરનારું તથા પુરુષાર્થના શ્રેષ્ઠ અંકુર ઉત્પન્ન કરનારું તથા યાચનાની નીચ વૃત્તિનો તિરસ્કાર કરનારું તથા મોક્ષના સાધનમાં જોડનારું, એવું જે ભર્તૃહરિ યોગીન્દ્રનું વૈરાગ્ય શતક તેથી અવધિ છે!! તે સિવાય પણ ભર્તૃહરિનાં રચેલાં વાક્પદ્ય અથવા વાક્પ્રદીપ આદિ બીજા ગ્રંથો છે. ભર્તૃહરિ પોતે જ સસ્કૃત ભાષામાં વિદ્વાન હતો એટલું જ નહિ પરંતુ તેના મંત્રી, સેનાપતિ, પરિજન ને પ્રજા વર્ગનો પણ એ ભાષાની વિદ્વતામાં સારી રીતે પ્રવેશ હતો! અહા! આવી સંસ્કૃત વિદ્વતાનું રાજા રૈયતમાં જ્ઞાન!! એ તો ભરત ભૂમિને એક સ્વપ્ન થઈ ગયું કે શું? અરે સ્વપ્ન તો શું! પણ સુષુપ્તિ થઈ હતી!! પણ તેમાંથી હવે પરોપકારી વિદ્યા-તેજક આપણી માયાળુ સરકારે જાગત અવસ્થા દેખાડી છે, તેથી તેનો આપણે મહાન્ આભાર માનવાનો છે.

ભર્તૃહરિ રાજા કોનો પુત્ર, તથા કયા સૈકામાં થઈ ગયો, તથા તેને કેટલા ભાઈ હતા, એ વિષે અનેક મત ચાલે છે. તો પણ આધાર રાખવા લાયક જે હકીકત મળી આવી છે તે પ્રમાણે ભર્તૃહરિ ઉજેની નગરીના રાજા ગંધર્વસેનનો પુત્ર હતો તથા તેને વિક્રમાદિત્ય કરીને ભાઇ હતો. એક વિદ્વાનના અભિપ્રાય પ્રમાણે ભર્તૃહરિ, વિક્રમ ભટ્ટી ને વરરુચી એમ એ ચાર ભાઈ હતા તો પણ સર્વ રીતે જોતાં તથા લૌકિક આખ્યાયિકા તથા ઉપકથાપરથી પણ વિક્રમાદિત્ય, ભર્તૃહરિનો નાનો ભાઈ હતો, એ વાત નિઃસંદેહ છે કેમકે એ બેના સબંધની વિશેષ હકીકત મળી આવે છે. ભર્તૃહરિએ ઉજેની નગરીમાં પરમાર ગાદીએ રાજ કર્યું હતું તથા તેને ત્રણુસો સાઠ રાણીઓ હતી. તેમાંથી પિંગલા રાણી જેનું નામ એક વિદ્વાન અનંગસેના કરીને કહે છે તે સર્વથી વિશેષ માનીતી હતી જેણે જારબુદ્ધિથી એક અશ્વપાલ (ઘોડાના રાવત) થી યારી કરી હતી; ને એક અમરફળના સંબંધમાં તે યારી રાજા ભર્તૃહરિના જાણવામાં આવી; અને પોતે નિષ્કટપણે જોડેલી ખરી પ્રીતિમાં આવું રાણીનું દુરાચરણ

જોઈ તેને સંસાર તથા તેના ભોગપર અરુચી ને વૈરાગ્ય ઉત્પન્ન થયો ને તીવ્ર વૈરાગ્યના આવેશમાં તે નીચે પ્રમાણે વચન બોલ્યો:-

अहो। स्त्रीणांचित्तचरित्रंकेनापि न विज्ञायते,

અહો! સ્ત્રીના ચિત્તનું ચરિત્ર કોઈથી પણ જાણી શકાતું નથી!! વળી સારરૂપ એક નીચે પ્રમાણે શ્લોક કહ્યો:—

न वैराग्यात्परंभाग्यं, न बोधादपरःसखा;
न हरेरपरस्त्राता न संसारात्परो रिपु॥

વૈરાગ્યથી ઉત્કૃષ્ટ બીજું કોઇ ભાગ્ય નથી ! બોધ ( જ્ઞાન ) થી સહાયકર્ત્તા બીજો મિત્ર કે બંધુ નથી ! હરિ સિવાય બીજો કોઈ રક્ષણકર્ત્તા નથી!! ને સંસારથી અન્ય કોઈ બીજો શત્રુ નથી!! એટલાં વચન બોલી અરણ્યમાં જઈ યોગીંદ્ર મચ્છેંદ્રનાથને ગુરૂ કરી ભેખ લીધો તથા સમાધિ યોગનો અભ્યાસ કરી આત્મજ્ઞાનમાં નિમગ્ન થયો!!

હવે ભર્તૃહરિનું વ્યવહાર ચરિત્ર જોઇએ છીએ તો તે પરથી તે સર્વ વ્યવહારિક કાર્યોનો અનુભવી, સંગીત શાસ્ત્રમાં કુશળ; મિથ્યાભિમાનનો તિરસ્કાર કરનાર, વિદ્યા કળાને આશ્રય આપનાર ને ખરી રીતે વૃદ્ધિ કરનાર, સત્યાસત્ય પરીક્ષક ને સૂક્ષ્મભેદ જ્ઞાતા તથા દ્રઢ ન્યાયી રાજા હતો. છતાં રાણીના પાશમાં ફસાઈ છેક કામાંધ થઈ નિમગ્ન રહ્યો અને તે રાણીના દુષ્ટાચરણથી ખેદ પામી રાજ્ય ત્યાગ કરી ભેખ લીધો તેનું કારણ શું? અને તેને યોગ્ય શિક્ષાએ ન પહોંચાડી રાજ્યમાં ફરી પ્રવૃત્ત ન થયો તેનુ પણ કારણ શું ? એવો સવાલ સ્વાભાવિક ઉત્પન્ન થશે ! તો તેનું કારણ બીજું કાંઇ નથી! આ સંસારરુપી સમુદ્રમાં આપણે આ દેહરૂપી નાવ ઝુકાવ્યું છે, તેમાં કામ ક્રોધ; લોભ, મોહ; મદ મત્સરઆદિ અનેક માયાના વિકારોરુપી પાટીયાં છે, તે દયા, ક્ષમા, ધૃતિ, શાંતિ, સંતોષ નિર્દ્વેષ બુદ્ધિ, જીતેંદ્રિયપણું ઈત્યાદિ ઉત્તમ ગુણોરુપી ખીલાથી સજ્જડ બેઠેલાં છે, ત્યાંસુધી તે દેહરુપી વહાણુ સરલ તથા સ્વસ્થપણે ચાલ્યું જાય છે. પણ આ સંસારરૂપી તોફાની સમુદ્રમાં ક્ષણે ક્ષણે તોફાન થાય છે. તે વહાણને નુકસાન પહોંચાડે છે કેમકે તે સમુદ્રમાં કુસંગતી તથા કુવિચાર અને દુર્જનની જાળરુપી અનેક

ખરાબા છે. તથા કામાવિષ્ટને દુરાચરણી સ્ત્રીરૂપી ઝેરી અને જોરાવર પવન છે, તે સંસારી પવનના ઝપાટામાં ગમે તેવો શૂરવીર, ગમે તેવો વિદ્વાન, અને ગમે તેવો દ્રઢ હોય તો પણ ભૂલ પામી ગોથું ખાઈ જાય છે. અરે ભર્તૃહરિ જેવો મહા વિદ્વાન રાજા ગોથું ખાઇ ગયો, તો અવર મનુષ્યની શી કથા સમજવી! કદાપિ હલકાં સામાન્ય બીજાં તોફાનો થાય છે, તેમાંથો ઘણે પ્રયાસે બચો જવાય, પણ તે સ્ત્રીરૂપી વંટોળીયો પવન જ્યારે જોસમાં આવે છે, ને તેની ઝપટ લાગે છે ત્યારે તે ગમે તેવી નીતિથી ચાલનારા મનુષ્યને ચકર ખવરાવી આડે માર્ગે દૂર ઘસડી જાય છે. સદ્ગુણરુપી ખીલાને કાઢી નાંખે છે અને તેથી દુર્વિકારરુપી પાટીયાં મોકળાં થઇ તેમાં બેઠેલાને જળમાં ડુબાવી મારી નાંખે છે. હે સદ્‌ગૃહસ્થો! ઉપર પ્રમાણે બીના રાજા ભર્તૃહરિપર ગુજરી છે અને તેથી જ તેણે ભૂલો ખાધી છે. જ્યારે આપણી ભૂલ આપણા મુખપર ન કહે ત્યાં સૂધી આપણે કોઇ આ દુનીયામાં ખરો મિત્ર છે એમ માનવું નહિ, એવું મહાન પુરૂષનું વાકય છે. તે પ્રમાણે જોવા જઈએ તો તેવા મિત્રની ભર્તૃહરિને ખામી નહોતી. તેના મિત્ર વિદુષકે હરેક પ્રસંગે મશ્કરોરુપ, પણ ઘણાં ઉપદેશનાં, તેની ભૂલ તથા વિષયમાં અતિલુબ્ધપણાને સૂચનારુપ વાકયો કહ્યાં હતાં. પણ તેપર રાજાએ તે વખતે બિલકુલ લક્ષ આપ્યું નહિ, કારણ કે તેને પિંગળામાં પૂર્ણ રાગ હતો જેથી તેના પ્રમાણિકપણા તથા પવિત્રતા વિષે તેને સંદેહ ઉત્પન્ન થયો જ નહિ. અનુકૂળ તથા રાગવાળી વસ્તુ વિષે ગમે તેવાં વિરૂદ્ધ અને સૂર્યના અજવાળા જેવાં સાચાં વચન પણ અસર કરતાં નથી, એ એક મનની સ્થિતિનું પ્રાબલ્ય છે, તે હરેક મનુષ્યે જાણવું તથા સમજવું જોઇએ. તે કારણથી ભર્તૃહરિના મનમાં તેના મિત્રનું એક પણ વચન અસરકારક થયું નહિ પણ તે સાચો મિત્ર જ્યારે સાથે ગયો, ત્યારે તે વખતની ભર્તૃહરિની મનની દશામાં તે બધું તેને સમજવામાં આવ્યું, પણ પછી વ્યર્થ! હવે રાણી પિંગળા ભર્તૃહરિને સંસારપર વૈરાગ્યના સાધનરૂપ થઇ, અને તેણે તેવા તીવ્ર ઉત્પન્ન થએલા વૈરાગ્યના પ્રસંગનો આત્મજ્ઞાનને રસ્તે લાભ લીધો, એ જોવા જઈએ તો અનુચિત કર્યું નથી, કેમકે તેની અવસ્થા ત્યારે યુવા વીત્યા પછીની હતી. વળી મનુષ્યને આ સંસારમાં એવા પ્રસંગો બને છે ત્યારેજ વૈરાગ્ય

ઉત્પન્ન થાય છે, અને ખરો વૈરાગ્ય ઉત્પન્ન થયો, ત્યારે આત્મ સાધન ન કરવું એ મોટી ભૂલ છે. એક વ્યકિતની સ્થિતિમાં ફેરફાર આખી પ્રજાને લાગુ પડે છે. આર્યો ધર્મ વિષયમાં આટલા ઉતરી ગયા તેનું કારણ પણ એ જ છે કે અનંત કાળ સૂધી સંસાર ચક્રની ગતિનો દર્શનિક અનુભવ સંસારના અનિત્યપણા વિષે પરિપકવ થયો, જેથી આ સંસારમાં સાચી વસ્તુ જે ત્રણ કાળ અબાધિત એવી કોઈ પણ નજરે આવી નહિ, અને તેટલા જ કારણથી વૈરાગ્યવંત પુરૂષોએ અક્ષય એવી વસ્તુની શોધમાં તથા તે પ્રાપ્ત થવાની આશાએ આ માયિક ક્ષણ, પ્રતિક્ષણ અનિશ્ચિત સંસાર ભોગનું બલિદાન આપ્યું, એ કાર્ય અપ્રસંશનીય કર્યું નથી પણ કોડી બદલે હીરો લેવાની આશાએ એ સારૂં કર્યું છે, અને તે અશ્રદ્ધાવાન પુરૂષોના અભિપ્રાય પ્રમાણે હીરો ન મળતાં કોડી વ્યર્થ ગઇ, તો તેઓએ એ કાંઈ મોટી વાત ગણી નથી. અને તે ગણાવી પણ શાને જોઇએ. આર્ય પ્રજા જે ઘણી ધર્મ વિષયમાં ઊંડી ઉતરેલી તથા નિવૃત્તિ પરાયણ છે, તે તેની માફક અન્ય યુરોપ તથા અમેરિકાની પ્રજાઓ જે હાલ વ્યવહારમાં સર્વોત્કૃષ્ટ તથા સમૃદ્ધિવાન્ છે, તે પણ સંસારનું અનિત્યપણું ઘણા કાળે જોઇ નિવૃત્તિ તથા ધર્મ વિષયમાં ચિત્ત વિશેષ જોડશે એમ સંભવે છે. પણ તે વાત કાળાંતરે સિદ્ધ થશે એ શ્રીજગદીશ્વરના નિયમ ચક્રના ફેરાનો સ્વભાવિક અનુક્રમ છે અને ધર્મના શોધમાં ચિત્ત પ્રવૃત્ત થવું એજ સર્વોત્કૃષ્ટ મનુષ્ય કર્ત્તવ્ય, તથા પૂર્ણતાએ પહોંચવું છે, અને તેમ કરવાથી વ્યવહારિક પ્રવૃત્તિ બંધ થતી નથી, પણ તે નીતિથી અમુક હદની અંદર કર્ત્તવ્ય ધર્મ પ્રમાણેજ રહે છે, અને સંસારનો ત્યાગ કરનારા ખરા વૈરાગ્યવંત્ પુરુષ લક્ષમાં પણ એક ઉત્પન્ન થાય છે, એમ શ્રી કૃષ્ણે ગીતામાં પણ કહ્યું છે. માટે ભર્તૃહરિએ એવા અતિ તીવ્ર વૈરાગ્યમાં ઇશ્વર પરાયણ થઇ ખરો ભક્તિ યોગ સાધ્યો, એ કોઇ પ્રકારે અનુચિત કર્યું નથી. તેને ખરો વૈરાગ્ય થયો હતો, એ વાત સિદ્ધ હોવાના પ્રમાણોમાં કહેવાનું કે જ્યારે તે તેના મિત્ર વિદુષકની સાથે અરણ્યમાં ગયો ત્યારે સંગ કે સ્નેહ દુઃખનું મૂળ છે એમ સમજી તેના મિત્રને વિક્રમાદિત્યની શોધમાં જવાને બ્હાને જૂદો પાડયા પછી તે મચ્છેંદ્રનાથ પાસે ગયો તથા ગુરુએ પાત્ર પરીક્ષા સારું

તેની રાણી પાસે ભિક્ષા માગવા મોકલ્યો. ત્યાં પણ જઇ નિર્દ્વેષ તથા નિષ્કામ દ્રષ્ટિથી ભિક્ષા માગી લાવ્યો, ત્યારે ગુરુએ તેને ગુરુમંત્ર આપ્યો. ત્યાર બાદ તે યોગાભ્યાસમાં પ્રવૃત્ત થયો, ત્યાં સુધી આ નાટકનો પ્રસંગ ચાલે છે; ત્યાર પછી ભર્તૃહરિ રાજા ઉજેની નગરી પાસે જઈ એક ગુફા કરી, તેમાં યોગાભ્યાસ કરવા લાગ્યો, તથા તેની પરિપકવ અવસ્થાએ બ્રહ્માનંદ સુખ તે કેવું અનુભવવા લાગ્યો એ વાંચનાર સજ્જનોને વિક્રમોદય અથવા ઉત્તર ભર્તૃહરી નામનું એક પુસ્તક, જે અમદાવાદ નિવાસી મરહુમ હરિલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ. એલ. એલ. બી. તરફથી પ્રથમ મોરબી આર્યસુબોધ નાટક મંડળી માટેજ ચ્યાઈ બહાર પડેલું છે, તે વાંચવાથી પૂર્ણ રીતે ધ્યાનમાં આવશે કે યોગીન્દ્ર ભર્તૃહરિ તે કાળે એક ખરો જીવનમુક્ત પુરુષ હતો અને આત્મજ્ઞાનનું અનુપમ સુખ અનુભવતો હતો! ઉજેની પાસે હાલ પણ તેની ગુફા છે, અને તે ભર્તૃહરીની ગુફા એ નામથી પ્રસિદ્ધ છે, અને અલ્પકાળ સૌરાષ્ટ્રમાં જઈ સોમેશ્વર મહાદેવના સ્થાન ગોરખનાથજી પાસે કેટલાક યોગ અંગ શીખ્યો હતો, એમ પણ સિદ્ધ થાય છે. કેમકે ઉત્તરાવસ્થામાં ગોરખનાથ તથા મચ્છેંદ્રનાથનો પણ ત્યાંજ આશ્રમ થયો હતો.

એક અમરફળ શાંતિરામ નામના બ્રાહ્મણને ઋષિ પાસેથી મળેલું તે લાવી ભર્તૃહરિને આપ્યું; ને તેણે પોતાની પ્યારી પિંગળાને આપ્યું, પિંગળાએ તેના યારને આપ્યું; યારે તેની પ્યારી ગુણિકાને આપ્યું અને ગુણિકાએ તે ફળ પાછું લાવી રાજાને ભેટ કર્યું, તે હકીકત તથા તેના નિર્દોષ બંધુ વિક્રમાદિત્યાનો તેણે પિંગળાએ મૂકેલા જુઠા આરોપ પરથી ત્યાગ કર્યો ઇત્યાદિ બાબત વિષે પણ ઉપકથા વાર્ત્તામાંથી ઘણી હકીકત તથા કવિતો મળી આવે છે, જેમાંનું એક કવિત અત્રે ટકું છું:—

તે એક પંજાબી પાસેથી મારા સાભળવામાં આવ્યું હતું.

સાંત નામ વિપ્ર વર, તપસી કે વર કર
લીનો સુધા ફલ કર, દીનો નર નાહકે,
નૃપ દીનો પતનીકુ, પતની સ્વમીત દીતો,
મીત દીને ગુણકાકો નીકો ફલ ચાહકે;

શુનીકા સરાગ કર, ધારા નરપત આગે,
નરપત ધુના ધુન, દેખી ફલ તાહકે,
હાય હાય કાંમનીકે, હીત તજે બંધુ નીકે,
અબ તાહે તજું ભજું, સીસ સચી જાહકે.

આ સિવાય પણ બીજાં ઘણાં કવિત, સવૈયા વગેરે મળી આવે છે, એ ભર્તૃહરિની બનેલી બીનાને સારી રીતે પૂરવાર કરે છે. હવે પિંગળા રાણીના સંબંધમાં કહેવાનું કે, સ્રી ગમે તેવો પતિવ્રતાનો ડોળ રાખતી હોય, તોપણ તેને આધીન થઈ રહેવું નહીં, અને પોતાની પ્યારી શુદ્ધ છે એવું મિથ્યાભિમાન રાખી ગાફલ રહેવું નહીં, નહીં તો રાજા ભતૃહરિ તો એક વિદ્વાન આસ્તિક, અને યોગ ભ્રષ્ટ પુરુષ હતો તેથી તેણે તો વનવાસ લીધો, પરંતુ અન્ય પુરુષો જેઓ વિષય સુખને જન્મ સાફલ્ય માનનારા છે તે તો પ્રેમના પાશમાં ફસાઇ તેમાં ગાફલ રહેતાં, પુરો પશ્ચાત્તાપ પામી સ્રીના દુષ્ટકૃત્યથી ભવ પર્યંત દુઃખી જીંદગાની કાઢશે; તે નિસંદેહ સમજવું. આ પ્રકારનાં ઘણાં દ્રષ્ટાંતો આપણે નજરે જોઇએ છીએ અલબતે સંસાર સુખનું સર્વોત્તમ સાધન સ્રી છે, તેમજ સર્વ કલેશનું મૂળ પણ તે જ છે. જુઓ કે ભર્તૃહરિએ તેના ભાઈ વિક્રમાદિત્યપર પિંગળાએ ખોટો આરોપ મૂકેલો તે ખરો માન્યો, અને તેથી સાહસ કરી તેને દેશ નિકાલ કર્યો, પણ જ્યારે ખરી હકીકત તેના જાણવામાં આવી, ત્યારે તેને મૃત્યુથી પણ અધિક પશ્ચાત્તાપ થયો. માટે તેવી રીતે સ્રીના જુઠા કથનપર ભરમાઈ જઇ સહોદર બંધુ અગર સદ્‌ગુણી મિત્રના અનન્ય, પવિત્ર અને અમૃતરૂપી સ્નેહપર એકદમ વહેમ લાવવો નહીં તથા સાહસ કામ કરવું નહીં, અને સ્રીરૂપી મહા નિશાવાળા પદાર્થને સંભાળી સાચવી તેનો નિયમ પ્રમાણે ઉપયોગ કરવો. આ વખતે કોઇ એમ કહેશે કે સ્રી જરુર સદગુણી હશે, તો તે વિષે વ્હેમ કદી લેવાનો નથી., તો તે વાત કેટલેક દરજ્જે ખરી છે, પણ હે આર્ય બંધુઓ! મનુષ્યના મન એવાં છે કે તે સત્ય, નીતિ, શિયળને બોધની અખંડ ધારામાં રહે તો જ સદાચરણી રહે, નહીતર ક્ષણે ક્ષણે પલટી જાય, તેવાં છે, અને દુર્ગુણો તરફ નમવું એ તો તેનું માયા પ્રાબલ્યથી જાણે સ્વાભાવિક જ કેમ વલણ હોયની તેમ

જણાય છે ! અગર જો કે સદ્‌ગુણી દાસીએ પિંગળાને વખતો વખત કેટલોએક નીતિ ઉપદેશ કર્યો પણ તે તાબાનું માણસ તેથી ધાસ્તીની સાથે તે રાણીના વિષયાસક્ત મનરૂપી મદોન્મત્ત હસ્તીનો વેગ વાળી શકી નહીં. માટે તે મનને ભરુંસે કોઇએ રહેવું નહીં, અને તેને નિયમમાં રાખવાનો માત્ર એ જ રસ્તો છે કે, તેને સત્યનીતિ, શિયલનો અખંડ બોધ તથા તેવા સદગ્રંથોનું વાચન તથા ધર્મપુસ્તકોનું શ્રવણ, અહર્નીશ રહે તોજ તેને અસર થાય. ભર્તૃહરિએ પ્રથમ રાણીપાસે રામશાસ્ત્રીનો નીતિ ઉપદેશ હમેશ થતો હતો તે વિષયમાં લુબ્ધ થયા પછી બંધ કર્યો હતો, તથા તેવું પ્રકરણ કોઈ દિવસ કાઢયું જ નહોતું તેને માટે પણ તેને પારાવાર પાછળથી પસ્તાવો થયો હતો.

પિંગળા રાણીના ચરિત્રપરથી સર્વ સ્ત્રીઓ એવી રીતે નઠારી જ હોય છે, એમ કદી પણ સમજવાનું નથી. જેમ સ્ત્રીઓ વ્યભિચારી તેમ પુરુષ પણ વ્યભિચારી હોય છે. વખતે એમ પણ બને છે કે, નિર્દોષ સ્ત્રીપર પુરુષને ખોટો વ્હેમ ભરાયાથી તેના પવિત્રપણા વિષે અદેશો લઈ જાય છે, તથા સાહસિક થઇ સ્ત્રીપર જૂલમ ગુજારે છે. તેવા પુરુષને પણ પિંગળા રાણીની માફક પાછળથી પશ્ચાત્તાપ થાય છે. આવા પ્રકારનાં દ્રષ્ટાંતનો યથાયોગ્ય ચિતાર મેં આ પછી ચાંપરાજહાડો ને સોનરાણીનું એક નાટક જે રચેલું તથા છપાયેલું છે તથા મોરબી આર્યસુબોધ નાટક મંડળી હાલ ભજવે છે, તેમાં સારી રીતે આપ્યો છે કે, મહાસતી સોનરાણીપર દુષ્ટ શેરબેકના પ્રપંચ પરથી તેનો ભર્તા ચાંપરાજ હાડો મિથ્યા વ્હેમ લઈ, તે નિરપરાધી સતીને કેવાં હૃદયભેદક ફીટકારનાં વચન કહે છે, તથા તેનું સતીત્વ સિદ્ધ થયા પછી તેને કેટલો પસ્તાવો થાય છે, તેનું યથાયોગ્ય ચિત્ર તેમાં આપ્યું છે. માટે દંપતીમાંથી સ્ત્રી યા પુરુષે પ્રીતિ બાંધી હૃદયની ખરા પ્રેમની ગાંઠને અનીતિ આચરણથી ઢીલી કરવી નહીં. કે ખરી તપાસ કર્યા વગર કદી પણ સહસા પગલું ભરવું નહીં. નહિ તો બન્નેનું શેષ આયુષ્ય ખરાબ થઇ, સંસાર સુખ રહિત પૂરી આપદાંમાં ગુજરશે તે આ નાટકમાં ભર્તૃહરીને તેના ભાઇના સંબંધમાં આ સાહસ કામથી જે પસ્તાવો થયો, તથા પિંગળાને તેના કામાંધ થઈ અનીતિ આચરણથી પાછ-

ળથી જે પશ્ચાતાપ થયો છે, તે વાંચવાથી પૂર્ણ રીતે ખ્યાલમાં આવશે.

આ નાટકના મુખ્ય દશરુપકમાંથી "નાટક" સંજ્ઞા જેની છે, તે રૂપકમાં જાય છે અને અગર જો કે તેના ઘણા ભાગમાં શૃંગારરસ કરતાં કરુણારસનું પ્રાધાન્ય વિશેષ હોવાથી તેમાં "અંક" સંજ્ઞાનું કાંઇ લક્ષણ ભળે છે; તોપણ પ્રખ્યાત વસ્તુ વિશેષ ધીરોદ્ધત નાયક, ને શૃંગારરસ એ ત્રણ મિશ્રિત હોવાથી પુસ્તકની નાટક સંજ્ઞા યોગ્ય ધારી તે નામ રાખ્યું છે; તથાપિ કાવ્ય અલંકાર તથા નાટક રૂપકના પ્રવીણ પુરૂષો, તથા વાંચનાર સદ્ગૃહસ્થો જે જે ભૂલ ચૂક આમાં નજર આવે તે આ મંદમતિ અજ્ઞાનકૃત દોષ સમજી તેને માટે ક્ષમા કરી સુધારી વાંચશો, એવી નમ્રતા પૂર્વક સર્વને વિનંતિ છે.

આ નાટક મુંબઇ શહેરમાં, કાઠિયાવાડનાં સર્વે શહેરોમાં તથા કરાંચી, અમદાવાદ, સુરત, વલસાડ, વીસનગર, પાટણ, સિધ્ધપુર તથા છકચ્મામાં ભુજ, માંડવી, અંજાર વગેરે શહેરોમાં ઘણીવાર ભજવ્યું છે, અને તે તે ઠેકાણે જે જે વિદ્વાનો તરફથી અમૂલ્ય સૂચનાઓ થએલી તે આ આવૃત્તિની અંદર અમલમાં લાવ્યો છું બીજી આવૃતિની નકલો ખપી જવાથી આ આવૃતિ સુધારા તથા કેટલાક ગાયનના ઉમેરા સહ બહાર પાડી છે.

આ નાટકના ગાયનનીજ એક જુદી ચોપડી મેં આહુરોલ બહાર પાડી છે તે સિવાય કેટલાંએક નવાં ગાયનો, તથા છંદ, જે પાછળથી ઉમેરવામાં આવેલાં, તે આ નાટકમાં દાખલ કર્યાં છે, તથા ભર્તૃહરિના પ્રસંગોકત કેટલાક શ્લોક અર્થ સહિત દાખલ કરતાં વિશેષ જગો રોકાય માટે તેના ભાવાથના વૃત તથા ગાયન કરી ઉમેર્યાં છે. આગળ પ્રસિદ્ધ કરેલાં ગાયનમાંથી માત્ર (૨) બેગાયન આ નાટકના સંબંધમાં ન લખતાં અત્રે લખ્યાં છે.

(સર્વ પાત્રો મળી સાથે આરંભમાં બીજું જે ગાયન ગાય છે તે.)

**(રાગ બરવાનો જીલો)**

**ભર્તૃહરિ ખેલ ચાલો, આજરે ભજાવીએ,**
**નારી દુર્ગુણ નખ શીખ દરશાવીએ;**

બોધ સારો આપી એક ફરજ બજાવીએ.–ભર્તૃહરિ.
પ્રીત કરી નારી પ્રેમે ભુલી ન ફસાઇએ,
સાહસિક કામ કરી સુખ ન ગુમાવીએ;
અવિચારે કામ કરી અતિ પસ્તાઇએ–ભર્તૃહરિ.

(તમામ પાત્રો મળી નાટકની સમાપ્તિ વખતે સભાની માફી માગે છે તે:—)

(રાગ કલ્યાણ.)

પ્રેમ સભાજનો, હવે રાખજો તમો;
સદા પ્રસન્ન મનથી, રજા લઇએ અમો.
ભૂલચૂક ખામી ખોડ, ખેલે ખેલે આજ,
માફી સુધારાને માટે, માગે આ સમાજ.–પ્રેમ.
જેમ ખેલ જોયો તેમ, સારી ધારી ટેક,
દેશી દેશને સુધારો રાખીને વિવેક.–પ્રેમ.
આર્ય સુબોધ ભજવે ખેલ જોવા કીધું મન,
આભારી અમો થયા છીએ, આપ્યું ઉત્તેજન.–પ્રેમ.
અવર ખેલમાં આપ પધારી, દેશો દરશન દાન,
મહેરબાનોની રજા માગી, જઇએ છીએ સ્વસ્થાન.–પ્રેમ.

આ નાટકમાં જુની રાહનાં ગાયનના બદલામાં તેજ મતલબનાં નવાં ગાયન કેટલીક જગોએ ઉમેરવામાં આવ્યાં છે, અને જુનાં પણ કાઢી ન નાંખતાં કાયમજ રાખ્યાં છે, માટે કયાંય પુનરુક્તિ જોવામાં આવે તો તેને માટે ક્ષમા માગી આ હકીકત વિદિત કરું છું.

મૂલજી આશારામ ઓઝા. (ગ્રંથકર્ત્તાના બંધુ)
મોરબી.

## આ નવીન આવૃત્તિના પ્રસ્તાવિક

# બે બોલ



'ધારે કંઇ મનુષ્ય તો કરવા
પ્રભુ વળી કરે અન્યથા રચના'

આ મહાન્ કુદરતના નિયમનું સ્મરણ જનસમાજની સેવામાં આ ભર્તૃહરિ નાટકની નવીન આવૃત્તિ રજુ રાખવા વખતે અમારે કરવું પડે છે. 'શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળી' પૌરાણિક, ઐતિહાસિક અને સમયાનુકૂલ સામાજીક ચિત્રો લોક શિક્ષણાર્થે પોતાનાં નાટકો દ્વારા ગુજરાતી આલમ પાસે ખડાં કરતી ગુજરાતનાં મુખ્ય શહેરોમાં પર્યટન કરતી ઈ. સ. ૧૯૧૮ના માસમાં આપણા ગુર્જર નરેશ લોક કેળવણીના રાજવીર શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સરકારના પાટનગર વડોદરામાં આવી પહોંચી.

ભર્તૃહરિ નાટકની વસ્તુ સંકલના અનેક રીતે આ જીવન કલહમાં આશ્વાસન સાથે 'જ્ઞાનગમ્મત' આપનારૂં સાહિત્યનું સાધન થઈ પડેલ છે, તે વાત સાહિત્યપ્રિય ગુજરાતના જનસમાજથી કંઇ અજાણી નથી, અને આ નાટકની પાંચ આવૃત્તિ ખલાસ થઇ જતાં ઉપરોકત નાટકાંતર્ગત 'જીવન સાફલ્ય' અને 'જીવન રહસ્ય'ની સોનેરી કુંચીને લઇ ચારે તરફથી ભર્તૃહરિ નાટકને માટે માગણી સતત્ ચાલૂ જ રહી છે.

ચાલીસ વર્ષથી જનસમાજની સેવા માટે વિધવિધ પ્રકારે સતત્ પ્રયાસમાં પ્રવૃત્ત રહેતા અમારા મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના માલિક મૂલજીભાઇ આશારામ ઓઝાએ વડોદરાના સુપ્રસિદ્ધ 'સયાજી વિજય પ્રિન્ટીંગ પ્રેસ' દ્વારા આ ભર્તૃહરિ નાટકની નવીન આવૃત્તિ જનસમાજની સેવામાં રજુ કરવા ઉપરની ચારે તરફની માગણીને લઈ તાબડતોબ યોજના કરી દીધી; પણ શરુઆતમાં

અમે સ્મરણુ કરાવ્યું તેમ દૈવની અકળગતિ છે! લખવાને ઘણા દિલગીર છીએ કે અકસ્માતજ તા. ૩૧-૮-૧૯૧૮ને દિવસ પ્રાતઃકાળમાંજ ગુજરાતની પ્રજાને ચાલીસ વર્ષથી ચુનંદા લેખક, નાટકકાર અને ઉત્તમ કોટીના ખેલાડી તરીકે ગુજરાતની રંગભૂમિની તવારીખમાં નવીન ઉમદા છાપ પાડનાર અમારા પરમ લોકપ્રિય મૂલજીભાઇ આશારામ ઓઝા આ ક્ષણુભંગુર સંસારનો ત્યાગ કરી સેંકડો સ્વજનન અંતરની ઉંડી વાંછનાઓને જેમની તેમ મૂકી 'અમરલોક'માં પધાર્યા. અમારી સમાજસેવાની પ્રવૃત્તિનું જીવનબળ આમ એકાએક ઉડી જતાં અમારા સ્વર્ગીય મૂળજીભાઇની દેખરેખ નીચે કેળવાયેલા કાર્યવાહકો અને વ્યવસ્થાપકોની કાર્યદક્ષતા છતાં કેટલીક રીતે આ આવૃત્તિ આપ સરવેની સેવામાં મૂકવામાં વિલંબ થયો છે તે ક્ષન્તવ્ય ગણાશે જ.

સ્વર્ગીય મૂળજીભાઈની દોરેલી સમાજસેવાની રેખાઓ સતત્ ધ્યાનમાં રાખી નિશ્ચિત સિદ્ધાંતો અને પગથીઓપર ચાલનારા અમારા કાર્યવાહકો અને વ્યવસ્થાપકો બધી વ્યવસ્થા કરવામાં જ છે તેટલામાં તો, 'ઇન્ફ્લુએૅન્ઝા' કાળજ્વરના અસાધારણુ સપાટાએ ન ખ્યાલ આપી શકાય તેવી રીતે આપણા દેશની સાધારણુ દૈનિક પ્રવૃતિઓમાં પણુ કેટલીક ખલલ કરી દીધી તે અમે લખીયે તેના કરતાં વધારે આપ સરવેને વિદિત છે; આવા સંયોગો વચ્ચે પણુ દેશના જૂદા જૂદા ભાગો તરફથી આ ભતૃહરિ નાટક માટેની માગણી આવ્યે જ જતી હતી. અમારા કાર્યવાહકોએ ગમે તેવી અગવડ સગવડ વેઠીને પણુ સ્વર્ગીય વાઘજીભાઈની નાટકોદ્વારા દેશ સેવાની જગાવેલી જ્યોતિ જ્વલંત રહે એ ઉદ્દેશથી બનતી ત્વરાએ આ નવીન આવૃત્તિ પ્રકટ કરી છે. સાહિત્ય સેવા અને દેશસેવાની ઉંચી નેમ શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળી જાળવી રાખે, એવા ઉંચા ઉદ્દેશથી કાગળ વિગેરેની અસાધારણુ મોંઘવારી વચ્ચે પણુ બનતા સુધારા વધારા અને સુંદર ચિત્રો સહિત આ નવીન આવૃતિ, અમે જનસમાજની સેવામાં અર્પણુ કરીએ છીએ, અને આશા રાખીએ છીએ કે ગુજરાતમાં તેનો ઉદાર આદર સ્વીકાર થશે.

અમારી અંતરની ઉંચી પ્રાર્થના છે કે, આ ભર્તૃહરિ નાટક અને એવાં જ બીજાં સતી અનસૂયા અને સુકન્યા—સાવિત્રી નાટકો આપણી ભારતભૂમિનાં નરનારીઓ વધારે ને વધારે હૃદયપૂર્વક વાંચે અને 'નિર્મળ પ્રેમ' દંપતીઓને દેવ—દેવીઓ બનાવે. 'अस्तु।'

અક્ષયતૃતીયા,<br>સંવત્ ૧૯૭૫<br>શ્રી સયાજી થીએટર,<br>વડોદરા

સાહિત્ય સેવાભિલાષી,<br>**શ્રી મોરબી આર્ય સુબોધક નાટક મંડળી.**



# अर्पण पत्रिका

હરિગીત છંદ

સદ્દગુણ તણા ભંડાર પારાવાર છે વિદ્યા કળા,
શૂરવીર સરવે કામમાં ઉછરંગથી છે આગળા;
છે તીવ્ર બુદ્ધિ તેજ ને ગુણુવાનનાં જ્ઞાતા કહો,
શ્રી મોરબીના તખ્તપર નૃપ વાઘજી અવિચળ રહો.
રીતિ વિચાર સ્વતંત્ર જેના તંત્ર બાંધ્યા નવ ફરે,
નિશ્ચળ નિયમ નીતિ તણા વરતાય છે જેના ખરે;
સરવત્ર બારિક કામમાં દ્રષ્ટિ કળા દેખી લહો,
શ્રી મોરબીના તખ્તપર નૃપ વાઘજી અવિચળ રહો.
મુખ સત્ય બોલે ન્યાય તોળે, બેસે ધર્માસન પરે,
નિષ્પક્ષપાત વિસાત કોની વિરુદ્ધ વાતજ ઉચરે;
બહુ નમ્રતા ને શીલ શુભ ગંભીરતા ગુણને ગ્રહો,
શ્રી મોરબીના તખ્તપર નૃપ વાઘજી અવિચળ રહો.
પબ્લિક કામ અપૂર્વ પ્રીતિ શોખ શિલ્પી કામમાં,
મેલાત એક ઉઠાવી સુંદર મયુરપુર નિજ ધામમાં;
ત્યાં ચિત્ર નકશી કામ કેવાં, ભુવન ઈંદ્રિ ભણી લહો,
શ્રી મોરબીના તખ્તપર નૃપ વાઘજી અવિચળ રહો.
નિજ શહેરને સમરાવતા શોભા અનુપમ લાવવા,
થાયે દુકાનો નવીન શુભ સુંદર બજાર બનાવવા;
મધ્યસ્થ લોકો થોક શોભે ચોક ગ્રીન ચિન્તે ચહો,
શ્રી મોરબીના તખ્તપર નૃપ વાઘજી અવિચળ રહો.
વળી પૂલ મચ્છુ ઉપરે મહા મૂલ ખરચીને કર્યો,
ત્યાં લક્ષ ચાર અપાર પૈસો ઉલટ આણી વાપર્યો;

એ મહદ્દજન હિત કામ એવાં પુણ્યપુંજ ગણી લહો,
શ્રી મોરબીના તખ્તપર નૃપ વાઘજી અવિચળ રહો.
સન્મિત્રતાની મોહિની એ રાય પાસ વિચિત્ર છે,
જ્યાં મિત્રતા એ ઇચ્છે ત્યાં જાણે જન્મના મિત્ર છે;
છે વિચિક્ષણ નૃપ વાઘજી શુભ દિવ્ય સંપત્તિવંત રહો,
શ્રી મોરબીના તખ્તપર નૃપ વાઘજી અવિચળ રહો.
કોલેજમાં વિદ્યા ભણી વિચર્યા પ્રવાસે પ્રીતથી,
બહુ ભરતખંડના શહેર જોયાં ચાહી ચાહી ચિતથી;
ઇંગ્લાંડને જોવાની ઇચ્છા સતી પૂર્ણ કરી કહો,
શ્રી મોરબીના તખ્તપર નૃપ વાઘજી અવિચળ રહો.
છે વાચમાં શુભ સત્યવાદી સાચપર સરવે કૃતી,
દ્રઢ ટેક છે ગિરિ તુલ્ય ને ગાંભિર્ય સાગર છે મતિ;
શોભીત સુંદર આકૃતિ આબાદ ઇશ્વર એ રહો,
શ્રી મોરબીના તખ્તપર નૃપ વાઘજી અવિચળ રહો.
પાલક પ્રજાના પુત્રવત્ તકરાર ટાળક તાત છે,
કવિયો તણા પૂરણ પરીક્ષક વાઘ નૃપ વિખ્યાત છે;
જય કીર્તિ જામો, કલેશ વામો, દીર્ઘ વય પામો અહો!
શ્રી મોરબીના તખ્તપર નૃપ વાઘજી અવિચળ રહો.
વિદ્યા કળા શુભ કાવ્યમાં ઉત્કૃષ્ટ આશ્રય આપતા,
નિર્દોષ કીર્તિ પાંમવા, નીતિ પ્રબંધો સ્થાપતા;
મ્હારાજ મારી અરજ તેથી માન્ય કરશો મન ઠરું,
ઘણી નમ્રતા ને પ્રેમ પૂર્વક ગ્રંથ આ અર્પણ કરું.*

ગ્રંથકર્તા.

---

* આ અગાઉની આવૃત્તિમાં આવી ગયેલી અર્પણ પત્રિકાનો ઉતારો.

श्री

# भर्तृहरि नाटक.

## અંક ૧ લો.



પાત્રજન.

सूत्रधार............................नाटक भजवी बतावनार.
નટી............................તેની સ્ત્રી.
ભર્તૃહરિ............................માલવ દેશનો રાજા.
પિંગળા............................તેની રાણી.
દીર્ઘદર્શી............................તેનો પ્રધાન.
શૂરસેન............................તેનો સેનાપતિ.
વિદુષક............................તેનો મશ્કરો સોબતી.
રામશાસ્ત્રી............................રાજકુમારી શાળાના ગુરુ.
ગુણવક્તા............................એક ભાટ
ગુણસુંદરી............................એક *વારાંગના.
મધુરવદંતી............................પિંગળાની સદ્‌ગુણી દાસી.
દુર્બોધા............................બીજી દુરાચરણી દાસી.
પ્રતિહાર............................એક દ્વારપાળ.

*ગુણિકા.

श्री

# भर्तृहरि नाटक

### મંગલાચરણ

#### વસંતતિલકા છંદ

સ્વેચ્છા થકી જગત્ આ નિરમાણ કીધું.
નીતિપ્રબંધ રચના કૃત હાથ લીધું;
જેની કૃતિ ગતિ અતિ ગુઢ પ્રૌઢ ભાળુ,
જે છે પિતા જગતના બહુ રે દયાળુ.
સ્થંભો વિના ગગનમાં શશિ સૂર્ય રાખ્યા,
કાર્યોનિ કો ખુબી તણી કરશે જ વ્યાખ્યા;
અહા! શી! કળા [1]મયુરને તન તેં કરી છે,
પુષ્પો લતા ઉપવને[2] ખુબિ શી ભરી છે!
તેવા પ્રભુ સરવના કર્તા નિયંતા,
જેને સદા કિટ [3]કરી પરિચિંત ચિંતા;
થાશે ન ગુણ ગણના ગણતાં અમાપો,
તેવા દયાળુ સઘળે સુખ શાંતિ આપો.

(નાન્દી થઈ રહ્યા પછી.)

**સૂત્રધાર**–(સભાસદો તરફ જોઇને)
અહો આર્યો! આજે અમો આપની સમક્ષ શ્રી મયૂરપુરી નિવાસી શ્રીમાળી બ્રાહ્મણ ગ્રહસ્થ વાઘ વિરચિત[4] ભર્તૃહરિ નામનું એક અપૂર્વ નાટક ભજવી બતાવનાર છીએ, જેમાં ભરતભૂમિ [5]અલંકૃત, [6]શૌર્યાદિગુણ[7]વિભૂષિત એક ક્ષત્રિય-વીર, માલવદેશના રાજા ભર્તૃહરિ તથા તેની રાણી પિંગળાના

---

૧ મોર. ૨ બગીચો. ૩ હાથી. ૪ રચેલું. ૫ ઘરેણારૂપ. ૬ શૂરાતન ઉદારતા વિગેરે. ૭ શણગારેલું.

ચરિત્રનું, શૃંગાર, હાસ્ય તથા કરુણારસ[૧]પ્રાધાન્ય અત્યુત્કૃષ્ટ વર્ણન નાટકરૂપે કરવામાં આવશે, તો આપ અત્રે બિરાજેલા સૌ વિદ્વજ્જન, મિત્રજન, બંધુજન તથા સજ્જન વર્ગ એકાગ્ર ચિત્તે શ્રવણ કરશો, એટલી [૨]વિજ્ઞાપના છે.

(પડદાતરફ નજર કરીને) કેમ પ્રિયા, વાર લાગી?

**નટી**–આ આવી પ્રાણનાથ, શી આજ્ઞા છે? (નવું કંકણ બતાવીને) આ ધારણ કરતાં જરા વિલંબ થયો, તે માફ કરશો.

**સૂત્રધાર**–પ્રિયા, તને કહ્યું છે તે જ પ્રમાણે સર્વ પાત્ર જનોને આજે કહી દેવું કે, પોતાનો ભાગ ભજવવામાં કોઈ જરા પણ કસૂર ન રાખે.

**નટી**—પ્રાણનાથ, એ ભલામણ હું કરીને જ બહાર આવી; અને આપની [૩]નિપુણતા જય મેળવ્યા વગર કઈ જગાએ રહી છે!

**સૂત્રધાર**—તે ખરું પણ– **ગીત.**

પૂરણ ખેલ થયા વણ, દોષ ગુણ હમણાં નવ પરખાય;
માટે તન મન ધનથી, કામ જ કરવું પછી ઇશ્વર સ્હાય.

(એમ કહી ગાવા માંડે છે.)

રાગ કલ્યાણ

શ્રી જગત્પતિ! પ્રભુ આપ સન્મતિ,
ભર્તભૂમિ ભ્રાત માટે કીધી આકૃતિ.
શૂરપૂર નેક ટેક, નીતિ પ્રીતિ ન્યાય,
સ્વદેશાભિમાન એના બાળોમાં પ્રગટાય;–શ્રી૦
ધીર વીર સંપી સુખી, રૈયતને રાય,
કળાને કૌશલ્ય પાછાં, હતાં તેવાં થાય.–શ્રી૦
આર્યસુબોધ હિતનો બોધ, દેછે દેશ વિદેશ,
[૪]પ્રાચીનને [૫]અરવાચીન ખેલો, ભજવે ધારી વેશ.–શ્રી૦
વીર કરુણા ને શૃંગારનો, દેતી ચીતાર,
ગ્રહસ્થો ગ્રહણ કરશો જેમાં, રુચી તમારી સાર.–શ્રી૦
ગુણના ગ્રાહક વિદ્વજ્જનને, વિવેક પ્રીતિ પૂર,
સાર ગ્રહણ કરીને જોશો, દોષ કરીને દૂર.–શ્રી૦

---

૧ જેમાં મુખ્ય છે. એવું. ૨ વિનંતિ. ૩ કુશળપણું. ૪ જૂના. ૫ હાલનું.

ગજાનન ૧મંગલ પ્રદ દેવા, વળીર ભારતી માત,
સહાય કરો આ સૂત્રધારને, ગાઉં ગુણના ગાથ.–શ્રી૦
(તે ગાઈ રહ્યા પછી)

**નટી**—પ્રાણનાથ, હવે મને શી આજ્ઞા છે ?

**સૂત્રધાર**—પ્રિયે! તું પણ એક એવું મધુર ગાયન કર, કે જેથી આખી સભાનાં મન રંજન થઈ જાય.

**નટી**—પ્રાણનાથ, હું કયા વિષય વિષે ગાઉં ?

**સૂત્રધાર**—બીજો ઉત્તમ વિષય કયો છે જગત્કર્ત્તાની સ્તુતિરૂપ એક સુંદર ગાયન કર, કે જેમાં અખિલ વિશ્વના સૂત્રધારે, માયારૂપી નટીને સાથે લઈને આ જગત્રૂપી, નાટ્યભૂમિપર શીશી રચના કરી છે, તેનું વર્ણન આવે.

**નટી**—વાહ પ્રાણનાથ, ઠીક આજ્ઞા કરી, મારા મનમાં પણ એજ ઈચ્છા હતી.

**લાવણી**

વાહ! કૃતિ જગદીશ તમારી, અદ્દભુત લીલા વિસ્તારી;
જગત્રૂપી આ નાટ્યભૂમિમાં, કીધી રચના બહુ સારી.–વાહ.
સૂત્રધાર છો આપ સ્વતંત્ર, માયા નટી કૃત કરનારીઃ
વાહ કૃપાળુ જગત્ નિયંતા, ધરણીધર પ્રભુ ઉપકારી.–વાહ.
તરૂવર ગિરિવર પશુ ને પક્ષી, વનસ્પતિ શી કૃતિ સારી;
મનુષ્યને તેં આપી વિચક્ષણ, ઘટઘટમાં બુદ્ધિ ન્યારી.–વાહ.
કોઈ નરો શૃંગારે રમતા, કોઈ કરૂણાના ભોગી;
કોઇ વીરને હાસ્ય વિલાસે, કોઇ નિરંજનના યોગી–વાહ.
કોઈ પુષ્પ પ્રફુલ્લિત ઉપવન, સઘન છાંયમાં વિશ્રામે;
શિયળ વંતી કમલાક્ષી નારી, સાથે બેસી સુખ પામે.–વાહ.
ગ્રીષ્મ શરદને વસંત વર્ષા, શિશિર હેમંત શીતકારી;
ઋતુ ઋતુના ન્યારાં સુખ લે, વસ્રાલંકારો ધારી–વાહ.
કોઇ રાજ નીતિમાં શાણા, સચિવ નૃપતિને સંગે;
પ્રજાહિતના કરે વિચારો, રાજ લક્ષ્મી જેને અંગે–વાહ.

---

૧ શુભદેનાર. સરસ્વતી.

કોઈ સંગીત શાસ્ત્ર વિલાસી, છે ગુલતાનજ ગાયનમાં;
કોઈ કૃપણ સ્વપ્ને નવશોખી, જોડે વિત ચિત્ત છે ધનમાં—વાહ.
કોઈ પૂરા ઇશ્વરના આસ્તિક, પીતાંબર શુદ્ધ થૈ પેહેરી;
જગદીશ્વર આરાધન કરતા, ગૃહસ્થાશ્રમ સુખમાં લ્હેરી.—વાહ.
કોઈ જોગી નિરંજનઅબધૂત, તજીજગત્ ૧આધિ ૨વ્યાધિ;
બેસે ગિરિ ગુફાની માંહે, સમાધિ ચેતન ધન સાધી.—વાહ.
એ રીતે વિશ્વંભર વ્યાપી, રચના તુજ ન્યારી ન્યારી;
ઇચ્છા તારી જગ હિતકારી, પૂરણ અમને છે પ્યારી.—વાહ.

(મધુબન શ્યામ એહ રાહ.)

દીધી બક્ષીસ નરને નારી ચમત્કારી રે;
નારી ચમત્કારી રે સતી છે પ્રાણપ્યારી રે.—દીધી.
કમલ નયની, મુખ અમૃત ભાષી;
બાળા સંસાર, પુરૂષનો દે સુધારી રે.—દીધી.
જોરે કુસંગે કામિની બગડી;
આ અવતાર ગયા જ જાણો હારી રે.—દીધી.
પૂરણ ભાગોદય હશે જે પુરૂષનો;
તેનું ઘરબાર શોભાવે સતી સારી રે.—દીધી.

**સૂત્રધાર**—અદ્‌ભુત ખુબી લાવીને શું! સૌને ખુશ ખુશ કરી દીધાં!

**નટી**—પ્રાણનાથ, પણ ગાયનનો પ્રારંભ કર્યો ત્યારથી જેમ સભાજનોનાં મન હર્ષથી પ્રફુલ્લિત થતાં ગયાં, તેમ આપ વિચારમાં ઊંડા ઉતરતા ગયા, તેનું કારણ શું?

**સૂત્રધાર**—ખરું કહે છે, પ્રિયા!

**ગીતિ**

સુણી ગાયન શું થાયો વિચારે, કરિ શી! રચના પ્રભુ ધન્ય!
જેમ ભર્તૃહરિ નૃપનું, પ્રજા હિતમાં પ્રવર્તાયું મન.
(એમ કહીને બંને જાય છે.)

---

૧ મનનું દુઃખ. ૨ શરીરનું દુઃખ.

श्री

# भर्तृहरि नाटक

## अंक १ लो

---:o:---

### પ્રવેશ ૧ લો

સ્થળ—ભર્તૃહરિનો દરબાર.

**ભર્તૃહરિ, દીર્ઘદર્શી, શૂરસેન, રામશાસ્ત્રી, ગુણવકતા, ગુણસુંદરી ને પ્રતિહાર.**

**પ્રતિહાર**—(પ્રવેશ કરીને) જય જય છત્રપતિ માલવપતિ ભર્તૃહરિ રાજ મહારાજ ઘણી ખમા.

**ભર્તૃહરિ**—(પ્રધાન પ્રતિ) કેમ પછી શું કર્યું? મેં તમોને કાલે કહ્યું હતું કે સંસ્કૃત શાળામાં જઇ બાળકોનો સંસ્કૃત અભ્યાસ, કાવ્યશાળામાં કવિયોના બનાવેલા નવા ગ્રંથ; તથા તેઓમાં પિંગળ શાસ્ત્રાનુસાર બોધનો પ્રસાર, કન્યાશાળામાં કન્યાઓનો અભ્યાસ, નીતિ પ્રબોધાનુસાર કુમારિકા વર્ત્તણુક; શુદ્ધ ઇશ્વર ભક્તિ, શિયળવૃત્તમાં દ્રઢ વૃત્તિ, રાજકુમારી શાળામાં અભ્યાસની [1]પદ્ધતિ તથા વિદ્વાનોએ કરેલાં સંસ્કૃત ગ્રંથોનાં શોધન; ઇત્યાદિનો [2]ત્રિમાસિક વૃત્તાંત તૈયાર કરી મને આજે આપજો; તે ક્યાં છે?

**દીર્ઘદર્શી**—(જરા વિચાર કરીને) મહારાજ, શિલ્પશાળા, જ્યોતિષશાળા તથા વેદાંત બોધનો વૃત્તાંત કાંઇક અધુરો છે; ને બાકીની હકીકત હાલ આપને નિવેદન કરું છું:—

**ઉપજાતિ વૃત્ત**

ભર્તૃહરિ રૈયતના પિતાથી,
કાવ્યો રચાયે અતિ [3]શીઘ્રતાથી;

---

૧ રીતિ રસ્તો. ૨ ત્રણ માસનો. ૩ ઉતાવળથી.

કળા વધી સૌ કહું આજ કેની,
વિદ્યા પુરી ઉત્તમ આ ઉજેની.

મહારાજ, સંસ્કૃતશાળામાં બાળકોનો સંસ્કૃત અભ્યાસ ઘણો જ વધી ગયો છે; કાવ્યશાળામાં તો નાના બાળકોની શક્તિ જોઇ હું ચકિત થઈ ગયો; શું [1]મંદાક્રાંતા, શું સ્રગ્ધરા, કે શું શાર્દૂલવિક્રીડિત, મોટા મોટા વ્રતમાં ગમે તે વિષયપર શીઘ્ર કવિતા કરે છે; પરંતુ રાજકુમારી શાળાનું કામ કાંઇક મંદ ચાલે છે, કેમકે રામશાસ્ત્રી હવે બહુ વૃદ્ધ થયા, તેને હવે અમુક [2]વર્ષાસન બાંધી દઈ ષટ્ શાસ્ત્ર સંપન્ન પરબ્રહ્મ શાસ્ત્રીની નીમણુક કરવી છે; તે આપનો અભિપ્રાય પૂછવાપર વાત રાખી છે. આહાહા!! રામશાસ્ત્રીના નીતિ ઉપદેશથી તો [3]અવધી છે! જેના ઉપદેશે સતીના શૂરાતનની રેલ ચલાવી છે; ને પતિવ્રતાનાં પૂર વસાવ્યાં છે.

ભર્તૃહરિ—ત્યારે એ ખામી પરબ્રહ્મ શાસ્ત્રીથી પૂરી પડશે ખરી?

દીર્ઘદર્શી–તેમાં કાંઇ સંદેહ નથી, જેવા રામશાસ્ત્રી વ્યવહારિક નીતિ રત્નોની ખાણ છે, તેમ પરબ્રહ્મ શાસ્ત્રી પારમાર્થિક જ્ઞાન રત્નોના સાગર છે; એ કાંઈ ઓછું છે? તથા ધર્માચાર્યોના નીત્યુપદેશ નિશ્રદિન બહુ ઝપાટાથી ચાલે છે, તેથી સર્વ પ્રજા સર્વ પ્રકારનાં સદાચરણમાં પારાવાર છે; રામચંદ્રના સમયમાં જેવી તેની પ્રજા નીતિ આચરણમાં હતી, તેવી જ આપણી પ્રજા હાલ [4]સદ્ધર્મમાં વર્તે છે.

ભર્તૃહરિ— ઉપજાતિ વૃત્ત

સચીવ મારાં નથી કામ એવાં,
થયા નથી કો નૃપ રામ જેવા;
ક્યાં રામના રાજની [5]સૌમ્ય રીતી,
શતાંશ મારી નથી રાજ નીતી.

અહો!! અયોધ્યાપુરીના સૂર્યવંશ મુગટમણિ રામચંદ્ર! એની સાથે મારી રાજનીતિ એક શતાંશ દરજ્જે પણ સરખાવી શકાય? અહો! એની શી પ્રશંસા કરીએ! અમ રાજનોમાં એવા મહીપાલ કોઇ થયા નથી કે થવાના નથી, કેવા દુરંદેશી તર્કવાળા રૈયતના પિતા, [6]સમદ્રષ્ટિ સ્વરૂપ, દયા, ક્ષમા તથા શૂરાતનના

---

૧ વૃત્ત કે છંદનું નામ. ૨ વરસનો દરમાયો. ૩ હદ. ૪ ખરો ધર્મ. ૫ સુંદર ૬ એક સરખી નજર.

સાગર, રાજનીતિમાં મહા નિપુણ, સર્વ પ્રજા પ્રાણીના હિતેચ્છુ તથા સાક્ષાત્ જગત્‌નિયંતાવત જેની શક્તિ, એની બરોબરી સાંપ્રતકાળમાં કરી શકે એવો કોણ રાજા છે? કોઈ નથી. રામાયણના ઇતિહાસપરથી કેટલુંક રાજનીતિ ધોરણ આપણે ગ્રહણ કર્યું છે, કેમ કે તે વખત જેવું પ્રજાને, અન્ય કોઇ વખતે સુખ મળ્યું નથી. (જરા વાર પછી) કેમ, પેલો મારો પિત્રાઈ વ્રજસિંહ જેને આપણે મનુષ્યઘાતના અપરાધ માટે શૂળીની શિક્ષા કરી, તે બાબતમાં કાંઈ બુમાટ ઉઠયો નથી કે?

**દીર્ઘદર્શી**—મહારાજ, તેના સર્વ સંબંધીઓ મારા ઘરપર દ્વેષથી બખેડો કરવા આવ્યા હતા, તે વખતે આપના નામનો ત્રાસ દીધો, ત્યારે પાછા ગયા; નહીતર પરિણામ ઘણું બુરૂં આવત.

**ભર્તૃહરિ**—એવી જૂઠી પક્ષ કરવાવાળાને તમે શું શિક્ષા દીધી?

**દીર્ઘદર્શી**—આપને હજુ વાત જાહેર કરી; શિક્ષા કાંઇ કરી નથી.

**ભર્તૃહરિ**—એમાં શા માટે વિલંબ કર્યો? એ સર્વને મનુસ્મૃતિ અનુસાર કેદની શિક્ષા આપો. અરે! મારી પ્રજાપર જૂલમ કરવાવાળો કદી મારો પુત્ર હોય તોપણ શું થયું? તેને પણ હું તેવો ગુન્હો હોય તો દેહાંત દંડની સજા દઉં.

**पिताचार्यःसुहृन्माता, भार्यापुत्रःपुरोहितः ।**
**नादंड्योनामराज्ञोऽस्ति, यः स्वधर्मे न तिष्ठति ॥**

પિતા, આચાર્ય, મિત્ર, માતા, સ્ત્રી, પુત્ર ને પુરોહિત સ્વધર્મ પ્રમાણે ચાલતા ન હોય તો તેને રાજાએ દંડ ન દેવો એમ નથી, અર્થાત્ તેમને પણ દંડ દેવો જોઈએ.

અરે! મારી રાજકાર્યભ્રમિત બુદ્ધિથી કદાપિ મારાથી કોઈ ન્યાય ચુકાદામાં અન્યાયનો એક અંશ થાય છે તો તે જાણતાં હું આખો દિવસ ખેદયુક્ત રહું છુ; પશ્ચાત્તાપ કરું છું તથા અન્યાય સહન કરવાવાવાળાનું ફરી સમયોચિત સમાધાન થાય એવું કરું છું. કેમકે—

**तस्याहुःसंप्रणेतारं, राजानं सत्यवादिनं ।**
**समीक्ष्यकारिणंप्राज्ञं, धर्मकामार्थकोविदम् ॥**

સત્યવાદી (ખરું ખોટું) વિચારી શકનાર, સર્વ શાસ્ત્ર જાણનાર, ધર્મ, અર્થ અને કામનો ભેદ જાણનાર પંડિત એવા રાજાજ

દંડ દેવા યોગ્ય છે; માટે એટલી બાબતથી જો હું વિરુદ્ધ હોઊં તો હું દંડ કરવાને પાત્ર નથી અને રૈયતના ભલામાં જ મારુ ભલું છે.

ગીતિ

ભલું કરું રૈયતનું, ભલું ખરેખર થાશે તવ મારું;
નથી રાજ આ આપ્યું, માત્ર ભોગને ભોગવવા સારું.
જરા ન્યાય જો ચુકું, અતિ થાઊં ઈશ્વરનો અપરાધી;
તેમાંથી નવ છૂટું, અન્ય ભક્તિઓ કદી સહુ સાધી.

**દીર્ઘદર્શી**–(એ બાબત જરા વધારે ચર્ચા ચલાવવા સારુ) મહારાજ ! એ વાત ખરીછે. રાજાનું મુખ્ય લક્ષણ યુદ્ધ શૂરાતનમાં હોવું જોઇએ; અને મન શક્તિનો ઉપયોગ કરવો એ કામ અમારું છે.

**શૂરસેન**—નૃપવર્ય, પ્રથમ તરવારનો ઉપયોગ જ્યાં કરવો પડે ત્યાં આગેવાની ધરાવવી, એ કામ આપનું છે; અને સમાધાની વખતે ન્યાય કરવાનો છે માટે મને તો બંને ગુણ રાજામાં જોઇએ એવું લાગે છે.

**ભર્તૃહરિ**—નહિ, નહિ, તમારી બંનેની વાત કેટલેક અંશે ખરી છે પણ રાજામાં મુખ્ય લક્ષણ, પ્રજાપાલન, ન્યાયનીતિ આચરણ તથા વિનયનું જોઇએ; એનો આધાર મનુસ્મૃતિમાં પણ છે. આપણા પરમ પૂજ્ય તથા ૧સેવ્ય વૃદ્ધ રામશાસ્ત્રી તેનું પ્રમાણ આપશે ખરા. (ચારે તરફ જોઇને) આજ કેમ હજુ કચેરીમાં આવ્યા નથી!૨

**નેપથ્યમાં**— તોટકવૃત્ત

ધન્ય છે નૃપતિ શુભ તારી મતિ,
ચરચા નિત ન્યાય નિતીનિ થતી;
કરિ કેમ સદા સુખિ થાય પ્રજા,
ગણિએ અતિ ઉત્તમ મોજ મજા.

---

૧ સેવવાને યોગ્ય

૨ वृद्धांश्चनित्यंसेवेत्. विप्रान्वेदविदःशुचीन् ।
वृद्धसेवीहिसततं, रक्षोभिरपिपूज्यते ॥

વેદ જાણનાર, પવિત્ર અને વૃદ્ધ વિપ્રો (આર્યો) ની સેવા કરવી જોઇએ. વૃદ્ધની સેવા કરનારને ક્રુર લોકો પણ માને છે. (મનુસ્મૃતિ.)

દીર્ઘદર્શી—મહારાજ, રામશાસ્ત્રી પધારતા હોય એવું જણાય છે. (એટલામાં રામશાસ્ત્રી પ્રવેશ કરે છે.) ઓહો! યાદ કરતાં પધાર્યાને શું! (વંદન કરીને) કેમ શાસ્ત્રી બાવા, આજે વિલંબ થયો?

રામશાસ્ત્રી—રાજા તારો જય થાઓ, તું જાણે છે કે હવે મારી પૂરી વૃદ્ધાવસ્થાને લીધે અહીં સૂધી આવતાં ઘણો શ્રમ ૧પહોંચે છે; પરંતુ આપણુ બ્રાહ્મણ ક્ષત્રિયનું રાજપ્રકરણમાં પ્રસંગો પ્રસંગ કામ, માટે આવ્યાં વગર પણ ચાલે નહિ. રાજન્, હવે તો કામ પ્રસંગમાં ગંગાધરને બોલાવાય તો સારું. રાજકુમારી શાળા પણ પરબ્રહ્મ શાસ્ત્રીને સોંપાય, એટલે હું નિવૃત્તિ ૨પરાયણ થયો; વર્ષાસનને માટે સચિવ સાથે અરજ મોકલી છે તે પહોંચી હશે.

ભર્તૃહરિ—શાસ્ત્રીબાવા! હું બધું જાણું છું, હવે આપે પધારવા તસ્દી ન લેવી; પણ આજ એક વાતની તકરાર પડી છે તેનું નીરાકરણ કરો.

રામશાસ્ત્રી—આયુષ્યમાન્ રાજા, તારા નીતિરાજમાં તકરાર કેવી?

ભર્તૃહરિ—ના, ના, શાસ્ત્રીબાવા, આ તકરારમાં તો શાસ્ત્ર નિર્ણય તથા સાક્ષીની જરુર છે, બીજું કાંઇ નથી. (પ્રધાન તરફ હાથ કરીને) આમનો મત આવો છે કે રાજાનો મુખ્ય ધર્મ, પ્રસંગ પડે ત્યારે રણક્ષેત્રમાં લડી પ્રજાનું રક્ષણ કરવું એજ છે; (સેનાપતિ તરફ દૃષ્ટિ કરીને) આ શૂરસેનજીનું કહેવું યુદ્ધમાં ભીડવું તથા સમાધાનીમાં ન્યાય કરવો, એ બંનેને માટે છે, અને મારો મત એવો છે કે, રાજાનો મુખ્ય ધર્મ પ્રજાપાલન, સત્યાસત્યનો વિચાર કરીને ન્યાય કરવો, તથા વિનય રાખવો, એ છે. તે સિવાય રાજાના બીજા ગૌણ ધર્મ છે. કેમ રામશાસ્ત્રીજી! એમાં આપનો શું અભિપ્રાય છે?

રામશાસ્ત્રી—(પ્રધાન તથા સેનાપતિ તરફ જોઈને) રાજાનું કહેવું યથાર્થ છે, શાસ્ત્રાનુસાર છે; કેમકે પ્રજાનું રક્ષણ ૩તથા ન્યાય

---

૧ મહેનત. ૨ ધંધાથી રહિત.

૩ प्रजानांरक्षणंदान, निज्याध्ययनमेवच ।
विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्यसमासतः ॥

પ્રજાનું રક્ષણ કરવું, દાન કરવું, યજ્ઞ કરવો, વિદ્યાભ્યાસ કરવો અને વિષયોને વિષે આસક્તિ ન રાખવી એ ક્ષત્રિયનાં કર્મ કહ્યાં છે.

કરવો એ તો રાજાનો મુખ્ય ધર્મ છે; તથા મહીપાળોમાં વિનય એ તો અત્યુત્તમ વસ્તુ છે.

**દીર્ઘદર્શી**—વ્યવહારિકમાં વિનય એ પ્રસિદ્ધ ગુણ છે પણ આપના તરફથી કાંઈ શાસ્ત્રમાં એ ગુણની પ્રશંસા છે? રાજાઓને માટે ન્યાય તો [1]મુખ્ય ધર્મ છે જ.

**રામશાસ્ત્રી**—ભાઈ, તે પણ કહી સંભળાવું છું. ઉત્તમ વસ્તુ જ એ છે, તથા સર્વ સિદ્ધિ પણ ઘણું કરીને તેમાં જ કહેલી છે.

**बहवोविनयाभ्रष्टा, राजानःसपरिच्छदाः ।**
**वनस्थाअपिराज्यानि, विनयात्प्रतिपेदिरे ॥**

સર્વ રાજ સામગ્રી (ફોજ, ધન આદિ) વાળા બહુ રાજા, અવિનયથી નાશ પામ્યા; અને વનમાં વસનાર રાજા વિનયથી રાજ્ય પામ્યા છે.

**દીર્ઘદર્શી**—ત્યારે કેમ શાસ્ત્રીજી, આપનું એમ કહેવું છે કે, રાજાએ યુદ્ધ પ્રસંગમાં થોડું લક્ષ આપવું જોઈએ?

**રામશાસ્ત્રી**—ભાઈ, યુદ્ધમાં પણ ન્યાય નીતિની જરુર પડે છે, ધર્મયુદ્ધે રાજાએ લડવાનું છે. દગાથી નહિ; બાકી પણ રાજાએ બીજી ઘણી બાબત પર લક્ષ આપવાનું છે.

**त्रैविद्येभ्यस्त्रयींविद्यां, दंडनीतिंचशाश्वतीम् ।**
**आन्वीक्षिकींचात्मविद्यां, वार्त्तारंभाश्चलोकतः ॥**

ત્રણ વેદ જાણનારા વિદ્વાન્ પાસેથી ત્રણ પ્રકારની વિદ્યા, અને દંડ શાસ્ત્ર (ફોજદારી ન્યાય) તથા નીતિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્ર, અને આત્મવિદ્યા, (જે જાણ્યાથી ચડતી પડતીમાં હર્ષ શોક ઓછો થાય છે) રાજાએ શીખવાં, અને કર્ષક (અર્થશાસ્ત્ર જાણનાર) આદિ પાસેથી ખેતી, વ્યાપાર, પશુ પાલનાદિ કળાઓ, રાજાએ શીખવી.

**ભર્તૃહરિ**—ખરેખર પ્રજાને અદલ ન્યાય કરવો એ મુખ્ય છે.

---

[1] स्वराष्ट्रेन्यायवृत्तःस्याभृदृशदंडश्चशत्रुषु ।
सुहृत्स्वजिह्मःस्निग्धेषु, ब्राह्मणेषुक्षमान्वितः ॥

પોતાના રાજમાં ન્યાયથી ચાલવું, શત્રુને દંડ દેવો, સ્નેહીઓ સાથે પ્રમાણિકપણે ચાલવું; અને અલ્પઅપરાધ કરનાર વિદ્વાન ઉપર ક્ષમા કરવી.

**निंदंतुनीतिनिपुणा, यदिवास्तुवंतु**
**लक्ष्मीःसमाविशतु, गच्छतुवायथेष्टम् ।**
**अद्यैववामरणमस्तु, युगांतरेवा**
**न्यायात्पथः प्रविचलंति पदं न धीराः ॥**

નીતિમાં ડાહ્યા માણસ ગમે તો નિંદા કરો અથવા સ્તુતિ કરો લક્ષ્મી પ્રાપ્ત થાઓ, અથવા જતી રહો, આજ જ મરણ હો, અથવા કાળાંતરે હો; એવો વિચાર લાવીને ધૈર્યવાન માણસો ન્યાય નીતિથી એક ડગલું પણ ખસતા નથી.

પરમપૂજ્ય શાસ્ત્રીબાવા, ગયા ત્રણ માસમાં મારી રાજનીતિમાં કે પ્રજા તથા રાજરક્ષણ રીતિમાં જે કાંઈ દોષ આપની દૃષ્ટિએ આવ્યો હોય, તે નિસ્સંદેહ મને જણાવવા આપ કૃપા કરશો; તથા દેશકાળને અનુસરી હવે પછીને માટે જે અનુપમ સલાહ આપવી ઘટે તે આપશો.

**રામશાસ્ત્રી**—રાજા, માનવ ધર્મશાસ્ત્ર પ્રમાણે ક્ષત્રિયધર્મનાં સઘળાં આચરણ તેં સાચવ્યાં છે, તારા રાજનાં સાતે અંગ[1] પ્રસિદ્ધ તથા પ્રબળ છે, અને પાંચે ગુણથી [2] પકવ એવા તારા રાજમાં અષ્ટ પ્રધાન છે; અને છ પ્રકારનાં કિલ્લાવાળાં[3] તારાં શહેર તૈયાર છે. માટે તારી રાજનીતિમાં હાલ કાંઇ અપૂર્ણતા મારા જોવામાં

---

१ स्वाम्यमात्यौपुरंराष्ट्रं कोशदंडौसुहृत्तथा ।
सप्तप्रकृतयोह्येताः सप्तांगराज्यमुच्यते ॥

રાજા, મંત્રી, રાજધાની, અને દેશ (આખી પ્રજા) કોશ, સેના (હાથી, ઘોડા, રથ, પાયદલ ઇત્યાદી) અને મિત્ર, એ રાજ્યની સાત પ્રકૃતિઓ (ઇન્દ્રિયો) છે, અને તે ઉપરથી તે રાજનાં સાત અંગ કહેવાય છે.

२ मौलान्शास्त्रविदःशूरान्, लब्धलक्षान्कुलोद्गतान् ।
सचिवान्सप्तचाष्टौवा, प्रकुर्वीतपरीक्षितान् ॥

મૌલવાન (જેના પૂર્વજોથી રાજ કારભારમાં ચાલતો આવેલો અથવા રાજનીતિના અનુભવી એવા) શાસ્ત્ર જાણનાર, શૂરા, લબ્ધલક્ષી, (ધાર્યું નિશાન મારનાર, અને કુલીન એવા સાત કે આઠ સચિવ (મુખ્ય કારભારી) પરીક્ષા કરીને રાજાએ રાખવા,

३ धनुर्दुर्गंमहीदुर्गमब्दुर्गंवार्क्षमेववा ।

આવતી નથી. માત્ર ક્ષત્રિયધર્મનું છેલ્લું લક્ષણ૧ તું બરાબર સાચવે તોપણ તે પ્રબળ વિકાર છે, માટે તેમાં વિશેષ સંભાળ રાખવી. (જરા વિસામો ખાઈને) રાજા વર્ષાસન—વાત ભૂલમાં જાય છે!

**ભર્તૃહરિ**—(જરા હસીને) ભૂલી ગયો નથી. શાસ્ત્રીબાવા, તમે મારી પુત્રીઓને બોધ દેવામાં આયુષ્ય ગુજારી તેને વૃદ્ધાવસ્થામાં ને વળી શાસ્ત્રજ્ઞાતા વિદ્વાન બ્રાહ્મણને મારાં રાજમાં વર્ષાસનનું પૂછવું હોય! (પછી તે વિષે આગળથી બંદોબસ્ત કરેલો તે મતલબનું આજ્ઞાપત્ર વાંચી સંભળાવ્યું, જેમાં યાવત્‌જીવિત શાસ્ત્રીને વર્ષાસન મળે, તથા તેના પુત્ર ગંગાધરને તેમની જીવાઈ મળવા ઠરાવ હતો, તેણે શાળાનું કામ ન કરતાં વિદ્યાની બીજી શાખા પકડી હતી.)

**રામશાસ્ત્રી**—(રાજાએ આગળથી તજવીજ કરેલી જોઈને) ભૂપાળ ચૂડામણિ, તારી ઉદારતાને ધન્ય છે!

**शेतषुजायतेशूरः सहस्रेषुचपंडितः ।**
**वक्ताशतसहस्रेषु, दाताभवतिवानवा ॥**

**અર્થ—સોરઠો**

સોએ શૂરવીર એક, પંડીત એક હજારમાં;
વકતા લાખે છેક, દાતા વિર્લજ દેખશો.

**ભર્તૃહરિ**—શાસ્ત્રીજી! તમારા ઉપકારનો બદલો અમારી તુચ્છ રાજલક્ષ્મીથી વળે તેમ નથી. સર્વ સદ્‌ગુણનો ભંડાર એવી તમારી ઉત્તમ વિદ્યા ક્યાં! અને સર્વ દુરાચરણનું દ્વાર ઉઘાડનારી એવી મારી રાજલક્ષ્મી ક્યાં! પૂર્વ પુણ્યનો ક્ષય કરનારી, સત્તાથી અંધ કરનારી, ખરા સ્નેહને ભૂલાવનારી, પંચ વિષયમાં પાડનારી, વિદ્વતાને વિસરનારી, બુદ્ધિને ભમાવનારી, વ્યસનોને વધારનારી,

---

नृदुर्गंगिरिदुर्गंवासमाश्रित्यवसेत्पुर ॥

ધનુર્દુર્ગ—(વીશ યોજન ફરતા મેદાનવાળા કિલ્લાવાળા), મહી દુર્ગવાળા, જલદુર્ગ (પાણીના કિલ્લા એટલે ખાઈવાળાં), વૃક્ષદુર્ગ (મોટી ઝાડીના કિલ્લાવાળાં,) નૃદુર્ગ (ફોજનાં કિલ્લાવાળાં), ગિરિદુર્ગ (પર્વતના કિલ્લાવાળાં), જ્યાં શત્રુથી અવાય નહિ અને જેમાં નદી અને પાક પુષ્કળ થાય એવા શહેરમાં રાજધાની કરી રાજાએ રહેવું.

૧ વિષયમાં થોડી આસક્તિ રાખવી તે.

આસુરી સંપતિને ઉત્પન્ન કરનારી, મિત્રતાને અપાત્ર કરનારી એવી મારી રાજ્યલક્ષ્મી કયાં અને હે પરમપૂજ્ય વિદ્વાન્ શિરોમણિ! પુણ્યનો ભંડાર ભરનારી, ચિતને નિર્મળ કરનારી, ઉત્તરોત્તર સ્નેહ વધારનારી, પંચ વિષયના પંઝામાંથી કાઢનારી, સદ્બુદ્ધિને દ્રઢાવનારી, વ્યસનોને વિદારનારી, દૈવીસંપતિને ઉત્પન્ન કરનારી અને મિત્રતાને પાત્ર કરનારી એવી આપની સદ્વિદ્યા કયાં? અમારી રાજનીતિ તો આપ જાણો છો કે.—

सत्यानृता च परुषा प्रियवादिनी च।
हिंस्रा दयालुरपि चार्थपरा वदान्या॥
नित्यव्यया प्रचुरनित्यधनागमा च।
वेश्यांगनेव नृपनीतिरनेकरूपा॥

સાચી અને ખોટી, કઠોર અને પ્રિય બોલનાર, મારી નાંખનાર અને દયાળુ, ધન લેવામાં તત્પર અને ઉદાર, હમેશાં ખરચવાળી, અને હમેશાં પૈસા મળે છે એવી રાજનીતિ વેશ્યા સ્ત્રીની પેઠે અનેક રૂપવાળી છે.

રામશાસ્ત્રી—

ગીતિ

છે વિદ્યા રસ ભોગી, વળી સભામાં વિદ્વાનો ખ્યાત;
તે રાજાની લક્ષ્મી, અનર્થ કંઈ પણ કરશે નહીં ભ્રાત.

હે પૂર્ણિમાના ચંદ્ર [1]રૂપ ન્યાયનીતિનિપુણ રાજન્! તારી રાજલક્ષ્મી તેવી નથી. તે તો સર્વ શુભકાર્યોનાં સાધનરૂપ છે. તારી રાજલક્ષ્મીએ સર્વ પ્રકારની વિદ્યાની વૃદ્ધિ કરી છે. સર્વ પ્રજાનું પાલન કરી તેમનાં જ્ઞાનચક્ષુ ઊઘાડ્યાં છે, પુણ્યના માર્ગ પ્રસરાવ્યા છે; વેરીઓનો વિધ્વંશ કર્યો છે, સન્મિત્રોનાં સંરક્ષણ કીધાં છે અને દુરાચારીઓને દંડ દીધા છે, કવિજનોની

---

[1]परिपूर्णं यथा चंद्रं, दृष्ट्वा हृष्यंति मानवाः।
तथा प्रकृतयो यस्मिन्, स चांद्रव्रतिको नृपः॥

૧ જેમ પરિપૂર્ણ ચંદ્રમાને જોઈ મનુષ્યો પ્રસન્ન થાય છે, તેમ પ્રધાન અને પ્રજા આદિ જે રાજાને (તેના સદ્ગુણોને લીધે) જોઈ પ્રસન્ન થાય તે રાજા ચંદ્રના ગુણવાળો સમજવો.

કદર કરી છે અને સદ્ગ્રંથોને સહાયતા કરી છે; દયા, ક્ષમા, ધૃતિ, શાંતિ, સંતોષ ને વિનય એ સદ્ગુણોને સજીવન કર્યા છે; અને અસત્ય, અનીતિ, ચોરી, વ્યભિચાર આદિ દુર્ગુણોને દેશવટો દીધો છે. હે રાજા! તારી રાજલક્ષ્મી સતત્ વૃદ્ધિ પામો તથા ધર્મ યુદ્ધે લડનાર એવું જે તારું સૈન્ય તે સદા જય પામો!

**ભર્તૃહરિ**—તથાસ્તુ. આપની કૃપાથી જ મારું સૈન્ય સદા જય પામતું આવ્યું છે. (સેનાપતિ તરફ નજર કરીને) કેમ શૂરસેનજી! શકટાદિવ્યુહમાં સૈન્ય તૈયાર થયું?

**શૂરસેન**—હે નૃપ શાર્દૂલ! શકટાદિવ્યુહ, [1]મકરવ્યુહ, વરાહવ્યુહ તથા સુચીવ્યુહમાં બધું સૈન્ય બરાબર તૈયાર થઇ ગયું છે; હવે ગરુડવ્યુહની કસરત હાલ ચાલે છે તથા સર્વ પ્રકારના કિલ્લા પણ તૈયાર છે; આપ ગિરિદુર્ગમાં પધારશો ત્યારે જોવામાં આવશે.

**ભર્તૃહરિ**—બહુ સારૂં, ખાનપાનાદિકનો ઘણી સારી રીતે તથા મિતાહારપણે બંદોબસ્ત રાખવો; કેમકે તેની તન્દુરસ્તીપર રાજ્યનો ઘણો આધાર છે તે લક્ષમાં રાખવું.

**પ્રતિહાર**—(નેપથ્યમાં ઘુઘરાનો અવાજ સાંભળી) મહારાજ! નૃત્ય ગાયનનો સમય થઇ ગયો છે અને વારાંગના આવી છે.

**ભર્તહરિ**—ભલે આવે; બોલાવો.

(તે બોલાવી લાવે છે, વારાંગના પ્રવેશ કરી રીતિ પ્રમાણે વંદન કર્યા બાદ નૃત્યની સાથ ગાયન કરે છે. તેમાં વખત વગરના સુર આવ્યાથી પ્રધાન પ્રતિ કહે છે.) કેમ દીર્ઘદર્શી! આ શેનો આલાપ થાય છે?

**દીર્ઘદર્શી**—મહારાજ! કલ્યાણ રાગમાં કાંઈ બિભાસની છાયા આવી જાય છે.

**ભર્તૃહરિ**—હા મારું પણ એજ કહેવું છે. સૂચના આપો કે એમ ન થવું જોઇએ. (દીર્ઘદર્શી તે પ્રમાણે ખામી કહી બતાવે છે; અને રાજાના હુકમથી બીહાગનું એક તાન ગાવાનો હુકમ કરે છે.)

**ગુણસુંદરી**—(ગાયછે.)

---

૧ શકટ એટલે ગાડું વિગેરે શબ્દના અર્થ પ્રમાણે તેવી આકૃતિમાં લશ્કરની ગોઠવણી.

રાગ બીહાગ

હું બલીહારી રે, રસજ્ઞ નૃપ ગુણવાન.
ગાયક ખુબીશું! ખુબી છે શ્રોતાની;
રસનું જેને છે પૂરણ જ્ઞાન. — હું.
જ્ઞાતા વિના વૃથા ગાયને શું થયું!
કહી લક્ષ્મી નિધાન. — હું.
શૃંગાર નીતિ ભેદનો જ્ઞાતા,
ધન્ય ભર્તૃહરિ વિદ્વાન — હું.

**ભર્તૃહરિ**—કેમ, દીર્ઘદર્શી, ગાયનની છેલ્લી કડીમાં એક તાલની ચૂક થઇ કે નહિ?

**દીર્ઘદર્શી**—જી, હા, થઇ ખરી, આપનું આ જ્ઞાન પણ પૂર્ણ છે.

**ભર્તૃહરિ**—

**साहित्यसंगीतकलाविहीनः साक्षात्पशुः पुच्छविषाणहीनः ।**
**तृणं न खादन्नपिजीवमानस्तद्भागधेयं परमं पशूनाम् ॥**

સુભાષિત અને ગાયન કળા વિનાનો પુરૂષ પ્રત્યક્ષ પશુ છે, અને તે ખડ ખાધા વિના જીવે છે, તેથી પશુનું મ્હોટું ભાગ્ય છે; કારણ કે જો તે ખડ ખાત, તો પશુને ખાવા ક્યાંથી મળત?

(પછી વારાંગનાને વસ્ત્રાંલંકાર દ્રવ્ય આદિ આપવાને આજ્ઞા કરે છે. નેપથ્યમાંથી શબ્દ)

ભુજંગી છંદ.

ભલે! ભૂપ બંકા! ઘણાને નમાવ્યા,
શશિ સૂર્યવંશી નૃપ તેં ભુલાવ્યા!
ભલો માળવી ગાદિએ ભૂપ આવો!
થયો ભર્થરી એક દુજો ન થાવો!

**ભર્તૃહરિ**—(પ્રધાન સાથે) કોણ, કોઇ બારોટ આવતા જણાય છે.

**દીર્ઘદર્શી**—ખરે લલકારી તો એવી છે.

(એટલામાં ગુણવક્તા ભાટ કવિતા બોલતા પ્રવેશ કરે છે.)

**ગુણવક્તા**—　　　　કવિત.

ઉજેની નગરી ભૂપ ઇંદ્ર જેસા દેહરૂપ,
કર્ણ જેસા દયા કૂપ, ગરીબ નિવાજન હે;

રામ જેસા નીતિરાજ, ચક્રવર્તિ ગુણજહાજ,
પુન્યસેતુ બાંધી પાજ, શૂરવીર બાવન હે.
ભર્તૃહરિ ભૂપ સહી, ચૌદ ભુવનમેં નહી,
ગુણ નોબત બાજ રૈ, જશકો બઢાવત હે.
તપો અવિચળ ગાદી, સકળ કળા અનાદિ,
વિગત કલેશ વિષાદિ, બંદી ગુણ ગાવતહે.

**ભર્તૃહરિ**—બારોટ, ક્યાંથી આવો છો? તથા તમારૂં નામ શું છે?

**ગુણવક્તા**—પૃથ્વીપતિ, મારૂં નામ ગુણવક્તા ભાટ છે, ને આખું હિંદુસ્તાન ફરતો ફરતો અહીં રાજા ભર્તૃહરિનું નામ સાંભળી આવ્યો છું; ભલે! પરમાર ગાદી! સવાઈ બા! સવાઈ! રૂપમાં તો રંભા ને ભૂપમાં તો એક ભર્તૃહરિ! ભલે! બાણું લાખ માળવાના ધણી ભલે!

**ભર્તૃહરિ**—ગુણવક્તા, તમે અમારા ગુણનું વર્ણન કરોછો; પણ મિથ્યા અતિશયોક્તિ થાય છે. જે ગુણ અમારામાં નથી તે પણ તમે આરોપણ કરો છો.

**ગુણવક્તા**—માલવપતિ મહારાજ! આપમાં સર્વ ગુણ છે, નથી શી રીતે? જેની કીર્તિ ચૌદ ભુવનમાં ગાજી રહી છે.

**ભર્તૃહરિ**—નહિ નહિ, તમે એવાં કાવ્ય બનાવો કે જેથી લોકમાં નીતિ, વિદ્યા વૃદ્ધિ તથા સદાચરણમાં પ્રીતિ થાય.

**ગુણવક્તા**—(હાથ જોડીને) સારૂં માલવપતિ, હવેથી એવાં કવિત બનાવશું, પણ આપ મૃત્યુ લોકના પ્રભુ છો. આપમાં કયો ગુણ ઓછો છે?

**ભર્તૃહરિ**—(પ્રધાનને કહે છે) આ ગુણવક્તા બારોટને એક મંદીલ, શેલું તથા કડાંની એક જોડ આપજો.

**દીર્ઘદર્શી**—બહુ સારૂં, જેવો નામદારનો હુકમ. (તુરત ચિઠી લખી બારોટને આપે છે).

**ભર્તૃહરિ**—પ્રધાનજી, મહાકાલેશ્વર જવાનો વખત થઈ ગયો છે, માટે ચાલો.

**દીર્ઘદર્શી**—જેવી નૃપવર્યની આજ્ઞા!

(સૌ જાય છે).

———:o:———

## પ્રવેશ ૨ જો

### સ્થળ—પિંગળાના રાજમહેલમાં એક ખાનગી સ્થળ

### પાત્ર—પિંગળા ને દુર્બોધા

દુર્બોધા—બાઈ સાહેબ, હવે હું રજા માગુ છું.

પિંગળા—અરે તું ડરે છે શા માટે? તને હું આંચ આવવા નહિ દઉં.

દુર્બોધા—બાઈ, એ ખરૂં છે કે આટલા રોજ આપની કૃપાથી હું ટકી છું. નહિ તો મારૂં ખોખું ઉડી જતાં વાર નહોતી.

પિંગળા—અલબત, મધુરવદંતી મહારાજની વિશ્વાસુ છે એ વાત ખરી, પણ તેને ધીમે ધીમે હું સપાટામાં લાવી દૂર કરીશ.

દુર્બોધા—　　રાસડો

નથી નથીરે એમાં સાર, આપ કને રહેવું,
આપની ખીજમત મેં તો ઉઠાવી;
સંકટ કેવાં સહીને રે,
બાતલ મુજને કરી જનાનેથી,
હવે ન મારે આજ—આપ કને રહેવું.
મધુર વદંતીને મહારાજે માની,
તમે ન તેને કાઢી રે;
ચારી તમોને અમે કરાવી,
આપ કરો છો લ્હેર—આપ કને રહેવું.

પિંગળા—　　રાગ ઉપરનો.

નથી નથીરે કોઇનો ભાર, શીદ, ડરે દાસી,
રાજાની સખ્તી છે અમ ઉપર;
તે તો થોડા દિની જાણ રે,
વિશ્વાસ પૂરો પ્રથમ લાવીને,
કરશું ધાર્યું કામ—શીદ ડરે દાસી. નથી૦
અશ્વપાલને હવે ન છોડું,
ચારી કરી અંતરથીરે;
થતાં તો કામ એ થઈ ગયું છે,
હવે રાખવી હામ—શીદ ડરે દાસી. નથી૦

દુર્બોધા—બાઈ સાહેબ, ત્રણવાર મહારાજને મારી ચાલપર વહેમ આવ્યો, ઘરની અંદર તો ગમે તેવુ આપનું કામ બજાવી આપું, પણ જાહેરમાં એ વાત જાય તો તેમાં મારે જીવ ખોવો પડે; માટે હાલ તો જો કૃપા કરીને રજા આપો તો મારે વતન જઈ આવું.

પિંગળા—(તેનો ઘણો દુરાગ્રહ જોવાથી) બહુ સારૂં, ત્યારે એમ હોય તો ભલે એક વર્ષ ત્યાં રહી આવ, એટલામાં હું બધું અહીં ઠીકઠાક કરી મુકીશ.

દુર્બોધા—બાઈ સાહેબ તમારા યારને સંભાળજો, કેમકે એ રસિક પુરૂષમાં બીજી કાંઈ ગતિ નથી.

પિંગળા—દાસી, એ છંદમાં તેં મને નાખી એ થતાં શું થયુ, પણ હવે તો લાગી તે લાગી. જીવિતપર્યંત એ યારી છુટવાની નથી.

દુર્બોધા—છૂટે ત્યારે તો બાઈ કૂળને ખોટ બેસેનાં! દિલ દીધા પછી જાતવંતે કાંઇ ફરાય છે!

પિંગળા—ખોટ તો દુર્બોધા, એની યારી કરી ત્યારથી જ બેસી ચૂકી છે; પણ હવે જે રસ્તે ચડ્યાં તે ચડ્યાં.

દુર્બોધા—બાઈ, ગુસ્સો કરશો માં. હજુ સ્ત્રી ચરીત્રની આપમાં ખામી છે. સ્ત્રીઓ તો પંદર પુરૂષને સાથે રમાડ્યે જાય, ને પોતાના સ્વામીને શુદ્ધ પતિવ્રત દેખાડે; અંદેશો પણ ઉત્પન્ન થવા ન દે. પણ તેવી આવડત જોઈએ.

પિંગળા—એમ તો દાસી મનેય પણ તું ઓછી ગણીશ નહીં. અમારી હિમ્મત જુદીજ હોય છે. વખત આવ્યે ખબર પડે.

દુર્બોધા—એમ છે ત્યારે તો મેં હાથ નાંખી ભેટો કરાવી દીધો છે ના? પણ અશ્વપાળને ખાનપાનથી રાજી રાખજો.

પિંગળા—દુર્બોધા, થયો તો છે જુલમ! કે એક નીચ ઠાણીયાથી યારી બંધાઇ ગઇ! પણ હવે તો દોસ્તી ભજવવી.

દુર્બોધા—સંસારમાં મજા જ બીજી કયી છે? ખાવું, પીવું ને ઇશ્કબાજી કરવી તે સિવાય—

પિંગળા—હા, એ તો ખરૂં, પણ તે કેવે રસ્તે? નીતિ કે અનીતિને રસ્તે?

દુર્બોધા—એ તો દીઠી નીતિ ને અનીતિ બધી! એ તો કહેવાનાં છે. કોણ જાણે છે કે મુવા પછી શું છે!

પિંગળા—અરે એ તો હું સેહેજ કહું છું, પણ હું રાજાની પુત્રી, એટલું યાદ આવતાં મનને એમ થાય છે કે ઠાણીયાથી યારી!

દુર્બોધા—બાઈ, એવું હોય તો દોસ્તી તોડી નાંખો. નહિ તો બિચારો એ ઓલીઓ માર્યો જશે! આવાં ભાષણ નાહી ધોઇને સવારમાં સૂજે છે, પણ હુકમ કરો છો ત્યારે તો પળ પણ નથી ખમતાં.

પિંગળા—ના ના, દાસી, એને જોજે કાંઇ કહેતી નહિ. મધુરવદંતીને પણ લાલચ ને ધમકી આપી ફેરવી છે ને આ વાતથી માહીતગાર કરી છે; કાલ તો સુખલેરીયાને એ જ બોલાવી લાવી હતી.

દુર્બોધા—હા બાઈ સાહેબ, એ વાત પહેલી રાખજો. મધુરવદંતી ફુટી તો સૌનું નિકંદન ભેળું જવાનું છે. માટે એ ડહાપણ ઘણું ડોળે છે, તેને ઠમઠોરીને કબજામાં રાખ્યે જજો. (થોડી વાર પછી) બાઇ, હમણાં તો કાંઇ જુવાની ખીલી છે તમારી! જેવી જુવાની તેવો જ માથે યાર પણ મળ્યો! જેનું જેવું દિલ તેવું તેને ભગવાન્ મેળવી આપે!! બાઇ, હવે હું જાઉં છું. ગામમાં પણ નહિ ટકું.

પિંગળા—તને નઠારી ચાલનું માણસ ઠરાવી શકપરથી મધુરવદંતીએ રજા અપાવી છે, પણ તેની કાંઇ ફિકર દિલમાં રાખીશ નહીં. વખત આવ્યે એને જ નશીયત અપાવી તને બોલાવી લઇશ. અને હાલ તો તું જાણે છે કે તેને આ મારી મતલબમાં ઉલટી કેળવવાનો વખત છે. માટે હમણાં કાંઇ એને ન કહેવાય.

દુર્બોધા—હું તો બાઇ સાહેબ, અહીં રહું કે આપના માબાપને ત્યાં રહું એ બધુંય સરખું છે. ત્યાં આપના માતપિતાના રાજમાં પણ આપના જ રોટલા ખાઈ જીવું છું. (જાય છે.)

પિંગળા—(તે ગયા પછી–સ્વગત) દોસ્તી બાંધી તે બાંધી; હવે પાછા હઠવું નહીં. હવે તો એનાથી લહેર જ કરવી, અને રાજા સાથે યુક્તિથી રમત રમવી, કે ભેદ કદી પણ કળાય નહીં. મધુરવદંતી મારી આગળની રીતિ પ્રમાણે કેટલોક ડોળ કરશે, પણ તેને ધીમે ધીમે સમજાવી પાંસરી કરી દેવી; કાલ જરા આરોપ મૂકવાની ધમકી આપી, ને એક હજારની ચોળી બક્ષીશ કરી તો ટપ તેડી આવીને ઉભી રહી. માટે એ પૈસાથી ને પ્રપંચથી દબાશે. ચાલ હવે મહેલમાં જાઉં, મહારાજને પધારવાનો સમય થયો છે. (જાય છે.)

—:o:—

## પ્રવેશ ૩ જો

### સ્થળ—અશ્વશાળા

### પાત્ર—અશ્વપાલ ને દુર્બોધા

**અશ્વપાલ**—(સ્વગત) દોસ્તી તો દુર્બોધાને કરવાઈ મગર ઉસ્કા જ કામ નિકલ ગયા. (વિચારીને) ફિકર નહિ, અપના તો કામ હુવા.

**દુર્બોધા**—(પ્રવેશ કરીને) કાં, યાર. હવે રજા લઉં છું.

**અશ્વપાલ**—ક્યું દિલજાન, ઈધર ગમત નહિ પડતી?

**દુર્બોધા**—ગમત તો ઘણીએ પડે છે, તમે જ્યાં હો ત્યાં ગમતનું શું પૂછવું! પણ પેલી મધુરવદંતીએ સાચાં ખોટાં ભરાવી મુંને બાતલ કરાવી, ને હવે મારે ગામમાં રહેવું લાજમ છે?

**અશ્વપાલ**—વો તો સચ્ચ બાત, મગર ઉસ્કું, એક દિન દીખલા દઉંગા. કલ મેરી પાસ વો બુલાને આઇથી, તીન પેઢીસેં ઉસ્કે ઘરમેં જનાનેકી નોકરી હે, તો અબ ઉસ્કુ ક્યા કર સકે!.

**દુર્બોધા**—એ તો તેડવા આવી હતી તે બાઇના સમજાવ્યાથી, બાકી માંહેથી તો પૂરેપૂરી લુચ્ચી છે; વિશ્વાસ જોઇને કરજો.

**અશ્વપાલ**—અરે! ઉસ્કી કુછ ફિકર નહિ. ગરબડ કરેગી તો છુરી કમરમેં રખતા હું, જીતી રહેગી તો બાત કરેગીના!

**દુર્બોધા**—એ તો ઠીક, પણ હવે મારા ગુજરાનનું શું ધાર્યું? દુનીયામાં આવી દોસ્તી કોઈ કરાવી ન આપે હો!

**અશ્વપાલ**—તેરેસેં ક્યા જુદાઈ હે! તું તો મેરે ઘરકી માલીક હે.

**દુર્બોધા**—તમારા ઘરની માલીકીમાં શું વળ્યું! આ લાદનો ઢગલો, ને આ ચાબખા વાંસામાં ખાધા છે એ સિવાય બીજું તો કાંઇ જોતી નથી.

**અશ્વપાલ**—દુસરી કુછ મઝા નહિ હે?

**દુર્બોધા**—તે તો ઠીક, પણ પેલી બોલી કરી છે તે પાળશોનાં?

**અશ્વપાલ**—ક્યા બોલી કી હે?

**દુર્બોધા**—બાઇ પાસેથી જે માલ મળે તેમાં અરધોઅરધ.

**અશ્વપાલ**—ઓ! ઈસ્મે ક્યા! સબ તેરાઈ હેનાં! મુજે તો કુછ બેટા બેટી થોરે હે, કે ઉસ્કે વાસ્તે રખ છોડું. મુજે તો બેટા બેટી સબ તુંઈ હે.

**દુર્બોધા**—હાં હાં! રાખો! હું બેટાબેટીમાં ગણાઉં! કહેવી હોય તો તમારી ઘરવાળી કહોને, અણઘટતું શું બોલો છો!

**અશ્વપાલ**—ઇસ્મે કયા બેકાયદે બોલતા હું! બેટી થી તબ તું ઓરત હુઈ હેનાં?

**દુર્બોધા**—(સ્વગત) હાય હાય! કેવી મૂર્ખાઇની વાત કરે છે! આ જરુર કોક દી માર્યો જવાનો છે! (પ્રકાશ) પણ બેટી તે તમારી કે મારા બાપુની!

**અશ્વપાલ**—તબ તું મુજે બાપુકર કયું નહિ બુલાતી!

**દુર્બોધા**—(આની સાથે હઠ કરવામાં સાર નથી એવું ધારીને) બરાબર, તમે સાચું કહો છો, પણ હવે અરધું, જોજો હો સાચવી રાખજો, ખાઓ સોગન.

**અશ્વપાલ**—મેરી જુવાનીકી સોગન. બોલ, અબ હો ચૂકા?

**દુર્બોધા**—બસ હવે થયું! તમારી જુવાનીથી અમારે બીજું કાંઈ વધારે નથી.

**અશ્વપાલ**—દુર્બોધા, તેરી બાઈકું મેરી ભલામણ દેનાં.

**દુર્બોધા**—હવે મળજો તો ખરા, ત્યારે ખબર પડશે કે કેવી કેવી ભોજનની તજવીજ તમારે સારુ થાય છે.

**અશ્વપાલ**—બસ બસ, કહે તો અબ જી કુરબાન કર દઉં તેરે પર! કેસી દોસ્તી તેને કરવાઇ હે!

**દુર્બોધા**—દોસ્તી તો કરાવી છે પણ માથું ગયાની રમત છે, માટે વીચારી પગ દેજો.

**અશ્વપાલ**—તેરી બાઇકી તીન વકત મુલાકાત હુઇ હે, અબ મેરા જાન જાવે તોબી કયા. દિલગીરી નહિ હોગી.

**દુર્બોધા**—ઠીક ત્યારે. હું હવે મારે પિયર જાઉં છું, પાછી ગુમ માસ બે માસે તમારી પાસે આવી જઈશ.

**અશ્વપાલ**—અચ્છા તુરત ચલી જા, અબ ઠેરના નહીં. અબ મધુબદીસેં કામ લગેંગા. (તે ગયા પછી) યહ દુર્બોધા બિના હરકત બહોત આયગી, કયું કે મેરા હાથપાઉં વો થી, મગર દેખે કયા હોતા હે. પરીસેં એશ કરનાં તો જાનબી કુરબાન હે; ચાલ ઘોડેકું ફીરાને જાઉં. વખ્ત હો ગયા હે.

———:o:———

## પ્રવેશ ૪ થો

### સ્થળ—પિંગળાનો રાજમહેલ

પાત્ર—પિંગળા ,મધુરવદંતી ને પછી ભર્તૃહરી પ્રવેશ કરે છે.

પિંગળા-કેમ દાસી, આજની શોભા કેવીછે? (અરીસામાં મુખ જોઈને) આજ આ માલતિ પુષ્પની માળા મારા ગળામાં કેવી શોભા લે છે!

મધુરવદંતી-બાઇ સાહેબ, આજની શોભાનું શું પુછવું! વળી આપના પ્રતાપથી ફુલ ગુંથવાની કળા મારે હાથે સારી બેઠી છે. આ ગુલદાઉદીના તોરા, ચંપા કુસુમની ચોળી તથા ચંમેલીની ચૂડામણિ, ડોલર માલતિ, ને પારિજાતિક પુષ્પના બાજુબંધ એ સઘળા શોભા આપે છે. તે કરતાં પણ માલતિના હારની છટા તો એક જુદીજ છે.

પિંગળા—દાસી, આજ રંગમહેલમાં રોશની પણ તેં ઘણી સુંદર કરી છે; જાણે ઈંદ્રનું ભુવન!

મધુર૦—આજ્ઞા પ્રમાણે કામ કરી દીપાવવું એ મારો ધર્મ છે.

પિંગળા—ના, ખરેખર હુકમ ઉઠાવવામાં તારા જેવી હુશિયાર તથા વિશ્વાસુ દાસી બીજી મને મળવાની નથી.

મધુર૦—બાઈસાહેબ, અમે પરંપરાથી આ રજવાડાની નોકરી કરતાં આવ્યાં છીએ તો લુણહરામ કેમ થઇએ?

પિંગળા—હા, એ સાચી વાત છે, અમારો આધાર જેટલો રાજા પર નથી, તેટલો તમારા પર છે, અને તમે નિમકહલાલ ન હો તો પછી અમારી ખરાબી થાય; અને તમારી પણ થાય. પણ દાસી!

મધુર૦—આજ્ઞા બાઈસાહેબ.

પિંગળા—હવે રાજાજીને આવવાનો સમય થયો છે, માટે હુશિયારીથી રહેવું.

મધુર૦—તે કાંઇ મને કહેવું નહિ પડે. આપે મારા મનમાં તે ઢબ ઉતારીજ રાખી છે.

પિંગળા—દાસી, સાચું કહેજે ભલા, રાજા મારામાં આટલા બધા આશક થાય છે, તેવું મારું સ્વરૂપ નથી?

મધુર૦—આપનું સ્વરુપ જોઈને મહારાજ આશક થાય, તેમાં કાંઇ પણ નવાઈ નથી; કેમકે રાજાજીને બીજી ત્રણસો રાણીઓ છે, તેમાં કોઈ રૂપમાં આપની બરોબરી કરી શકે તેવી નથી; અને વળી આપની લાવણ્યતા ક્યાં ઓછી છે!

પિંગળા—બસબસ, પુરૂષને આપણામાં મોહ ઉપજાવી લુબ્ધ કરવો, એ શું મુશ્કેલ કામ છે! સાંભળઃ—

ગઝલ

નારીના કટાક્ષ પાસે, પુરૂષ છે ગુલામ,
હાવ ભાવને કરીને, હરીએ પુરૂષ હામ.
આ ૧ભ્રગુટીનો વિલાસ, આ રે મંદ હાસ્ય,
મધુર વચન મંદ ગતિ, નાખે પુરૂષ પાસ,
રણને વિષે બાણ કોટી, નર ૨નિવારે શૂર,
આ કટાક્ષ બાણ દાસી, પાડે યોધ પૂર.

મધુર૦—આપ સકળ કળા પ્રવીણ છો. એમાં શું કહેવું!

પિંગળા—દાસી, આજ મેં અંગે સોળ શણગાર સજ્યા છે. આ મારો હીરા જડીત્ર ચંદનહાર, આ સુવર્ણાલંકાર મુક્તાયુક્ત ૩વેણીગુંથન, અને વસંતની સાડી તથા તેની સાથે પુષ્પના વસ્ત્રાલંકાર મિશ્ર થવાથી આજ ભલા મારું સ્વરૂપ કેવું દેખાય છે. બોલ?

મધુર૦—

ગઝલ

બાઇ આપનું શરીર તરૂણ વયનો બાગ,
યૌવનમાં વેલી સર્વ, ફુલી છે અથાગ.
અંગ છે સુવર્ણ રંગ, નેત્ર મોહ બાગ,
કમળમુખ ચંદ્ર પ્રભા,૪ શું કરૂં વખાણ.
આજ આપ રૂપમાં છો, રંભા ઉર્વશી,
આજની કૃતિ છે એવી, ઉર વસી.
કામદેવની પ્રિયા જે, નામ છે રતિ,
તેહથી અધિક રૂપ, ધારે મુજ મતિ.
ચાલ આપ ચાલો ત્યારે હંસની ગતિ,
આપ જેવી પ્રિયા દીસે, ભાગ્ય ભૂપતિ.

પિંગળા—સાબાશ, તારા આ મધુર ભાષણથી હું ઘણી જ ખુશી થઇ છું. આજ આ ચંદનહાર તારો છે; મારે તો આ દુનિયામાં એક જુદાઇ તારાથી નથી, અને બીજી જેનાથી નથી તેનાથી નથી!

---

૧ ભમર. ૨ ચોટમાંથી બચે. ૩ મોતી ગુંથેલો ચોટલો. ૪ કાંતિ.

**મધુર૦**—(અશ્વપાલથી ચોરી વિચારીને) બાઈ સાહેબ, માફ કરજો, ખરું કહીએ તો ન જોઇએ ત્યાં થઈ છે! અને જોઇએ ત્યાં ઉલટી અપ્રીતિ દૃઢ થાય છે.

**પિંગળા**—(સકોપ) વળી વિરુદ્ધ[1] બોલી કે? દાસી, તારાપર જેટલો મારો વિશ્વાસ છે તેને તું પાત્ર નથી. તારૂં ભુંડું કરતાં મને વાર નથી; પણ આગલી ચાકરી વિચારી જાઉં છું, દુર્બોધાની રીત વિચારી જો.

**મધુર૦**—ના, ના, બાઇ સાહેબ, એ તો હું હસતાં કહું છું. મારે વિષે આપ બિલકુલ શંકા ન રાખો; અંતઃકરણ નઠોર છે તે એવું બોલાવી દે છે, બાકી એક અક્ષર પણ બહાર ગયો છે? હોય તો કહેજો.

**પિંગળા**—તો સાંભળ.

ગીતિ

સુણ દાસી મમ પ્યારી, આવે જ્યારે નૃપતિ મો'લ મા'રે;
પ્રપંચ એવો કરવો, જાણે હું છું પતિવ્રતા ભારે.

તો આજ તો એવું સ્ત્રી ચરિત્ર બતાવવું છે કે, રાજાના સમજવામાં એમ આવે કે પિંગળા મારા વિના ઘડીભર પણ રહી શકતી નથી અને શુદ્ધ પતિવ્રતા છે.

**દાસી**—હા, બાઈસાહેબ, આપે તો શુદ્ધ પતિવ્રતા જ રહેવું જોઇએ! બીજું સમજતાં નહિ, રાજાજી હોય ત્યારે તો એમજનાં?

**પિંગળા**—બરાબર, બડી ચતુર દાસી. સાબાશ! (નેપથ્યમાં–આસ્તે, નિગાહ રોશન, મહેરબાન વિગેરે શબ્દ સંભળાય છે)

**મધુર૦**—(તે સાંભળીને) બાઇસાહેબ, મહારાજ ખાનગી કચેરીમાંથી ઉઠયા, ને અહીં પધારે છે.

(એટલામાં ભર્તૃહરિ પ્રવેશ કરે છે. પિંગળા ઉઠી વંદન કરી પછી બંને બેસે છે.)

**પિંગળા**—પ્રાણનાથ, આજ તો ખાનગી કચેરીમાં પણ ઘણી વાર લાગી.

**ભર્તૃહરિ**—પ્રાણપ્રિયા, શું કરવું! રાજકાજ છે, વિલંબ પણ થાય.

---

1. આડું.

પિંગલા—તે ભલે હોય, પણ આપ અહીંથી જાઓ છો ત્યારે મને ચેન પડતું નથી; બધો વખત ઉદાસીમાં જાય છે.

ભર્તૃહરિ—સાંભળ પ્રિયાઃ—

છપય છંદ

કનક વલય[1] તુજ નાર, કાળજેરે કોરાયું;
ઉર મુકતાનો હાર, અંતરને એણે સાહ્યું.
પ્યારી તુજ મુખ ચંદ, ચિતમાંહે ચિતરાયે;
વચન મધુરતા રસુધાપાન[2], તૃપ્તિ નવ થાયે;
પણ રાજ કાજ મૂકી અને, જો અત્રે બેસી રહું,
તો બગડે સ્થિતિ રાજની, તસ્કર જોર વધે બહુ.

જો પ્રિયા, થોડો વખત પણ ધર્માસન પર ન જાઉં તો રાજ પાયમાલ થઈ જાય અને હરામી હલાલીનું જોર પણ વધી જાય; જેથી કરી પ્રજા બધી દુઃખમાં આવી પડે. મલેચ્છ લોકોથી તો દુશ્મનાઇ ચાલી જાય છે, માટે પ્રથમ રાજની સંભાળ રાખવી ને પછી તારી સાથે મોજ શોખ કરવો; વિચારી જો.

પિંગળા—

સારંગ

પિયુ કરીએ મોજ વિલાસ,
જન્મ સફળ તવ જાણું જીવનજી;
પતિ નિત્ય રહેજો પાસ.—પિયુ૦
પ્રિયતમ જાઓ સભામાં છોડીને,
તલપિ તલપિ જીવ જાય વિરહથીઃ
પ્રેમ વિચારો ચતુર નૃપ મુજ,
તમ વિણુ રહુ હું ઉદાસ.—પિયુ૦

( શીદ અકળાય બ્હેની શીદ અકળાય, એ રાહ પર )

સદા રહો પાસ, પિયુ સદા રહો પાસ;
નયનના વિલાસી મારા, સદા રહો પાસ.—ટેક
સભા વિષે જાઓ પિયુ, મૂકી આ અવાસ;
ખાન પાન તજી બેસું, રહી હું ઉદાસ.—સદા૦
પુરૂષનો વેશ કરી, રહું હું હજુર;
કહો તો એ કરૂં પણ, રીતિથી છે દૂર—સદા૦

---

[1] સોનાનું કંકણ.　　[2] અમૃત.

એક તન વિષે બેઊ, તન જો સમાય,
તુરત તે કરૂં સ્વામી, પણ એ ન થાય.—સદા૦
ચંદ્ર ને ચકોર સંગ, દીપ ને પતંગ,
[૧]મયુરનો [૨]ઘન સંગ, પ્રીતિતણો રંગ.—સદા૦
હવે જો વિશેષ પિયુ, રે'શો હુંથી દૂર,
નકી પ્રાણ ત્યાગું મારો, જાણો નૃપ ઉર.—સદા૦

**ભતૃહરિ**—( પિંગળાનાં અતિ આર્જવતાયુકત વચન સાંભળીને )

( રાગ સીંહાનો કાનરો )

તારુણી[૩] તુજથી નથી રે જુદાઈ, શશિવદની[૪] સુખ પામું હું.
આંહી—તારુણી.
વદન[૫] મનોહર, તારૂં લલિતા, સૌરભ[૬] અંગ, જઘન સુખ
દાયી—શશિવદની.
ભ્રકુટી વિક્રમ,[૭] સ્મિત[૮] અતિ વિભ્રમ, નિરખી પ્રિયા ભુલું
સરવે રે કાંઇ—શશિવદની.
તીનસો ત્યાગી એક, તુજને રે ચાહું, તુજવણ મુજ ક્ષણ કલ્પ
સમજાઈ.—શશિવદની.

પ્રાણવલ્લભા[૯], મારા અંતઃકરણમાં સદા તારા સમાગમ સુખ વિલાસના આ સમયનું સ્મરણ તથા મહેલનું ચિત્રામણ રહે છે. મારૂં દિલ રાજકાજમાં પૂર્ણ પ્રવૃત્ત થતું નથી, તો પણ માત્ર ન્યાયનીતિપર વિચાર કરી જોતાં રાજાની પ્રજા તરફ ફરજ બજાવવા જવું પડે છે; મારા વિયોગથી તને જે દુખ થાય છે તે કરતાં તારા વિયોગથી મને અધિક દુઃખ થાય છે. હવે રાજનો કાંઇક બંદોબસ્ત કરીને આ સુખભુવનમાં સદા તારી પાસે રહીશ.

**પિંગળા**—પ્રાણનાથ, એમ કરશો તો આ દેહ રહેવાનો છે, નહી તો હું તમારી અર્ધાંગના, તમારા દેહની છાયા, તમારાથી જુદી રહી શકવાની નથી.

**ભતૃહરિ**—પ્રાણપ્રિયા, હવે કચેરીનો વખત થયો, માટે જાઊં છું.

**પિંગળા**-(ગદ્‌ગદ્ કંઠે) એટલામાં કચેરીનો વખત થઇ ગયો ! આમ વિયોગથી મને રીબાવવી હોય તો એકદમ મારી નાંખો એટલે થયું !

---

૧ મોર. ૨ વર્ષાદ. ૩ તરૂણ વયની સ્ત્રી. ૪ ચંદ્ર જેવા મુખવાળી
૫ મુખ. ૬ સુગંધમય. ૭ પરાક્રમ. ૮ હસવું. ૯ પ્રાણપ્યારી.

ભર્તૃહરિ—સાંભળ, પ્યારી, આપણને અહીં શૃંગારરસમાં વખતની સુજ પડતી નથી; પણ હમેશ કરતાં આજ મોડું થયું છે, પાછો હમણાં આવું છું.

(છપય છંદ)

નવ ચિંતા કર નાર, કચેરીમાં જઇ આવું,
પ્યારી તારો પ્યાર, જીભથી શુંય જણાવું;
મળીયાં આ અવતાર, પુરવની પ્રીત પ્રમાણું,
સુખ ભોગવવા સાર, વિધિયે આપ્યું ટાણું;
તું એક ઘડી અળગી થતાં, ચંચળ ચિત્ત મારું રહે,
પણ ધર્માસનના ન્યાયપર, જાવા ચિત્ત મારૂં ચહે.

પિંગળા—ત્યારે પ્રાણપતિ, ખાઓ સોગન, પાછા કયારે આવશો અત્રે હું જળ ઘટિકા જોઇને જ બેસું છું.

ગીતિ

સમ ખાઇને કહી દો, કયેં આવશો પાછા અહીં કંથ;
વિરહ વેદના થોડી, કરશો જાણો છો પ્રીતિ પંથ.
સ્મરણ ચરણનું ચિત્તમાં, રાખી બેસી રહું છું રે પ્યારા;
રટું નામ રાજાજી, જરુર જાણજો રે ઈશ્વર મારા.

ભર્તૃહરિ—વિશ્વાસ નથી કે પ્રિયા! જા તારા સોગન ખાઈ કહું છું કે કલાક બે પછી આવીશ. (પોતે ઉઠતાં પિંગળા ઉભી થવા જાય છે, તેને બેસ કહી બેસાડે છે, અને આગળ ચાલતાં–સ્વગત) અહો! **नारी जनेधूर्त्तता** સ્ત્રી સાથે ધુતારાપણું રાખવું આ વાક્ય અત્રે ખોટું પડે છે, કેમકે આવા ૧નિષ્કપટ સ્નેહમાં એમ રાખવું કેમ પરવડે! માટે રાજનો કાંઈક બીજો બંદોબસ્ત કરવો પડશે.

**संसार तव निस्तारपदवी न दवीयसी।**
**अंतरा दुस्तरा न स्युर्यदि रे मदिरेक्षणाः॥**

હે સંસાર, જો તારી અંદર મદિરાના જેવી ચળકતી આંખવાળી સ્ત્રીઓ ન હોત તો તુંને તરવાનો રસ્તો ઘણો લાંબો થાત! અર્થાત્ સુભાર્યાના સમાગમમાં વખત ઘણો જલદીથી ચાલ્યો જાય છે.

---

૧ સરળ.

ભર્તૃહરિ—(યાદ આવ્યાથી પાછો આવી ઉભો રહીને) કેમ પ્રિયા, પેલી દુર્બોધાને રજા આપીછે કે ?

પિંગળા—હા, પ્રાણનાથ, એવાં નઠારાં માણસને ઘડી મારી પાસે ટકવા પણ દઉં ? ત્રણ વર્ષ તમે રખાવી, નહિ તો હું તો તુરત રજા દેવાની હતી.

ભર્તૃહરિ—બહુ સારું, એમ જ જોઇએ (એમ કહી જાય છે.)

પિંગળા—(રાજા ગયા પછી દાસી સાથે) કેમ ઠીક કર્યુંને ?

મધુર૦—ખરેખર બાઈ, આપની મીલાવટની છટા ઘણી સરસ છે.

પિંગળા—ત્યારે પછી ત્રણસેં રાણીયો તેમાંથી માનીતી ચાર ને તેમાંથી પણ હું, એક ડગલું ખસવા દેતી નથી તે કળા વિના હશે ?

મધુર—(પિંગળાએ પાણી લાવવાનો હુકમ કર્યો ત્યારે તે લેવા જતાં રસ્તે–સ્વગત) આમાં વિશેષ ડહાપણ કરશું તો માર્યા જશું ચાલવા દીયો ચાલે તેમ, લુણહરામ તો થાવું છે પણ શું કરીએ ! પાપી પેટને કાજે. તેમાં આની યુક્તિ ! અને રાજાનો તેમના પર મોહ ! ! મારું માન્યામાં ન આવે, આ વખતે તો મૌન રહેવું. રાંડ દુર્બોધા ભુંડું કરતી ગઇ ! (પાણી લાવી આપેછે.)

પિંગળા—(પાણી પીધા પછી) દાસી ! અંગમાં પરસેવો ઘણો થાય છે, માટે ચાલ જરા નાવણ કરી લઉં. અંઘોળ ૧સાહિત્ય લાવ.

(બંને જાય છે.)

———:o:———

## પ્રવેશ ૫ મો

### ભર્તૃહરિનો દરબાર

### ભર્તૃહરિ ને વિદુષક

ભર્તૃહરિ—(ભોજન કર્યા પછી પોતાના મિત્રની રાહ જુએ છે તે વખતે–સ્વગત) આહા ! બ્રહ્માએ આ સૃષ્ટિ નિર્માણ કરી તેમાં તેની પ્રશંસા કરીએ, તો એવી એક ઉત્તમ વસ્તુ એણે બનાવી છે, કે જેની સુંદરતા, વકતુત્વતા૨ તથા મનોહરતા બીજી વસ્તુમાં નથી.

વિદુષક—(નેપથ્યમાંથી.)

---

૧ સ્નાન કરતી વખતના સુગંધી પદાર્થ. ૨ ભાષણ છટા.

એ હમણાં કહી દેશો માં, ઇ વેણુ મારે સાંભળવું છે, ઇ વસ્તુ તે કઇ? જોજો, ગુપ્ત કરતા નહીં, કે જેમાં તમે બ્રહ્માની એટલી બધી તારીફ કરી! (પછી બહાર આવે છે).

ભર્તૃહરિ—ઓહો! કોણ મિત્ર વિદુષક! આજ મોડો કેમ? મળવા તો વહેલું ઠરાવ્યું હતું ને?

વિદુષક—ઈ વાત પછી,-પણ પેલી વસ્તુ કઈ? તે પ્રથમ કહો.

ભર્તૃહરિ—તે વસ્તુ તારે જાણવાની ઈચ્છા છે?

વિદુષક—વાત ગુપ્ત ન થાય તો ઘણીએ જાણવાની ઈચ્છા છે.

ભર્તૃહરિ—દેખ વયસ્ય! એ [1]મૃગનયની, [2]વિધુમુખી, [3]કોકિલ-વચની કામની!!!

વિદુષક—કામની તે શું કામની? મહારાજ, હું તો એક જોડ અમારી નાતમાંથી પકડી લાવ્યોછું, તેમાં તો કાંઇએ લક્ષણ દીઠાં નહીં; પહેલાં અબધુત રહેવાં વિચાર હતો, હવે વળી પરણ્યો.

ભર્તૃહરિ—અહો! આટલો વખત તેં એમ જ કાઢ્યો કે!

(રાગ બરવાની ઠુમરી)

જન્મ્યો　જગમાં　તે　વૃથા　જન્મ્યો૦
જેને કામ શૃંગાર પીછાન નહીં,—જન્મ્યો૦
મૃગ નયની નિતંબ ન સ્પર્શ કર્યો કદી,
આયુષ્ય　સર્વે　અસાર　ગઈ.—જન્મ્યો૦
જે　સુખનાર　વિલાસ　વિશે　રહ્યું;
તે　સુખ　અન્ય　વિશેજ　નહીં.—જન્મ્યો૦

વિદુષક—મહારાજ, જન્મનું સાર્થક એ જ છે કે શું?

ભર્તૃહરિ—(જરા હસીને) હા મિત્ર, પણ તે પહેલી બે વીશીમા કર્યું શું?

વિદુષક—પહેલાં તો વીસ વર્ષ, મારી કિશોર વયનાં, તે તો રમતમાં ગુજાર્યાં અને બાકીનાં વીસ વર્ષમાં તો ખાધાજ કર્યું (પેંતરો ભરીને) જુઓ, કેવો પુષ્ટ બની ગયો છું!

---

1 હરણના જેવી આંખવાળી. 2 ચંદ્રના જેવા મુખવાળી. 3 કોયલનાં જેવાં મધુર વચન બોલનારી.

**ભર્તૃહરિ**—વાહ ! તારી કિશોર વય ! વીસ વર્ષ સુધી કે ? ત્યારે તું પણ નીચે પ્રમાણે પસ્તાવા કરનાર પુરુષમાં ભેળો ગણાય:—

**नाभ्यस्ताभुविवादिवृंददमनी विद्याविनीतोचिता ।**
**खड्गाग्रैः करिकुंभपीठदलनैर्नाकंननीतंयशः ॥**
**कांताकोमलपल्लवाधररसः पीतोनचंद्रोदये ।**
**तारुण्यंगतमेवनिष्फलमहो शून्यालयेदीपवत् ॥**

પૃથ્વીની અંદર વાદીના જથ્થાને દમન કરનારો તથા વિવેકીને શોભે એવી વિદ્યાનો અભ્યાસ ન કર્યો, ખડગના અગ્રથી હાથીના કુંભસ્થળને ફાડી નાંખીને કીર્તિ સ્વર્ગમાં ન પહોંચાડી, સુંદર સ્ત્રીના કોમળ પલ્લવ જેવા અધરનો રસ તે પણ ચંદ્રોદય વખતે ન પીધો, માટે અમારી યુવાની ઉજ્જડ ઘરમાં કરેલ દીવાની પેઠે નિષ્ફળ ગઇ.

એમ કહેનારામાં તું પણ ભેળો, માટે ઋતુ ઋતુના વિલાસ તેં જાણ્યા નથી ત્યાં સુધી એમ જ સમજજે.

**વિદુષક**—મહારાજ, ત્યારે જાગ્યા ત્યારથી સવાર, હવેજ કાંઇ શીખવો; મારે તો છએ ઋતુ સરખી જાયછે !

**ભર્તૃહરિ**—જો સાંભળ, એ છએ ઋતુ અદ્ભુત આનંદ આપનારી છે; જો વિવેકી ને વિલાસી જ્ઞાતા પુરુષ હોય તો !

**વિદુષક**—એ શી રીતે, મહારાજ કહો તો ખરા ?

**ભર્તૃહરિ**—ત્યારે સાંભળ વસંત ઋતુનો વિલાસ કહું છું:—

**વસંતતિલકા છંદ**

શાખા તરુતણી નવાંકુરથી[1] ભરેલી,
સુગંધી વાયુ પ્રસરાવતી[2] પુષ્પવેલી;
કોકીલ નાદ મધુરા શ્રવણે સુણાતા,
સારા કવિ [3]પ્રતિસુવાક વિલાસ થાતા.
હે મોર [4]આમ્ર તરુના, શુભ વાસ તાજી,
[5]કાન્તા સહીત નિશો ચાંદનીમાં બિરાજી;
લે સુખ નિશદિન જે ઋતુના વિલાસી,
કે મિત્ર કેમ તજી જાય વસંત ખાસી.

---

૧ નવાં કુંપળીયાં. ૨ ફેલાવતી. ૩ વાણી. ૪ આંબો. ૫ સ્ત્રી

વિદુષક—ઓહો! ત્યારે તો વસંતમાં વય પૂરી કરીએ! ત્યારે મહારાજ, ગ્રીષ્મ ઋતુની છટા કેવી હશે!

ભર્તૃહરિ—જો, સાંભળ, ૧ગ્રીષ્મ ઋતુની મજા આવી છે—

વસંતતિલકા છંદ

પંખા તણા પવન ચાંદની કીર્ણ ધ્યારાં,
પુષ્પોમથી સદનને છુટતા પુવારા;
આછાં સુવસ્ત્ર તનમાં ધરી પુષ્પ માળા,
પાસે હસીત મુખથી ૨સ્થિત મુગ્ધ બાળા.
છે હાથ ચંદન રસે કરી ખૂબ ભીના,
સેવો વિલાસ કમલાક્ષિ૩ સુકામિનીના;
એવી જ ગ્રીષ્મ ઋતુનું સુખ જેહ જાણે,
કહે મિત્ર કેમ નહિ તે ઋતુ આ વખાણે!

વિદુષક—વાહ મહારાજ, એવું હોય તો તો પરાણે પ્રીત થાય. ત્યારે તો મહારાજ, વર્ષાને પણ વરણવો, આમાં તો લહેર છે!

ભર્તૃહરિ—સાંભળ ત્યારે વર્ષાનું વર્ણ કરુંછું:—

છે ૪વ્યોમમાં ૫સઘનતા વળી મોર નાદો,
ગાવો મલાર મધુરા તજિને ૬વિષાદો;
તૃણાંકુરે મહિ ભરી સકદંબ ફુલે,
જ્યાં ગંધ કેતકીતણી, લઇ ચિત્ત ડુલે.
જાઇ જુઇ અતિ મનોહર કામ શસ્ત્રો,
છે કામને ૭ઉદ્દિપતા કર અંગ વસ્ત્રો;
છે વીજની ગરજના ચળકાટ ભારે,
એવી ઋતુ સુવર્ષા નવ કો વિસારે.

વિદુષક—વાહ વાહ! વર્ષાનો વિલાસ તો વરસો વરસ યાદ આવે. ત્યારે મહારાજ, હવે શરદની શોભા સાંભળ્યા વગર છુટકો નથી.

ભર્તૃહરિ—તે પણ સાંભળ ત્યારે;—એક શરદની નિશામાં એક સ્ત્રી ને તેનો ભર્તા, બંને અગાસીમાં બેઠાં ચંદ્ર સામું જોતાં વાત કરતાં હતાં તેવામાં, :—

---

૧ ઉનાળાની ઋતુ. ૨ બેઠેલ. ૩ કમળ જેવા નેત્રવાળી. ૪ આકાશ ૫ ઘટ વાદળાપણું. ૬ કલેશ. ૭ પ્રગટતા.

### મંદાક્રાંતા છંદ

ચંદ્રે કીર્ણો અતિ ઉજળતા યુક્ત બેસી અગાસી,
જોતાં જોતાં ગઈ શીતળતા વાત થઇ જ્યાં વિલાસી;
હે ચંદ્ર આ ઋતુ શરદમાં આગ તું માં પ્રકાશી,
એવું કહીને ગયાં પતિ રતિ મંદિરે દ્વાર વાસી.

વિદુષક—ત્યારે એ ઋતુ પણ ઓછી નહીં, શીતળતામાંથી ઉષ્ણતા થાય! તમારો ભાવાર્થ બધો સમજ્યો છું, પણ આડી વાત હમણાં નહીં નાખું, કેમકે હેમંત ઋતુનું વર્ણન સાંભળી લેવું છે.

ભર્તૃહરિ—તો સાંભળ, હેમંતમાં:—

### શાર્દૂલવિક્રીડિત છંદ

ઘાટા સુંદર ભૂષણો પટકુળો શોભા અતિ આપતાં,
કીધાં ભોજન પાન મિષ્ટ ઘૃતથી અન્નો મનો ભાવતાં;
ક્રીડાના શ્રમથી શિથિલ શરિરે શોભીતિ તારુણીઓ,
ચાબ્યાં તાંબુલ હર્ષ હર્ષ મનમાં શોભે નરો નારીઓ.

વિદુષક—મહારાજ, મજા તો આમાં પૂરી, હું તો બારે માસ એવી ખાધાપીધાની લ્હેરમાં જ કાઢું છું. હવે મહારાજ, એક શિશીરનું વર્ણન કરી દો, એટલે બારે માસ બેઠો બેઠો મજા કરું!

ભર્તૃહરિ—સાંભળ ત્યારે—

શિશીરે બહુ વાય થાય પવનો અંગે અતિ લાગતા,
તે તો અંગતણા પટા૧ભૂષણને જોરેથી ઉડાવતા;
સાડી ઉડતિ ઉરથી અળગી તે તારુણી સંકોરતી,
એવી ઉત્તમ ઋતુ શીશિર વિશે ના કેમ થાયે રતી.

વિદુષક—ના, ના એ ઋતુમાં તો ખરેખર પ્રીતિ થાય, પણ આ બધી ખુબી તો ઋતુમાંજ રહેલી જણાય છે! તેમાં સ્ત્રીની મહત્તા તમે એટલી બધી શું કરો છો?

ભર્તૃહરિ—ભાઈ, વિચિત્ર હાવભાવવાળી સ્ત્રીની સોબતમાં જ એ ઋતુઓ આનંદ આપે છે. જો:—

---

૧ વસ્ત્રાલંકાર.

**क्वचित्सुभ्रूभंगैः　क्वचिदपिचलज्जापरिणतैः ।**
**क्वचिद्भीतित्रस्तैः क्वचिदपिचलीलाविलसितैः ॥**
**नवोढानामेभिर्वदनकमलैर्नेत्रचलितैः ।**
**स्फुरन्नीलाब्जानां प्रकरपरिपूर्णाइवदशः ॥**

કોઇ વખત વાંકી ફરેલી ભ્રુકૂટીવાળાં, અને કોઇવાર લાજ દર્શાવનારાં, કોઈ વખત ભયભીત અને કોઇ વખત વિલાસથી શોભતાં, કોઇ વખત ચંચળ આંખ્યવાળાં નવોઢા સ્ત્રીઓનાં મુખરૂપી કમળથી દૃષ્ટિઓ શોભાયમાન નીલ કમળના જથાથી પરિપૂર્ણ હોયની એવીઓ છે. મતલબ એક નવોઢા જ્યાં જુએ છે ત્યાં નીલ કમળમયતા દેખાય છે; માટે પુરૂષો તેમાં મોહ પામે છે.

વિદુષક—તે તો મહારાજ, તમને પિંગળાએ પોપટ બનાવ્યા છે, અને એવાં લક્ષણવાળાં તો એક પિંગળા રાણી ઘેર ઘેર ન હોય! પણ અમે સ્ત્રી જાતથી ન ભોળવાઇએ તો. અમને તો, ૧તરુણીના ઘા સાલે છે. (માથું દેખાડીને) જુઓ આટલામાં હજુ એકે વાળ ઉગ્યો છે? જે આડું મારેલુંના તે મુંડ ફોડી નાખી, તે દીથી સમ ખાધા કે ખેડ રાખે ઈ ખેડના જ પેટનો; તમે અનાજ આપો છો એ જ ઘણું છે.

ભર્તૃહરિ—તારામાં સ્ત્રીને ૨અંકુશમાં રાખવાની કળા નથી; નહી તો એવું થાય!

વિદુષક—એ છું તો બત્રીસ લક્ષણો. તમે કયાં જાણતા નથી પણ આવતાં વેંતજ મોયે ચડાવી તેમાં વાત બગડી.

ભર્તૃહરિ—મિત્ર, જો ૩સુવિચારયુક્ત, નીતિવાન્, અને સ્વામીને ઇશ્વર તુલ્ય જાણનારી પ્રાણપ્રિયા પાસે અધિક પ્રેમ બતાવ્યો હોય તોપણ શું થયું! એનો કાંઇ ખરાબ ઉપયોગ થતો નથી.

વિદુષક—મહારાજ, તમે ઉજળું એટલું દુધ દેખો છો. તમને કોઇક દિવસ દેખાડી દઇશ, હું તો એનાં ચરિત્ર બધાંય જાણું છું. પરણ્યો મોડો, પણ પાંચ વરસમાં ૪પાવરધો થઇ ગયો.

---

૧ સ્ત્રી.　　૨ વશ.　　૩ સહિત.　　૪ પ્રવીણ.

ભર્તૃહરિ—અરે જંગલી, એવું તો તમારી સ્ત્રીઓમાં હોય. અમારામાં નહીં.

વિદુષક—મહારાજ, રાજદરબારે તો સોમણુ તેલે! અમારે તો હુતો ને હુતી, ને આઘી પાછી જાય તો લાગે જુતી.

ભર્તૃહરિ—તને શૃંગારરસની વાત માલુમ નથી કે સ્ત્રીવિલાસ કેવી તરેહથી થાય છે, અને સ્ત્રીનું દિલ તેના યોગ્ય પતિથી લાગ્યું તો પછી તેમાં કદી કપટ થતું નથી.

વિદુષક—શણગાર તો મહારાજ ઘણોય કરીએ છીએ, અકોટાથી કાને ત્રુટી ગયો!

ભર્તૃહરિ—જો ઊંધુ લઇ ગયો. શૃંગારરસનો ભાવાર્થ ઉપરનો શણગાર તેં કર્યો કેમ? તો સાંભળ; શણગાર વિષે કહું છું—

**मालतीशिरसि जृंभणान्मुखी चंदनं वपुषिकुंकुमान्वितम्।**
**वक्षसि प्रियतमा मनोहरा स्वर्गएवपरिशिष्ठ आगतः॥**

જેના માથા ઉપર ઉઘડેલાં માલતીનાં પુલની માળા છે ને જેના વક્ષઃસ્થળ (છાતી) ઉપર ને શરીર ઉપર કેસરી ચંદન ચોપડયું છે, મનને હરનાર, વ્હાલામાં વ્હાલી સ્ત્રી છે, તે એટલું સુખ છે કે જાણે આ લોકમાં સ્વર્ગ મળ્યું હોય નહીં!

વિદુષક—ત્યારે શું, એના શણગારમાં જ બધું કામણ રહ્યું છે! કે વાણીની મીઠાશે ખરી? અમારે ઘેર તો જીભ કુવાડાની. વાત કરે એટલે જાણે લીમડો ચાવવા બેઠા.

ભર્તૃહરિ—વાહ! મધુર વચન સ્ત્રીવિના બીજાં કોનાં વધારે છે! સાંભળઃ—

(તેં તો ઘટમાં ઘર કીધું વાલમ વરણાગીયા રે, એ રાગ)

કહો વનિતા વાણી કોને વશ કરતી નથી રે.
વિવેકથી મન ગમતાં બોલે, મંદ મંદ શિર સાથે ડોલે;
હાવ ભાવની સાથે, મન હરતી જતી રે.—કહો વનિતા.
સ્વભાવથી સુંદર છે જેનાં, રસથી ભરપુર વચનો એનાં;
કામ જનક મૃગનેની, ચિત્ત ચમકાવતી રે.—કહો વનિતા.

લોભાવે મન પુરે પ્યારે, પાત્ર ભરૂંસાનું પણ ભારે;
મદમાતી એ પ્યારી, અળગી નથી થતી રે—કહો વનિતા.

વિદુષક—એ શ્લોકના અર્થમાંથી એક વિશ્વાસ કાઢી નાંખો ને બાકી બધું રાખો તો ઘણું છે. ઘરેણાં ને પોશાક જોઇ પ્રસન્ન થાવું ને વચનના વિલાસથી મનને મોજ મળે, એ બે જ ના?

ભર્તૃહરિ—નહીં નહીં, સ્ત્રીનું સર્વ સુંદર છે, એ બે જ નહિ.

વિદુષક—વળી શું?

ભર્તૃહરિ—

**द्रष्टव्येषु किमुत्तमं मृगदृषां प्रेम प्रसन्नं मुखं ।**
**घ्रातव्येष्वपि किं तदास्यपवनः श्राव्येषु किं तद्वचः ॥**
**किं स्वाद्येषु तदोष्ठपल्लवरसः स्पृश्येषु किंतत्तनु- ।**
**र्ध्येयं किं नवयौवनं सहृदयैः सर्वत्र तद्विभ्रमः ॥**

જોવા લાયક પદાર્થોમાં ઉત્તમ શું? મૃગનયનીનું સ્નેહથી પ્રસન્ન મુખારવિંદ, સુંઘવાના પદાર્થોમાં ઉત્તમ શું? સ્ત્રીનાં મુખનો પવન, સાંભળવામાં ઉત્તમ શું? સ્ત્રીનું વચન, સ્વાદિષ્ટ વસ્તુઓમાં વધારે સ્વાદવાળી કયી વસ્તુ? સ્ત્રીના અધરનો રસ, સ્પર્શ કરવાના પદાર્થોમાં શું ઉત્તમ? સ્ત્રીનું અંગ, ધ્યાન કરવા લાયકમાં ઉત્તમ શું? સ્ત્રીની નવી યુવાની અને સ્ત્રીઓના વિલાસ એ સર્વ રસિક [1]પુરુષોએ હમેશાં યાદ કરવા યોગ્ય છે. (કામીને તે જ પ્રમાણે છે.)

**स्मितं किंचिद्वक्त्रे सरसतरलोदृष्टिविभवः ।**
**परिस्पंदोवाचा मभिनवविलासोक्तिसरसः ॥**
**गतीनामारंभः किसलयितलीलापरिकरः ।**
**स्पृशंत्यास्तारुण्यं किमिह न हिरम्यं मृगदृशः ॥**

મુખમાં જરા જરા હસવું, સરસ અને ચંચળ દૃષ્ટિ, નવી નવી સરસ [2]ઉક્તિથી વાણીની મીઠાશ, પવનથી હાલતા પલ્લવની પેઠે મંદ મંદ ચાલવું, યુવાન્ થએલી સ્ત્રીનું આ જગતમાં શું સુંદર નથી? સર્વ સુંદર છે.

---

૧ કામી પુરૂષને સઘળું એ જ પ્રમાણે જણાય છે.  ૨ બોલ.

વિદુષક—મહારાજ, આવી ધુન લાગી રહેલી તો તમારી પાસે હોઠી. અમે એમ છેક સ્વાધીન ન થઇએ, તેમ ઉંડા વિચારમાં ન ઉતરીએ. અમે તો ઘણુંય જિતેંદ્રી દીઠા છે.

ભર્તૃહરિ—તારી શી વિસાત૧ છે! એ કોને સ્વાધીન કરતી નથી?

રાગ આશા ગોડી

જીતેંદ્રિ વિરલ જ દેખ્યા, જગતમાં જીતેંદ્રિ વિરલ જ દેખ્યા.
જ્યાં સુધી મૃગનેની કટાક્ષ ન વાગ્યું, પરમહંસ ત્યાં લગી પેખ્યા.–જગત.

બહુ ૨વિરક્ત, યોગી, સંન્યાસી, લલનાના દાસ તે તો લેખ્યા;
જ્ઞાનનો દીપક જાય બુઝાઈ, પ્રેમદા ૩વદન ચાળા પેખ્યા.–જગત.

વિદુષક—ત્યારે શું, એ હોવાથી જ આ જગતમાં અજવાળું કે?

ભર્તૃહરિ—હા; એમ જ–

**सति प्रदीपे सत्यग्नौ सत्सु तारारवींदुषु ।**
**विना मे मृगशावाक्ष्या तमोभूतमिदं जगत् ॥**

ગીતિ

ભલે જગતમાં અગ્નિ, ચંદ્ર સૂર્ય તારાગણ સુપ્રકાશે;
પણ મૃગનયની સ્ત્રીવિણ, અંધકારમય જગત્ મને ભાસે.

વિદુષક—ત્યારે તમારી શિખામણ પ્રમાણે મારે એક આખું વરસ ચાલવું મહારાજ!

ભર્તૃહરિ—એકવાર માન્યે શું થવાનું હતું? સાંભળ, સ્ત્રીને—

ગીતિ

નથી નિરખી નજરેથી, ઇચ્છા ત્યાં લગિ જોવાની થાતી,
જોઈને ચિત્ત વૃત્તિ, આલિંગન કરવાને લલચાતી;
એહ થયા પછી ઇચ્છા, તો પણ વિવૃત્ત૪ એની નવ પામે,
જુદાં કદિ ન પડિયે, એહ ચાહના રે! છે ચિત્ત ઠામે.

વિદુષક—ત્યારે મહારાજ, મારે બાવનમું વર્ષ ચાલે છે, તો જુદાં કયાં સુધી ન પડવું?

---

૧ ગજુ. ૨ ત્યાગી. ૩ સ્ત્રીનું મુખ. ૪ પાર.

**ભર્તૃહરિ**—તારી તરુણવસ્થામાં આ બધું સમજતો નહતો અને તારી યુવાવસ્થા ગઈ તેની સાથે એ પણ ગયું. જો એમ કહ્યું છે કેઃ—

**મંદાક્રાંતા છંદ**

જ્યાંસૂધી કામ યૌવન વપૂમાં પ્રદીપી રહે છે,
ત્યાંસૂધી કામિની સુખ વિલાસો વૃત્તિ તો ચહે છે;
જ્યાંસૂધી કામ અંકુર નથી શાંતિ પામ્યા સુરીતિ,
ત્યાંસૂધી કામક્રીડ મદમાં લાગશે પૂર્ણ પ્રીતિ.

**માલીની છંદ**

વિકટ ઝપટ તારી, ઓ! વિકારી યુવાની,
ભરે છે મદન વારી, જ્ઞાની માંહે ગુમાની;
તવ બળ તન માંહે, ત્યાં લગી પ્યારી નારી,
તવ બળ ક્ષિણ થાતાં, ખાલી તૃષ્ણા બિચારી.

**વિદુષક**—ત્યારે ત્યાગી પુરુષોની દશા એ અવસ્થામાં શી થતી હશે? હું જાણું છું કે તેમને જુવાનીના વિકાર નડતા નહીં હોય.

**ભર્તૃહરિ**—મિત્ર, એકવાર મેં તને કહ્યું કે કામ જીતવાને સમર્થ વિરલ હોય છે.

**तावन्महत्वं पांडित्यं कुलीनत्वं विवेकता।**
**यावज्ज्वलतिनांगेषु स्वतः पंचेषु पावकः॥**

મ્હોટાઇ, પંડિતપણું, કુલીનપણું, વિવેકાઈ ત્યાં સુધી છે કે જ્યાં સુધી અંગમા કામરૂપી અગ્નિ નથી બળતો.

**ગીતિ**

મદોન્મત સિંહ હસ્તિ પાડનાર નર જગત વિશે પેખ્યા;
કામ જીત નર કોઈ, વિરલ દૃષ્ટિએ અમે નથી દેખ્યા.
વશ ઇંદ્રી, શુભ મારગ, શરમ આંખમાં રે’છે ત્યાં સુધી;
વિવેક પણ ત્યાં સૂધી, પ્રગટ નથી થઈ હૃદય કામ બુદ્ધિ.
મહા શાસ્ત્ર વિજ્ઞાતા, [1]વિવેક સાગર આત્મજ્ઞાની કહાવે;
રહેજ સ્થાને જ્યાં લગિ, વક્ર ભ્રકુટી ત્રિયા ઝપટ નાવે.

**વિદુષક**—નહિ નહિ મહારાજ, માત્ર જીભના સ્વાદને જ એટલે ખાનપાનાદિકનેજ ઇચ્છે, ને શાસ્ત્રો વાંચ્યા કરે તે શું શુદ્ધ ન રહી શકે?

---

૧ અનુભવી.

ભર્તૃહરિ—વયસ્ય! એ અશક્ય છે કેમકે—

विश्वामित्रपराशरप्रभृतयो वाताम्बुपर्णाशना
स्तेपि स्त्रीमुखपंकजं सुललितं दृष्ट्वैव मोहंगताः।
शाल्यन्नं सघृतं पयोदधियुतं भुंजंति ये मानवा
स्तेषामिन्द्रियनिग्रहो यदि भवेद्विंध्यस्तरेत्सागरम्॥

પવન, પાણી અને પાંદડાં ખાનારા વિશ્વામિત્ર પરાશર વિગેરે ઋષિયો પણ સ્વરુપવાન સ્ત્રીના મુખરુપી કમળ જોઈનેજ મોહ પામ્યા ત્યારે ઘી, દહીં, દૂધ સહિત ચોખા ખાનારા જે લોકો તેઓ જો ઇંદ્રીયોનો નિગ્રહ કરી શકે, તો વિંધ્યાચળ સમુદ્રને તરે. માટે મિત્ર! પંચવિષયોને અનુકૂળ જે જે પદાર્થો જગત્કર્તાએ આ સૃષ્ટિમાં રચ્યા છે, તે સર્વનો નીતિરસ્તે ઉપભોગ કરવો; તથા તેના ત્યાગમાં દૃષ્ટિ ન રાખવી. ગ્રહસ્થાશ્રમનું સુખ સારી રીતે ભોગવવું, ભોગના અંકુર ભોગ ભોગવ્યા વિના શાંત થતા નથી, માટે તેથી વિરૂદ્ધ પ્રયત્ન કરવો તે વૃથા છે. અને જો આ સંસારમાં કોઈ વાતે અનુકૂળતા ન હોય, નિર્ધન હોઇએ, સ્ત્રી પ્રાપ્ત થાય તેવું ન હોય, શરીરે વ્યાધિગ્રસ્ત હોઇએ તો ઉભયભ્રષ્ટ થઈ બંને ન બગાડવાં.

अग्रे गीतं सरसकवयः पार्श्वयोर्दाक्षिणात्याः
पश्चाल्लीलावलयरणितं चामरग्राहिणीनाम्।
यद्यस्त्येयं कुरुभवरसास्वादने लंपटत्वं
नोचेच्चेतःप्रविश सहसा निर्विकल्पे समाधौ॥

મોઢા આગળ ગાયન, અને પડખે દક્ષિણી સરસ કવિયો, પછવાડે ચામર પકડનારી સ્ત્રીઓના ચમત્કારી કંકણનો અવાજ, જો એમ હોય તો સંસારના સ્વાદ લેવામાં લંપટ થા, અને તેમ ન હોય તો એકદમ નિર્વિકલ્પ સમાધિમાં પ્રવેશ કર.

વિદુષક—ત્યારે મહારાજ તેવું ન હોત તો તમે હું જાણું છું કે રાણી પિંગળાના પાસમાં ન ફસાત.

ભર્તૃહરિ—હા, ખરેખર, મને મહાદેવજીએ રાજ્ય આપ્યું છે તો પણ

ભુજંગી છંદ

કરી ન્હોત જો વિધિએ કામિનીને,
રચી ન્હોત જો ચાંદની જામિનીને;

ભરી ન્હોત જો રૂપથી ભામિનીને
રટી હોત માળા તદા રામની મેં.

તો, એમ. સમજ્યો ? સ્ત્રી એક એવી વસ્તુ વિધિએ બનાવી છે કે તેનો સમાગમ સૌથી પ્યારો છે, પણ તે મળતા સ્વભાવની ને રૂપ તથા શૃંગારયુક્ત હોય તો ખરી પ્રીતિ જાગે.

રાગ ઝીંઝોટી

પ્રિયાનો સમાગમ અમૃતધારા
રતિના શ્રમથી પ્રસ્વેદ બિંદુ, જાણો શોભે છે તારા,—પ્રિયા.
ભારી નિતંબ પડી ઉર ઉપર, અંગે ચંદનની ગારા,—પ્રિયા.

વિદુષક—મહારાજ, ત્યારે શૃંગારનું જો કહેતા હો તો અમારે ઘેર કાંઇ ઓછો વૈભવ નથી !

ભર્તૃહરિ—તારો વૈભવ કેવો છે ? બોલ.

વિદુષક—મહારાજ, પ્રાતઃકાળનો વૈભવ પ્રથમ સાંભળો.

માથે થેપાડું સવાલાખનું, કેશ છુટા ચોફેર,
ચુડલી બે હાથમાં છે ડહકલાં, છે કુબ્જાથી કાળો કેર,
શણગાર સુણો રે સવારનો.
જોડ છોકરાંને લીધાં કાખમાં, મોટો સુંડલો છે માથ;
કાન ત્રુટું ત્રુટું થઇ રહ્યા, ભાર અકોટાનો સાથ.—
શણગાર સુણો રે સવારનો.
આંખ્યું મારેરે અણીયાળીયું, જોઇને પડીયે ઉંધે પાટ;
મોટા મુનિવર જોઇ છળી મરે, ચોખો ડાકણનો ઘાટ.—
શણગાર સુણો રે સવારનો.

ભર્તૃહરિ—બસ બસ, જંગલી, એવી શૃંગારયુક્ત કામિની જોઇને પુરુષ કામહીન થઇ જાય.

વિદુષક—એમ કે !

ભર્તૃહરિ—હા, એમજ થાય, એમાં શક નહીં.

વિદુષક—તમે ત્યારે મારી કવિતામાં બહુ સમજ્યા ! જોડ છોકરાનો ભાવાર્થ શું સમજ્યા ? એમ થાય તો એ ક્યાંથી હોય ?

ભર્તૃહરિ—એ તો બધું હું સમજ્યો, પણ એ બધી પશુ પક્ષીની રીતિ, સંતતિ તો એમનીએ ઘણી વધે છે.

**વિદુષક**—ત્યારે એમ, અમારે ભલે શણગાર ગમે તેવો હોય, પણ બેય માણસ વંશવેલે સાચાં તો, તમે ભલેને એકસોને એકવીશ પરણો પણ તેથી ઉલટું તો.

આગળ કોરું પાછળ કોરું, કોરું સારા દન;
બેટો મળવો મુશ્કેલ તમને, કરો કોટી યતન;
શિવ નારાયણ નારાયણ નારાયણ.

અને હે મહારાજ, તમે જ્યારે સ્રીનાં આટલાં બધાં વખાણ કરોછો, ત્યારે હાહતરમાં કેમ વગોણું કરે છે, કે "નારી વિષની વેલી, નાખે નરકકુંડમાં ઠેલી, એ તો વાત વિચારો પહેલી." અને મહારાજ, મારો છે તો ભલે ખેડુતનો ધંધો, પણ મારી હુંશીયારીથી અને વાક્ ચાતુરીથી તમે મને પાસે રાખ્યો છે, તેથી કથામાં કાન ફોડું છું, અને કવિત જોડું છું. હુંશીયારી જુઓ છો કે આ બધું રણવગડામાં રોયો!

**ભર્તૃહરિ**—જો, સાંભળ—

**स्वपरप्रतारकोसौ निंदतियोऽलीकपंडितो युवतीम्।**
**यस्मात्तपसोपि फलं स्वर्गस्तस्यापि फलं तथाप्सरसः॥**

જે પંડિતો સ્રીઓની ફોકટ નિંદા કરે છે, તે આપણને તથા બીજાને ઠગે છે, કેમકે તપશ્ચર્યાનું ફળ સ્વર્ગ અને તેનુ ફળ અપ્સરા છે. વળી—

શિખરિણી વૃત્ત

વિના નારી પ્યારી, કમલ વદની સુંદર અતિ,
સ્તનો ભારે પામી, કમર લચતી હંસની ગતિ;
વિના એવી પ્રિયા, નૃપતિ ગૃહ કો શોભિત કરે,
[1]નૃપાળોની વૃત્તિ, શ્રમ રહિત થૈ કયાં જઇ ઠરે.

**વિદુષક**—વૃત્તિ તો મારી પણ મહારાજ ઘેર ઠરે છે, એમાં ના નહીં કહેવાય.

**ભર્તૃહરિ**—તો વિદુષક, એમ જ સમજજે, કે ઘરની શોભા જ સ્રી છે. ઉગતા ચંદ્રના જેવી કાંતિવાળી, કટી મેખલાનો અવાજ થઇ રહ્યો છે, એવી, ને કમળના જેવી આંખવાળી સ્રી ન હોય તો આખું

---

૧ રાજાની.

ઘર શૂન્યવત્ ભાસત. અને તેમાંય વળી અન્ય પ્રસંગે નૃત્ય તથા ગાયનમાં પ્રવીણ એવી સ્ત્રીઓનો વિલાસ અનુભવવો, એ ખુબી જુદી છે.

રાગ કનરો

એક નારી જગતમાં પ્યારી, કમળવદની પ્રિય ચંપકવર્ણી,—એક.
કમર પાતળી ચરણ ઉપડતાં, સ્તનો ભારે લચકાતી;
કુમ કુમ કદમી ગૌર નવોઢા, મંદ ગમની શ્રમ ખાતી.—એક.
રુમઝુમ ફરતી હસતી રંભા, અંગ મરોડ બતાવે;
રાજમહેલને વિનાએ પ્રમદા, કહો કોણ શોભાવે—એક.

વિદૂષક—

રાગ સદર

એક નારી જગતમાં પ્યારી, મારે ઉલાળા.
ચાલે હેડંબા, મલકુસ્તીમાં ફાવે;
ઝાલે ટાંટીયો કેમે ન મૂકે, એક પગે ઠેકાવે.—તોય નારી.
ઠેસું મારે પાટું ઉલાળે, થુક નાંખતી ચાલે;
વગર તપાસે રેઢી મૂકું, ઘડીકમાં ઘર ઘાલે.—તોય નારી.
કેવાઉં ધણી પણ ગણી છોકરું, હાલચાલ બ્હીવરાવે;
મારી તમાચા રાંડ મુને તો, ડહુકડહુક રોવરાવે.—તોય નારી.

આ એવાં દુઃખ વેઠું છું, પણ એટલી ના નહિ કહેવાય કે અમારાં ઘર પણ એણેજ દીપી હાલ્યાં છે; ને નાચનું સુખ પણ ઘેર બેઠાં લઉં છુ અને તે વળી કેવો કે તમારી ગુણસુંદરીના નાચને પણ પાણી પાઈ દે એવો!

ભર્તૃહરિ—વાહ! આ તો રહી રહીને શોખીન નિકળ્યો! કોણ તારી સ્ત્રી નાચ કરે છે કે તું?

વિદૂષક—હા, પહેલાં તો એ કરતી, અને હવે છોકરાની વહુ કરે છે. જુઓ કહી સંભળાવું:—

મનહર છંદ

ઝાંઝરનો ઝમઝમ, ઘુઘરીનો ઘમઘમ;
તાલતણો રમ ઝમ, શબ્દ સંભળાય છે.

ઉભી ઉભી આપ નાચે, સામી બેઠી સખી નાચે,
સાથે તેના સ્વામિને, રસીથી નચવાય છે.
નાચી નાચી થાકી જાય, મોઢું શીયાં વીયાં થાય;
પાકા પોરસુધી કસરત, ત્યાં લેવાય છે.
પડઘા બહુ સુણાય, નાચ જ્યારે પૂરો થાય;
શીરામણે છાસ, માંખણ તૈયાર થાય છે.

કેમ કેવો નાચ? એક પંથને દો કાજ.

ભર્તૃહરિ—સાબાશ જેવો સવારનો શણગાર, તેવો જ નાચ!

વિદુષક—તે મહારાજ, બધો પ્રકાર રાખવો પડે છે. કેમકે રાજ દરબારે રહેવું, અને તમે શિખામણ દીધી (માથું બતાવી) માટે આજ તો ખુણા કઢાવીશ. નહિ તો માથું જોઇને મોહ કયાંથી થાય? બાકી તો મોહિનીરૂપ ભગવાને ધર્યું હતું તે દિવસથી મને આપતા ગયા છે.

ભર્તૃહરિ—જંગલી, તારામાં મોહ કોને થશે?

વિદુષક—ન થાય ત્યારે તમે મને કેમ તમારી પાસે રાખ્યો છે?

ભર્તૃહરિ—હું તો તારા હાસ્ય ભાષણથી રંજન થાઉં છું તેથી રાખ્યો છે.

વિદુષક—અને તેથી જ અમે સાદાઇ રાખીએ છીએ અને વિચારી વરતીએ છીએ.

જુઓ અમારી રીતિ બધી સાદી,
તેમાં સુવા મળે સોમણ તળાઇની ગાદી,
અને તમને ઘણો વ્હાલો શૃંગાર,
તેમાંથી કોક દી ઉઠશે અંગાર.

ભર્તૃહરિ—વિદુષક, હવે ઘણી થઇ, તેય આજ હદ વાળી!! હવે હું અંતઃપુરમાં જાઉં છું, કાલે વહેલો આવજે.

વિદુષક—ત્યારે હું પણ કોડમાં જઈ પ્યારીને નિરખી આવું, ને હુંગો પાણી કરતો આવું; ને પાછો આવી પડ જગાવું. તમે હવે બહુ જવા માંડયું, પણ આજ આશક થાજો થોડા, નીકર રાજમાં ઉડશે ટોડાં.

(એમ કહી બંને નીકળી જાય છે.)

---:o:---

## અંક ૨ જો



### પાત્રો

શાંતિરામ..................ધવલપુરનો એક બ્રાહ્મણ.
ગંગાબાઇ..................તેની સ્ત્રી.
મથુરો..................} તેના પુત્રો.
અમથો..................}
વિક્રાળસિંહ..................એક ઠાકોર.
તૃષ્ણારામ..................એક ભિક્ષુક વિપ્ર. (શુકલ)
સમદ્રષ્ટિ..................
વરભ્રગુ..................
કર્મવિત્..................　ઋષિમંડળ.
શ્રેયસ્કર..................
દુર્ગાચાર્ય..................　( જુદા જુદા મતના )
વિરોચન..................
નાસ્તિક..................
સેવારામ..................સમદ્રષ્ટિનો શિષ્ય.
વક્રભાષી..................કર્મવિત્ ઋષિનો શિષ્ય.



## અંક ૨ જો



## પ્રવેશ ૧ લો

સ્થળ—ધવલપુર

**શાંતિરામ—**

(શાંતિરામ દરિદ્રતાની પીડાએ ઘેરથી અકળાઈ કોઈ વિદેશ જવાના ઈરાદાથી ધવળપૂરને પાદર આવી વિચાર કરે છે.)

( નાથ કેસે ગજકો બંધ છુડાયો એ રાગ. )

કેમ નહિ ફલીભૂત થાશે, સદ્વિદ્યા કેમ નહિ ફલીભૂત થાશે.
પ્રયોગ કર્યો નથી એનો મેં પૂરો, ત્યાંસુધી દરિદ્ર દેખાશે:

પ્રગટ થશે જ્યારે પ્રકાશજ એનો આવી લક્ષ્મી અથડાશે.–સ૦
વિદ્યા દેવી એક સ્થળે બેઠાં લગી, લક્ષ્મી દાસી સમ ભાસે;
પુરુષાર્થ હય ચડી એને પકડશે, તો એ બિચારી કયાં જાશે.–સ૦
લક્ષ્મીથી રોગી તે દુઃખી થશે ત્યારે, વિદ્યા ભોગી પાસે જાશે;
સંગ કર્યા પછી એને નહિ છોડે, ગુણ પછી એના તે ગાશે.–સ૦

શું સદ્વિદ્યા ફલીભૂત નથી થવાની? ના, ના, થવાનીજ ખરી! શું લક્ષ્મીની મહત્તા વિદ્યાથી વધવાની છે? નહિ, નહિ, એ તો કદી થવાનું નહિ! જો એમ હોત તો સદ્ગ્રંથો તથા મહાન્ પુરુષો, વિદ્યાથી લક્ષ્મીની ન્યૂનતા કરત જ નહિ; અને સદ્વિદ્યાનું દ્રવ્ય પ્રાપ્તિ, એજ કાંઈ સાર્થક નથી. તોપણ મેં આટલી બધી વિદ્યા સંપાદન કરી છતાં હું દરિદ્રી કેમ રહ્યો! તેનો મારે વિચાર કરવો જોઇએ. ખરેખાત, તેમાં મારીજ ભૂલ છે. મનુસ્મૃતિ ભણી ગયો બીજાં શાસ્ત્રો ભણ્યો, પણ તેમાં દ્રવ્ય પ્રાપ્તિ અર્થે પુરુષાર્થદર્શક લોકોનો બિલકુલ વિચાર ન કર્યો!

**વસંતતિલકાવૃત્ત**

ઉદ્યાગી સિંહ નર તે ધન મેળવે છે,
દેનાર દૈવ જ વૃથા જન એ વદે છે;
ઉદ્યોગ ધાર પ્રથમે નિજ શક્તિ તુલ્ય,
તેમાં ન પાર પડતાં નથી તારી ભૂલ.

**વળી—**

**आरंभेतैवकर्माणि श्रांतः श्रांतः पुनः पुनः**
**कर्मण्यारभमाणंहि पुरुषंश्रीर्निषेवते।**
**आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठतितिष्ठतः**
**शेते निपद्यमानस्य चराति चरतो भगः**

( કોઈ કામમાં ) નિરાશ ને નિરાશ થવાય; તોપણ તે ફરી ફરી આરંભવું. કેમકે જે પુરુષ વારંવાર આરંભે છે, તેનું ભાગ્ય ઉદય થાય છે, જે બેઠો છે તેનું નસીબ બેસી રહેછે. જે ઉભો છે તેનું નસીબ ઉભું થાયછે; જે સુતેલો છે તેનું ભાગ્ય સુઇ રહેછે, ને જે હીલચાલ કરેછે તેનું ભાગ્ય (પણ) ચેતતા પકડે છે. (મતલબ ઉદય થઇ રસ્તો કાપી ધારેલે સ્થળે પહોંચે છે.)

આ શ્લોકના ભાવાર્થ લક્ષમાં લીધા હોત અને ઘરને ખૂણે શાસ્ત્રો વાંચી દૈવને આધારે નિવૃત્તિ પકડી બેસી રહ્યો નહોત તો ખરેખર લક્ષ્મી પ્રાપ્ત થાત! પણ હજુ ધન મેળવવાની [1]દ્વિતિયાવય (બીજી વીશી) વીતી ગઇ નથી; માટે નિરાશ થવાનું કારણ નથી. ચાલ, પણ ધનના ગર્વિષ્ઠ પાસે યાચના કરવી મને યોગ્ય લાગતી નથી; તેમ વળી પ્રિય વાકયથી દાન આપનારાની પાસે પુષ્કળ દ્રવ્ય છતાં ત્યાગી જેવા પુરુષ મળવા દુર્લભ છે માટે મારે તો વિંધ્યાટવીમાં જઇ કોઇ મહાત્મા પાસે યાચના કરવી! ધન મળવાની તો ત્યાં થોડી આશા છે! પણ જ્ઞાનરૂપી ધન તો છેવટ પ્રાપ્ત થશે. કેમકે શાસ્ત્રો ભણ્યો પણ ધનની તૃષ્ણા રહે છે માટે ખરું જ્ઞાન પ્રાપ્ત થયું નથી; ઘેર પુત્ર બે છે. કદી મહાત્માની સેવામાં જ રહેવું પડયું તોપણ શી અડચણ છે! વળી મહાત્માના વચન આગળ વ્યવહારિક ધન તો તુચ્છ છે! તો તે અપેક્ષા પૂર્ણ કરવ પણ કોઇ ઉત્તમ રસ્તો બતાવશે. માટે ચાલ જીવ, હવે ઘણો વિચાર કર માં. (એમ કહી વિંધ્યાટવીનો રસ્તો લે છે.)

---

## પ્રવેશ ૨ જો

### સ્થળ વિંધ્યાટવીમાં તપોવન

**પાત્ર**—

સમદ્રષ્ટિ, વરભ્રગુ, શ્રેયસ્કર, કર્મવિત્, દુર્ગાચાર્ય, વિરોચન, વક્રભાષી, સેવારામ, શાંતિરામ.

**વક્રભાષી**—સેવારામ! કાલની ચર્ચા ઠીક ચાલી, પણ મને કાંઈ સમજાયું નહી!

**સેવારામ**—ધર્મના સંવાદ છે ભાઇ! ગુરુકૃપા વિના કાંઈ સમજાય? સાચી સેવા હોય તો સમજાય!

**વક્રભાષી**—તું શું સમજે, કાલ સવારે આવ્યો ને! સેવા કરી કરીને મારા તો હાથ પગે ઘસાઈ ગયા પણ ભાંગ્યો અક્ષર આવડયો નહીં!

---

[1] प्रथमेनार्जिताविद्या, द्वितायेनार्जितंधनं
तृतियेनार्जिता किर्तिश्चतुर्थे किंकरिष्यति ॥

પહેલી વીશીમાં જેણે વિદ્યા ન મેળવી, બીજીમાં જેણે ધન ન મેળવ્યું, ત્રીજીમાં જેણે કીર્તિ ન મેળવી, તે ચોથી વીશી માં શું કરશે? ત્યારે કાંઇ બનવાનું નથી.

**સેવારામ**—ઊંધા ઘડાપર ગમે તેટલું પાણી રેડે, પણ અંદર ટીપું ક્યાંથી પડે! તેમ તારી મન ઉપલી સેવા, ને મન ઉપલ્યું સાંભળવું, તે એક અક્ષરે ચિત્તમાં ક્યાંથી ચોટે!

**વક્રભાષી**—ત્યારે તું શું સમજ્યો છું? બોલ, પછી બીજી વાત, આજ આસનીયાં પાથરવાં, ને સમીધો લાવવાં બધુંય રહ્યું!

**સેવારામ**—એમ કરીએ તો ગુરુ કોપાયમાન થાય માટે નિરાંતે હું તને બધું સમજાવીશ.

**શાંતિરામ**—(નેપથ્યમાં-સ્વગત) અહાહા! મને આગળ બ્રહ્માચાર્ય ઋષિએ જે આશ્રમ કહ્યો હતો તે આ જ હશે! કેમકે આશ્રમનાં ચિહ્નપરથી પ્રગટ જણાય છે. કેવી રમણીય જગો છે! આ વિંધ્યાગિરિની છાયામાં નાના પ્રકારનાં વૃક્ષોની ઘટા કેવી શોભી રહી છે! સઘન વૃક્ષ છાયામાં કુંજોની શી સ્વાભાવિક રચના થઇ રહી છે! અને આ વિવિધ રંગનાં મનોહર પક્ષીઓ કેવાં મધુર ગાયન કરી રહ્યાં છે! આ પર્વતના શિખરો (પોતાની તરફ વળેલાં જોઇને) મને આવકાર આપતાં હોય એમ જણાય છે. આ ગિરિની લંબાઈ ક્યાં સુધી હશે? એ કલ્પનામાં આવી શકતું નથી! આ યજ્ઞશાળામાં હોમના પદાર્થો હવ્ય કવ્ય દ્રવ્યો તૈયાર કરી રાખ્યાં જણાય છે! ઋષીશ્વરો કોઇ આશ્રમમાં જણાતા નથી. ખરે! સંધ્યાકાળ થઈ ગયો છે, માટે સ્નાન કરવા ગયા હશે. ચિંતા નહિ આવવા દો, એક બાજુ સ્થિર થઈ બેસું. આ આશ્રમનો દેખાવ જોઇને જ મારૂં મન એટલું હર્ષ પામે છે કે નિર્ધનપણાનું દુઃખ હવે રહેતું નથી! આવા સ્થાનમાં નિવાસ કરનાર મહાત્માઓ ઓછા સમર્થ નહિ હોય!!

**સેવારામ**—(વક્રભાષીને) ઋષિઆશ્રમમાં કોઈ અતિથિનો શબ્દ કાને પડે છે માટે તજવીજ કરીએ!

**વક્રભાષી**—પોતાને આવડતું નથી એટલે આડી વાત નાંખ. ભલે, જા. તેડી લાવ.

(એટલામાં શાંતિરામ પ્રવેશ કરે છે.)

**શાંતિરામ**—(સેવારામ સ્વદેશી છે માટે ઓળખીને) નમસ્કાર સેવારામ!

**સેવારામ**—નમસ્કાર! વિપ્ર, નમસ્કાર! (ક્ષણ એકે ઓળખીને) ઓ હો હો! શાંતિરામ? નમસ્કાર! મિત્ર! નમસ્કાર! મિત્ર છો તો કુશળ! બાળ ગોપાળ! મારી ભાભી સૌ ખુશીમાં?

**વક્રભાષી**—(વચમાં–સ્વગત) હવે વળી નમસ્કારાવલિ ચાલી, સેવારામને કોઇ મળ્યું જોઇએ!

**શાંતિરામ**—શંકર કૃપાથી સૌ આનંદમા છે! આપનાં માતપિતા પણ આરોગ્ય તથા ખુશીમાં છે. છો તો ગુરુસેવામાં નિમગ્ન કે?

**સેવારામ**—સદ્ગુરૂની કૃપાથી! મિત્ર! અહી સુધી નિકળી આવ્યો! તપશ્ચર્યા! ગુરુસેવા! કે કાંઇ બીજું કામ?

**શાંતિરામ**—સેવારામ! કામ તો કાંઇ બીજું નથી. માત્ર સંસારી અપેક્ષાથી અહીં આવ્યો છું. તું સર્વે વૃત્તાંત આપણો તો જાણે છે! કાંઇ મારી દરિદ્રતા તારાથી અજાણી નથી. તું બ્રહ્મચર્ય રાખી ગુરુની સેવામાં રહ્યો ને હું ગૃહસ્થાશ્રમી થયો. માટે તું જાણે છ કે લક્ષ્મીનું તો ડગલે ડગલે કામ! હવે બે પુત્ર, એક સ્ત્રી, ને ચોથો હું, ચારનું ગુજરાન ચલાવવું, માટે મુંઝાઇ ગયો છું! તારા ગુરુ પાસે યાચના કરવા આવ્યો છું, જો કાંઇ અપાવે તો?

**સેવારામ**—મિત્ર! તારામાં મૂળથી જ અક્કલ થોડી છે! અહીં ફળાહારી ઋષિજનો પાસે દ્રવ્ય હોય ખરું કે? જ્ઞાન જોઇતુ હશે તો મળશે.

**શાંતિરામ**—ત્યારે મિત્ર! તને પૂછું છું શા માટે? ભલે જ્ઞાન મળે તો એ કયાં ઓછી વસ્તુ છે!

**સેવારામ**—(જરા વિચારીને) મિત્ર! તું ધનની ઇચ્છાએ અત્રે આવ્યો, પણ મિત્ર ધર્મ અહીં બજાવી શકાય એવું આ સ્થાન નથી! હું તો ગુરુને વિનંતિ કરીશ કે મારી ભવપર્યંતની સેવાનો બદલો આ મારા મિત્રને કોઇ લક્ષ્મી પ્રયોગ બતાવીને આપો. પછી શું? તું કહે તે કરું.

**શાંતિરામ**—મિત્ર; એ કાંઇ થોડું નથી!

**સેવારામ**—તેમાં વિશેષ પણ શું છે! તારી આવી ઇચ્છા પાર ન પડે, ત્યારે હું મિત્ર શાનો! છેવટ આ આશ્રમ મૂકી અવ-

હારમાં પ્રવૃત્ત થઇ યાચના કે ઉદ્યમ કરી તને એ ચિંતા નહિ રાખું! પછી તો જેવી ઇશ્વરેચ્છા!

**શાંતિરામ**—ઠીક મતિ સુઝી કે મિત્ર, તારી પાસે આવ્યો!

**સેવારામ**—(જરા સ્મરણ કરીને) મિત્ર! એકવાર મારા ગુરુ સમદ્રષ્ટિ પાસે મિત્રધર્મવિશે વાત નિકળી હતી, તેમાં ગુરુએ એ વિશે કેટલાંક દ્રષ્ટાંતોની સાથે વ્યાખ્યાન આપ્યું, તે ત્રણ દિવસે પૂરું થયું! તેમાં મિત્રને માટે આ અનિત્ય દેહ કદી આપવો પડે ત્યાં સુધી પણ પાછા હઠવું નહિ, આદિ ઘણોએક ઉપદેશ કર્યો હતો. મિત્ર, આમાં તો તારે માટે બે વચન કહેવાં, એ જ કે બીજું?

**શાંતિરામ**—ખરે! મિત્રધર્મની ખુબી તારા જેવા સન્મિત્રો કોઈ સમજે છે! ત્યારે હવે હું શું કરું?

**સેવારામ**—જો અહીં હાલ પાંચ રોજ થયાં જુદા જુદા મતના ઋષિઓ આવ્યા છે, તેમની વચ્ચે ધર્મ ચર્ચા ચાલે છે. છેવટ સમદ્રષ્ટિ ગુરુ નિરાકરણ કરે છે; પરંતુ એ સર્વ પોતાની હઠ છોડતા નથી, આજ છેવટનો સિદ્ધાંત થવાનો છે, એ વખતે જે નિર્ણય થાય તે સાંભળવો. સારે પ્રસંગે તું આવ્યો! આવો વખત કદી ફરીને ન આવે! તારાં પૂર્વ પુણ્યથી આ સત્સંગનો લાભ તને મળ્યો!!

**વક્રભાષી**—(વચમાં બોલે છે) એ સાબાશી તો એના દરિદ્રને દેવી ઘટે છે! કે એને અહીં સુધી લેઇ આવ્યું!

**સેવારામ**—હા મિત્ર, તારું કહેવું પણ સત્ય છે, લક્ષ્મી કરતાં દરિદ્રતા ઘણી વખત વધારે સત્કર્મનાં સાધનરૂપ થાય છે.

(શાંતિરામ પ્રતિ) અને પછી તારે મહાત્મા સમદષ્ટિ ગુરુની પ્રાર્થના કરવી, તે કાંઇક ઉપાય તને બતાવશે. એની કૃપા થઇ તો આ લોક ને પરલોક બંને સુધરી જશે, પછી શું જોઇએ?

**વક્રભાષી**—હા, હા, ખરું, સેવારામ તો અમર થવા અહીં આવ્યો છે! લક્ષ્મી તો ઘેર ઘણી છે.

**શાંતિરામ**—બહુ સારું ત્યારે પ્રાપ્ત થાય તે ખરું!

**વક્રભાષી**—( હજુ શાંતિરામને ઉભેલો જોઇને ) નામ છે શાંતિરામ માટે શાંતિ પકડીને બેસો. ઉભા રહેશો તો કાંતિ ઘટી જશે, અહીં તો જ્ઞાનની ગોષ્ટિમાં દિના દિ ચાલ્યા જાય, ખબર છેને? પણ તેમાંથી બે શબ્દ ઝડપ્યા તો બાર વરસનું દારિદ્ર દૂર!

**શાંતિરામ**—( એના વક્ર ભાષણથી જરા તપી જઇને ) ત્યારે તારી પાસે શબ્દનો વરસાદ રોજ થાય છે, તે ગ્રહણ કેમ નથી કરતો? અને આવો દરિદ્ર કેમ રહ્યો છું.

**વક્રભાષી**—આ મહારાજ તો આડોડીયો લાગે છે, આમજ દારિદ્ર ભેળો થયોછેને! અમે તો જાણી કરીને જોગ લીધો છે, કાંઇ તારી પેઠે ભિખ માગવા નથી આવ્યા, અમારે પૈસા જોઇએ તો ક્યાં બાવડાંમાં બળ નથી! પરમેશ્વરે હાથ, પગ, ને જીભ બધુંય આપ્યું છે.

**સેવારામ**—( શાંતિરામને કહે છે ) એને શા માટે બોલાવ્યો, શાંતિરામ, એ બધું કામ ધૂળ મેળવશે! એ તો કર્મવિત્‌નો ચેલો હતો ને હવે વિરોચનનો થયો છે.

**વક્રભાષી**—સેવારામ! હું બધું કામ ધુળ મેળવીશ કેમ! હુંજ ખરો તો આજ તારા ગુરુને સાચાં ખોટાં ભરાવીને તારી ધૂળ કઢાવી નાંખું!

**શાંતિરામ**—( ડરી જઇને ) મહારાજ, ક્ષમા કરો. આપનો ઉપદેશ સાચો છે; હું તો ગરીબ બ્રાહ્મણ છું.

**વક્રભાષી**—તું ખરો બ્રાહ્મણ હો તો અહીં દેહ દમન કર, તારે તો લક્ષ્મી જોઇએ છીએ, ને કરવું છે ચમન, તે ગુરુ દેશે તોપણ હું ખુંચી લઇશ. તું પુરુષાર્થ હીન થઇ ગયો છું, વાહ મરદની છાતી.

**સેવારામ**—( શાંતિરામના કાનમાં કહે છે. ) કાંઈ એને જવાબ દે માં. ( પછી શાંતિરામ કાંઈ બોલતો નથી, તેથી વક્રભાષી તેને એક બાજુએ આસનપર બેસાડે છે ).

( નેપથ્યમાંથી )

**सच्चिदानंद । सच्चिदानंद । तत्त्वमसि ।**
**ब्रह्मास्मि । प्रज्ञानमानंदं ब्रह्म । सर्वंख-**
**ल्विदं ब्रह्म । अयमात्मा ब्रह्म ॥ ॐनमः**
**शिवाय, ॐतत्सत्परमात्मने नमः ॥**

( ઇત્યાદિ બોલતા ઋષિઓ પ્રવેશ કરે છે. )

**વક્રભાષી**—( સેવારામને ) અરે સેવારામ! સત્વર આસનીયાં પાથર પાથર, ગુરુ પધારે છે!

( તે પાથરે છે ને ઋષિઓ પ્રવેશ કરી આસનપર બેસે છે. )

**સમદૃષ્ટિ**—( શાંતિરામ સર્વ ઋષિજનોને દંડવત્ કરે છે ત્યારે સેવારામને પૂછે છે ) સેવારામ! આ સાત્વિક વિપ્ર કોણ છે? ને ક્યાંથી આવ્યા છે?

**સેવારામ**—ૐ નમો નારાયણાય સદ્ગુરુ! એ મારો પરમ મિત્ર છે; ને મારે સ્વદેશથી આવ્યો છે.

**સમદૃષ્ટિ**—તારો મિત્ર!! બહુ સારું, ત્યારે યથાયોગ્ય સત્કાર કરજે.

**સેવારામ**—જેવી સદ્ગુરુની આજ્ઞા!

( પછી સમદૃષ્ટિ ઋષિ વસ્તુ નિર્દેશરૂપ મંગળાચરણ કરે છે— )

ब्रह्मानंदं, परमसुखदं, केवलं ज्ञानमूर्त्तिम्।
द्वंद्वातीतं त्रिगुणरहितं तत्त्वमस्यादिलक्ष्यं॥
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतम्।
भावातीतं गगनसदृशं सद्गुरुं त्वां नमामि॥

परात्मानमेकं जगद्बीजमाद्यं निरीहंनिराकारमोङ्कार वेद्यम्।
यतोजायतेपाल्यतेयेनविश्वं तमीशंभजेलीयतेयत्रविश्वं॥
नभूमिर्नचापोनवह्निर्नवायुर्नचाकाशमास्तेनतन्द्रानानिद्रा।
नग्रीष्मोनशीतंनदेशोनवेशो नयस्यास्तिमूर्तिस्त्रिमूर्तितमीडे॥
अजंशाश्वतंकारणंकारणानां शिवंकेवलंभासकंभासकानां।
तुरीयं तमः पारमाद्यन्तहीनं प्रपद्येपरंपावनंद्वैतहीनम्॥
नमस्तेनमस्तेविभोविश्वमूर्त्ते नमस्तेनमस्तेचिदानन्दमूर्त्ते।
नमस्तेनमस्तेतपोयोगगम्य नमस्तेनमस्ते श्रुतिज्ञानगम्य॥

( મંગળાચરણ થઈ રહ્યા પછી )

**સમદૃષ્ટિ**—એ રીતે હે વરભ્રગુ! એક સર્વ વ્યાપક જગન્નિયંતા નિર્વિકાર પરમાત્મા છે, તેનું ધ્યાન એકાગ્ર ચિત્તથી કરવું જોઈએ.

**વરભ્રગુ**—એ વાત સાચી છે પણ દેવના દેવ શંખ ચક્ર ગદા પદ્મ ધારી વિષ્ણુ છે, જેણે ચોવીસ અવતાર ધારણ કર્યા છે, ને અપાર ચરિત્ર કરીને ભકતોને સહાયતા કરી છે, તથા દુષ્ટોને શિક્ષા

કરી છે, એ જ માત્ર ધ્યાન ધરવાને યોગ્ય છે. તે સિવાય બીજો કોઈ દેવ ધ્યાન ધરવા યોગ્ય નથી. અને જ્યારે ધર્મનો લોપ થાય છે, તથા તેના ભક્તો સંકટ પામે છે, ત્યારે યુગેયુગે તે અવતાર ધારણ કરી પ્રકટ થઇ ધર્મ સંસ્થાપન કરે છે, તથા તેના ભક્તોને દુઃખમાંથી મુક્ત કરે છે; માટે હે સમદૃષ્ટિ મહાત્મા, ઈશ્વર તો એક વિષ્ણુ છે.

**શાંતિરામ**—(વચમાં બોલે છે) એ વિષ્ણુ તો જેનાપર અનુગ્રહ કરે છે તેનું સર્વ હરી લઇ દરિદ્ર આપે છે, મને તો એવું જણાય છે.

**સેવારામ**—(શાંતિરામને) ચુપ રહે, વચમાં ન બોલ, ગુરૂ કોપશે.

**વક્રભાષી**—એ તો દારિદ્ર સિવાય બીજું કાંઇ દેખતો નથી.

**શ્રેયસ્કર**—અરે વિષ્ણુ વિષ્ણુ શું કરો છો, દેવ તો અનાદિ શંકર ભોળાનાથ, ત્રિલોચન, ત્રિપુરારિ, મહા પ્રતાપી રુદ્રસ્વરૂપ, કૈલાસનિવાસી, ઉમાકાન્ત, મહેશ્વર છે. એ સિવાય બીજો કોઈ દેવ નથી. તમારો ઉપદેશ અસત્ય છે, અમે અંગીકાર નથી કરતા. સહજ તપમાં પ્રસન્ન થઈ વરદાન આપે એવા ભોળાનાથ શંભુ છે! માટે એ જ ઈશ્વર સાચા છે.

**શાંતિરામ**—(સેવારામ પ્રતિ) કેમ સેવારામ! મારો થોડો તપ! પણ પ્રસન્ન થયા?

**વક્રભાષી**—તપનું તેજ પણ મોઢાપર ઝળકી રહ્યું છે!

**સેવારામ**—(શાંતિરામને) તું આ મહા ધર્મ સંવાદમાં વચ્ચે નિજ સ્વાર્થનું ને સંબંધ વગરનું શા માટે બોલે છે?

**કર્મવિત્**—દેવ તો ભાઈ સૂર્ય અને અગ્નિ સાચા છે. અન્ય દેવ બધા કલ્પિત છે. જે સૂર્યે કરીને આ જગતનું કાર્ય બધું ચાલે છે, તે ન હોય તો અંધકારમય બ્રહ્માંડ થઇ રહે! અને આપણાં નિત્ય નૈમિત્તિક કર્મ પણ તે થકીજ ચાલે છે. દુનિયામાં વૃષ્ટિનું મૂળ કારણ તથા અનાજનો પાક પણ તેથી જ ઉત્પન્ન થાય છે; માટે દેવ જ એક સુર્ય છે, અને તે જ પૂજવાને યોગ્ય છે; તે સિવાય અન્ય કોઇ દેવ નથી.

**શાંતિરામ**—( સેવારામને હળવેથી ) મિત્ર ! ઉપાન વગર આવ્યો તે રસ્તે એજ સૂર્યે વિતાડયામાં બાકી નથી રાખી.

**સેવારામ**—( શાંતિરામને બોલતો બંધ કરવા ) એ તો ગ્રીષ્મમાં જરા કોપે છે.

**દુર્ગાચાર્ય**—અરે ! શું વિષ્ણુ, શંકર ને સૂર્યને દેવ ઠરાવો છો ? ઉમા મહેશ્વરી શક્તિ વિના બીજો દેવ કોણ છે ? જે છે નવદુર્ગા સ્વરૂપ, ચોસઠ જોગણી સ્વરૂપ, આદ્ય શક્તિ, જગતની ઉત્પન્ન કર્ત્તા પ્રકૃતિ મહામાયા વિના પૂજવા લાયક તથા સિદ્ધિદાતા અન્ય કોઇ દેવ નથી.

**શાંતિરામ**—( સેવારામને ) નવરાત્રિમાં થોડી ઉપાસના કરી !

**સેવારામ**—( શાંતિરામને ) એક જ ધ્યાન રાખજે ! બીજું કાંઈ બોલીશ માં, મિત્ર ! આ સંવાદનો તાત્પર્ય કાંઇ દ્રવ્ય પ્રાપ્તિમાં નથી.

**વક્રભાષી**—નથી કેમ ? આ સિદ્ધાંતને અંતે ખરું દ્રવ્ય નીકળવાનું છે તે શાંતિરામને મળશે.

**સેવારામ**—હા, તે ખરી વાત, જ્ઞાન એ જ ખરૂં દ્રવ્ય.

**વિરોચન**—(નાસ્તિક) મેરે પ્યારે, દેવ દેવ શું કરો છો ? દેવ કોઇ છે જ નહિ. આ જગત્ શૂન્યમાંથી ઉત્પન્ન થયું છે, ને પાછું શૂન્યમાં લીન થવાનું છે. તત્ત્વનો એવો સ્વભાવ છે કે, જેના રસાયન સંયોગથી ઉત્પત્તિ, સ્થિતિ ને લય થયે જાય છે, તત્ત્વ સ્વતઃસિદ્ધ ચૈતન્યરૂપ છે અને તેની ક્રિયા પણ સ્વતઃસિદ્ધ છે. કોઇ એક ઇશ્વરને જગત્ કર્ત્તા માનવા કરતાં જગત્ અનાદિ છે એમ માનવામાં શું દોષ છે ? કાંઇપણ દોષ નથી. પુનર્જન્મ છે જ નહિ, અને પ્રાણીઓને સુખ દુઃખના ભોગમાં પૂર્વ કર્મની બીલકુલ અપેક્ષા નથી. જો સ્થૂલ શરીરને એટલે તત્ત્વના દેહની સાથે જીવાત્માને સંબંધ ન હોય તો સ્થૂલમાં વિકાર થયે સૂક્ષ્મ શરીર (લિંગ દેહ, જીવાત્મા મન વિગેરે) વિકારને પ્રાપ્ત થવાં ન જોઇએ, માટે પંચભૂતનો દેહ છે, ત્યાં સુધી તેમાં ચૈતન્ય સ્વરૂપ (પંચભૂતના યોગથી થયેલો) જીવાત્મા છે, ને તેના (દેહના) પડ્યા પછી જુદું કોઈ તત્ત્વ શેષ રહી કયાંઇ જતું આવતું નથી. શરીરની પ્રકૃતિ વિખાઇ જવાથી પ્રાણાત્મા કોઇ ભિન્ન રહેતો

નથી. જેમ કોઇ યંત્ર ખોટકી જવાથી ચાલતું નથી, તેમ શરીર પડ્યા પછી તેમાંથી પંચભૂત સમષ્ટિ પંચભૂતમાં મળી જાય છે. આપણા પુરુષાર્થથી રાજા થવું હોય તો થવાય, તેમાં પૂર્વ કર્મની કાંઇ પણ અપેક્ષા નથી, અને પુનર્જન્મ નથી, એટલે પૂર્વ કર્મ (સંચિત) હોય પણ ક્યાંથી? ખાવું પીવું, મોજ કરવી, શરીરનું યથાયોગ્ય રક્ષણ કરવું, અંગપર અત્તર લગાવવું, સારી સારી સ્ત્રીઓ ભોગવવી, પંચ વિષયના સર્વે પદાર્થોનો ખુબ ઉપભોગ લઇ મનને સંતોષ પમાડવો, એજ જન્મ ધર્યાનું સાર્થક છે. પુણ્ય પાપ મનઃકલ્પિત છે. વસ્તુતઃ એ કાંઇ છે જ નહીં. જગતમાં બળવાન પોતાના બળથી, અગર બીજો કોઇ સારો પ્રસંગ અનાયાસે મળ્યો તો ફાવી જાય એ નીતિ છે; તે સિવાય બીજી નીતિ પણ નથી.

**શાંતિરામ**—(વચમાં આશ્ચર્ય થઇ જઇને) ત્યારે જગતમાં દાન પુણ્ય સત્કર્મ માણસો વ્યર્થ કરતાં હશે?

**વિરોચન**—(નાસ્તિક) હા, તે કરવાં, મરજી હોય તો, કીર્તિની ઇચ્છા હોય તો બાકી અન્ય જન્મમાં ફળ પ્રાપ્તિની આશા ન રાખવી; હજારો ગયા, કોઇના સંદેશા આવ્યા છે? હોય તો કહો જગત ખોટા ડોળથી ભરમાય છે, બાકી સાચું કાંઇ છે જ નહિ. પ્રપંચમાં આવડત જોઇએ, તે હોય તો મજા!

(શાંતિરામ સાંભળી ચૂપ થઈ જાય છે.)

**વરભ્રગુ**—સાંભળો! કર્મવિત્! કેવો વિપરીત મત! વિરોચન અનીશ્વરવાદી (નાસ્તિક) નો કેવો અદ્દભુત મત છે!!!

**કર્મવિત્**—ગજબની વાત છે! ખાવું પીવું ને સ્ત્રીઓ ભોગવવી, એ મનુષ્યનું કર્તવ્ય કેમ? એ તો વિપરીત ખેલ છે!!!

**શાંતિરામ**—(પાછો બોલે છે) આમાં મજા તો ખરી, પણ ધનવિના બધું મળે કયાંથી?

**સેવારામ**—(જરા ગુસ્સાભર) બધું ઉંધું વળી જાય, પણ તું બીજો અક્ષર બોલીશ માં!

**વક્રભાષી**—(સેવારામ પ્રતિ) એ ખરું કહે છે! ટેકદાર છે; શામાટે એને ધમકી દેછે?

**સમદૃષ્ટિ**—(આટલી વખત શ્રવણ કરી રહીને પછી) ભાઈ, તમે પરસ્પર સંવાદ નહિ કરો, એ સર્વ મિથ્યા ભાષણ થાય છે.

**સેવારામ**—ગુરુ! આજ પાંચ રોજ થયાં આ ચર્ચા ચાલે છે, પણ કોઈ તેમનો દુરાગ્રહ છોડતા નથી.

**સમદૃષ્ટિ**—ભાઈ, વાડાનાં ને મતનાં બંધન એવાં જ છે, એ એકદમ છૂટતાં નથી! હવે હું મારો સિદ્ધાંત સંભળાવું છું; અનુકૂળ આવે તો ગ્રહણ કરશો.

**સેવારામ**—(સૌને પરસ્પર વાત કરતા જોઇ) શ્રવણ કરો, શ્રવણ કરો. હવે સિદ્ધાંત વચન સમદૃષ્ટિ ગુરુ કહેછે તે શ્રવણ કરો!

**શાંતિરામ**—સેવારામ, ખીજડા પંથનું ભેળું વિવેચન હો!

**વક્રભાષી**—(સેવારામને) સુણ, સુણ, બેસી રહે, દારિદ્રનું સ્વરૂપ, ચતુર સુજાણ, બેસી રહે ગુપચુપ!

**સેવારામ**—(વળી પાછો) શ્રવણ કરો, મતવાદીઓ શ્રવણ કરો!

**સમદૃષ્ટિ**—(સર્વની પ્રતિ હાથ કરીને) જેને જ્ઞાનક્રિયા બળ સ્વાભાવિક છે એવા એક સ્વતઃસિદ્ધ પરમાત્માએ આ જગત્ નિર્માણ કર્યું છે; એ માયોપાધિને લઇને સબલ બ્રહ્મ એટલે ઈશ્વર કર્તા છે, તોપણ અકર્તા છે.

વિરોચનજી, તમે જેમ તત્વ, પરમાણું જે જડ ને દ્રવ્ય છે તેને સ્વતઃસિદ્ધ ચૈતનરૂપ ઠરાવો છો, એ અત્યંત વિરૂદ્ધ વાતને બદલે અમો જે પરમાત્મા ચૈતનરૂપ છે તેને જગતનું કારણ માનીએ છીએ.

એ સૃષ્ટિકર્તાએ સૃષ્ટિમાં અમુક નિયમો બાંધ્યા છે, તે પ્રમાણેજ જગતનાં કાર્યો થયે જાયછે, તેમ મનુષ્ય પ્રાણીની પણ બુદ્ધિની અમુક હદ બાંધી છે; તે વર્તુળની અંદર જ મનુષ્યનો વિચાર પહોંચી શકે છે, વિશેષ આગળ ચાલતો નથી.

તેનું દૃષ્ટાંત એ કે, આ ચારે દિશાઓ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર ને દક્ષિણ, આકાશ ને પાતાળ, એ છ કયાં સૂધી હશે! ને તેને છેડે શું હશે? તેનો પ્રથમ જવાબ આપો. કાંઇક અમુક કલ્પીએ તો પછી શું હશે?

એમાં જેમ આપણી કલ્પના આગળ ચાલતી નથી અને જેમ તમે તમારી ચર્મચક્ષુથી દૃષ્ટિમર્યાદા સૂધી જ દેખી શકો ને વિશેષ નહીં, તેમજ તમારી મનશક્તિથી તમે સ્વતઃસિદ્ધ જગત કર્ત્તા ઈશ્વર છે એ હદ સુધી વિચાર કરી શકો, ને વિશેષ નહીં; તે પેલીમેર વિચાર કરતાં તમારી કલ્પનાશક્તિ પાછી વળશે. માટે એક સ્વતઃસિદ્ધ ઈશ્વર જગત્‌કર્તા છે; તેટલે સુધી મનુષ્યના વિચાર પહોંચવા ઈશ્વરે બુદ્ધિની હદ બાંધી છે, તે ઉપરાંત વિચાર કરતાં અનવસ્થા દોષ આવશે. માટે એ હદ બહાર પ્રશ્ન કરવા જરૂર રહેતી નથી અને આ જગત્ એણે સ્વેચ્છાથી રચ્યું છે, એ આ વિશ્વના સર્વ પદાર્થોની યથાયોગ્ય રચનાપરથી સિદ્ધ થાય છે.

(પછી વરરુચિ પ્રતિ) હે વરરુચિ ! માટે એક સ્વતઃસિદ્ધ પરમાત્મા છે; તેને કોઈ વિષ્ણુરૂપ, કોઇ શિવરૂપ, કોઇ ગણેશરૂપ, કોઇ સૂર્યરૂપ, કોઈ જૈન મતવાદી કર્મરૂપ, કોઈ દેવીરૂપ, કોઈ શૂન્યરૂપ, ઇત્યાદી અનેક રૂપ માને છે. તેમાં શૂન્યરૂપ કલ્પના કરવી એ સત્યાસત્ય જ્ઞાનવાળા મનુષ્યપ્રાણીને ઘટીત નથી. તેમજ સૃષ્ટિ, દૃષ્ય કે જડ પદાર્થોને કર્ત્તારૂપ કલ્પના કરવી એ પણ બુદ્ધિની જડતા તથા વિચાર શૂન્યપણું છે અને તેઓ ઇશ્વરના અપરાધી છે. માટે સંસારી પુરૂષોએ એક એનાપર દૃષ્ટિ રાખીને સદાચાર ને નીતિને રસ્તે વર્તી તેનું સદા સ્મરણ રાખવું; તેના નિયમને અનુસરતાં સુખદુઃખ આવે તેમાં સમાનબુદ્ધિ રાખવી; અહિંસક થઇ પ્રાણીમાત્રપર દયા રાખવી. કેમકે પરોપકાર તેને પરમપ્રીય છે; એ તેની જગતની રચનાપરથી પ્રત્યક્ષ જણાય છે. જે સ્થિતિ તેણે આપી હોય ને પ્રયત્ન કરતાં પણ રહે, તેમાં સંતોષ રાખવો; તેવા નીતિથી ચાલનારા તેના ભકતજનને ગમે તેવી આપત્તિ આવી પડે તેમાંથી તે પ્રણતપાળ તેને છોડાવે છે; સંસારના વર્ત્તમાન નિયમથી વિલક્ષણ બાબતમાં પણ એ તેને સહાયતા કરે છે. કેમકે એ કર્તું અકર્તું અન્યથા કર્તું સમર્થ છે. સર્વ શકિતવાન ને સ્વતંત્ર જગત્‌પિતા છે. અને જેઓને સંસારમાં તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો હોય તેમણે અરણ્ય કે કોઈ એકાંત સ્થળમાં રહી, અલ્પ યથાયોગ્ય આહાર, કે ફળફળાદિક ગ્રહણ કરી એ નિરંજન પરમાત્માનું ધ્યાન લગાવવું અને તેવા

વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ ને મુમુક્ષુતા એવાં ચાર સાધનયુકત જે આત્મજ્ઞાનના અધિકારી છે, તેને પરિપકવ અવસ્થાએ બ્રહ્માનંદમાં મગ્ન થઇ સમાધિનું ખરું સુખ કેટલું પ્રાપ્ત થાય છે તે હે કર્મવિત્! અત્રે અવર્ણનીય છે.

**સેવારામ**—ગુરુ! એ સુખ આપની કૃપાથી મને કયારે પ્રાપ્ત થશે?

**સમદૃષ્ટિ**—વત્સ, તેં એ પ્રાપ્ત થવાનોજ માર્ગ ગ્રહણ કર્યો છે, તેથી તને અગમ્ય નથી. હમણાં તું પંચીકરણ વિચારે છે. તેમાં સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ એ ચાર દેહનું વિવેચન, જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ ત્રણ અવસ્થાનો ભેદ, તેમાં અનુસ્યુત એક આત્મા શી રીતે છે તે પંચકોશ, સપ્તભૂમિકા, દ્રષ્ય, દ્રષ્ટા ને દર્શન એ રીતે ત્રિપુટીઓના ભેદ, જડ ચૈતનના ભેદ, જીવ ઈશનો ભેદ, જીવ ઈશ્વર ને બ્રહ્મની એકતા, મહા વાકયના વાચ્યાર્થ તથા લક્ષ્યાર્થ, બ્રહ્મ ચૈતન કેમ અનાદિ, અનિર્વચનીય, અનંત તથા માયા કેમ અનાદિ અનિર્વચનીય શાંત છે, ઈત્યાદિ લક્ષણો તારા સમજવામાં સારી રીતે આવશે ત્યારે તને અદ્યાપિ નિત્ય પ્રાપ્ત એવું જે બ્રહ્માનંદ સુખ તે પ્રાપ્ત થશે. જગતનું કારણ બરાબર સમજ્યો છું કે?

**સેવારામ**—સદ્ગુરુ! આપની કૃપાથી ઈશ્વર આ જગતનું અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ છે, એ સારી રીતે સમજ્યો છું.

**સમદૃષ્ટિ**—હા તે ઉર્ણનાભિના દૃષ્ટાંતથી તને સારી રીતે સમજાયું એમ મારા ધારવામાં છે. પણ અનિર્વચનીય માયાનું લક્ષણ તારે હજુ યથાર્થ સમજવાનું છે. તથા શાસ્ત્રોનાં રોચક, ભયાનક ને યથાર્થ વચનોનો ભેદ પણ પૂરો લક્ષમાં લેવાનો છે, ત્યાં સૂધી તને નિઃસંદેહ જ્ઞાન થશે નહિ.

**શ્રેયસ્કર**—વાત તો સાચી છે, પણ મતનું બંધન મોટું છે.

**કર્મવિત્**—સિદ્ધાંત વચનો છે.

**વિરોચન**—(નાસ્તિક) વાત તો યથાર્થ છે, પણ આવી વર્ત્તણુકથી શરીરને કલેશ થાય ને મોજમજા સર્વે ચાલી જાય!

**સેવારામ**—કાંઇએ ન ચાલી જાય, વિરોચનજી, મજા જ એમાં છે; કેમકે એ પરમાત્માની એવી આજ્ઞા છે.

(પછી બીજા સર્વ ઋષિઓ પોતાનો મત છોડી ગુરુ સમદૃષ્ટિનાં વચન અંગીકાર કરે છે તથા પરમાત્માનું એક તાન સૌ સાથે ગાય છે.)

(આજ્ઞા દ્યો, પ્રભુ તોરે વિજયી હોઉંએ રાગ)

**પરમકૃપાળુ પ્રભુ, તું છે જગપતિ.**

શ્રેયસ્ અમારું, શેમાં રહ્યું છે, તેવી આપો અમને મતિરે.—જ૦
પરમાર્થ તુંને પરમ પ્રિય છે, તેવી પ્રેરો પ્રભુ કૃતીરે.—જ૦
વિશ્વની રચના વિવિધ તમારો, મહિમા જણાવે મહામતિરે—જ૦
આત્મજ્ઞાન બોધ અંતર ઉતારો, જ્ઞાન વિશે કરો ગતિરે.—જ૦

**સેવારામ**—ગુરુ ઇશ્વરના અનુગ્રહ માટે નિશદિન કેટલી વિનંતિની સાથ પ્રાર્થના ઉચ્ચારવી, તેની કૃપા કરો.

(સુલોચના સતીનો મહિમા ગાઇએ, એ રાગ)

**સમદૃષ્ટિ**—

જગત પિતા દૃષ્ટિ કૃપાની કરો,
આ સૃષ્ટિ જણાવે તારો મહિમા અપાર—જગત૦
ખગોળ ભૂગોળની ચમત્કૃતિ જોઉં;
સૂર્યચંદ્ર તારા ગણુથી ચકીત હોઉં.—જગત૦
બીજમાંથી વૃક્ષ, અને વૃક્ષમાંથી બીજ;
વનસ્પતિની કૃતિ ખુબી ઉદ્‌ભીજ—જગત૦
એકેક કૃતિનું શું રે કરૂં વર્ણન;
પાર કોઇ પામ્યું નહીં, ઋષિ મુનિજન.—જગત૦
સૂક્ષ્મ કૃતિ કૃતિમાં લક્ષ તારૂં ઇશ;
મનુષ્ય સુખનો રે હેતુ ધારી જગદીશ.—જગત૦
શુક શોભા અંકિત, જાણીને તેને શીશ;
કાંઠલો કોટે બનાવ્યો, ખુબી જગદીશ—જગત૦
પ્રસન્ન પ્રાણીના હિતથી પ્રભુ રહો;
ક્રૂર ને કટાક્ષ તારી, ભક્તને ચહો.—જગત૦
કામ ક્રોધ લોભ મોહ, માયાના વિકાર;
અંધ કરી ભૂલાવે છે વિવેક વિચાર.—જગત૦
અજ્ઞાનનો પડદો તમે મૂકયો લોકપાળ;
આડે રસ્તે ચાલ્યા જઇએ, કરશો રે સંભાળ.—જગત૦

જે ઉત્તમ માર્ગ શુભ હોય અમકાજ;
તેવે રસ્તે ચડાવશો રે જગાધિ રાજ.—જગત૦
દયા ક્ષમા ધૃતિ શાંતિ, શમતા સંતોષ;
સદ્ગુણતણો પ્રભુ માગીએ છીએ કોષ.—જગત૦
સદ્ગ્રંથ સતશાસ્ત્ર, અને સત્સંગ;
તેમાં રંગ લાગે, તેવા આપશો પ્રસંગ.—જગત૦
આત્મજ્ઞાન સમાધિનું સુખ સદાકાળ;
વિક્ષેપ રહિત ચિત્ત કરશોરે દયાળ.—જગત૦
ચાર પદાર્થ નીતિ થકી પ્રાપ્ત થાય;
તેવી કેવી રેણી, અમ કરો જગરાય.—જગત૦
સંસારમાં વિચરું ને લક્ષ તુજમાંય;
સંસારથી વિરકત સમાધિ તારી થાય.—જગત૦
કોટી કોટી વંદન તને છે એક ઈશ;
તન મન ધન સર્વ અર્પું છું શીશ.—જગત૦
કર્ત્તવ્ય મનુષ્ય જન્મનું જે છે નાથ;
અમથી સદા તે થાઓ, મૂકો શિર હાથ.—જગત૦

**શાંતિરામ**—(તે થઈ રહ્યા પછી સેવારામ પ્રતિ) હવે મારી વિનંતિ સેવારામ!

**વક્રભાષી**—હવે ભાઈબંધનું કરીશ કે નહિ, કે ખાલી વાતના તડાકા!

**સેવારામ**—(શાંતિરામને) લે ત્યારે, સમદૃષ્ટિ ગુરુને સાષ્ટાંગ દંડવત્ કર, ને તારી વિનંતિ નિવેદન કર.

**શાંતિરામ**—(સાષ્ટાંગ દંડવત્ કર્યા પછી) મહારાજ, હું ધવલપુરનો રહીશ એક વિપ્ર છું તથા દરિદ્ર અવસ્થાથી બહુ દુઃખી છું. મારી સ્ત્રી ને મારી સંતતિ ક્ષુધાથી બહુ પીડિત છે, આપ મહાનુભાવ પાસે યાચના કરવા આવ્યો છું; તો કાંઈ લક્ષ્મી દાનની આશા રાખું છું.

**સમદૃષ્ટિ**—વિપ્ર, નિશ્ચિંત રહે, પણ અમ ફળાહારી ઋષિઓની પાસે ધનસંગ્રહ હોતો નથી.

**સેવારામ**—મહાત્મા, એ તો મને ખબર છે પણ—

**વક્રભાષી**—એવું જાણતો હતો ત્યારે શા માટે અહીં આવ્યો

સમદૃષ્ટિ—માટે હે આર્ય, તારે જ્ઞાન જોઈતું હોય તો તે હું પાત્ર પરીક્ષા કરી આપું ને નિજાત્મ વિચારથી અમર કરી દઉં.

શાંતિરામ—મહારાજ, અમૃત પાયાવગર અમર કેમ થવાય? એ તો દેવતાઓ પાસે છે.

વરભ્રગુ—(સમદૃષ્ટિ પ્રતિ) આ બ્રાહ્મણને હજુ પુરાણોનું સ્થૂલ જ્ઞાન છે, એ આત્મજ્ઞાનને હજુ પાત્ર નથી.

સેવારામ—(પોતાના ગુરુને) ગુરુ, ગમે તેમ કરીને મારા મિત્રનું દારિદ્રય મટાડો. મારા દેહનો ખપ પડે તો તે પણ હું આપવા તૈયાર છું—

વરભ્રગુ—(સમદૃષ્ટિ પ્રતિ) એને કાંઇ વસ્તુ આપો, આપની વચન સિદ્ધિથી એને ફળ પ્રાપ્ત થશે.

સમદૃષ્ટિ—બહુ સારૂં વિપ્ર, તારા મિત્રની તારાપર અપ્રતિમ પ્રીતિ જોઇ (મૃગચર્મ નીચેથી કાઢીને) લે, આ તને એક અમરફળ આપું છું અને તે પ્રાશન કરતાં તું અમર થઇશ અને નહિ તો તેના પ્રતાપથી તને રાજાઓ પાસેથી દ્રવ્ય પણ પ્રાપ્ત થશે.

શાંતિરામ—(ઘણા જ ઉપકારની સાથે લઇને) તથાસ્તુ હે મહાત્મા! હે દયાનિધિ! હવે હું આજ્ઞા માગું છું.

સેવારામ—બેસ બેસ, હવે જગન્નિયંતા પરમેશ્વરની આરતી થાય છે; તે શ્રવણ કરીને પછી જજે.

(નાથ કેસે ગજકો બંધ છોડાયો, એ રાગ)

આરતી તારી ઉચરીએ, નિરંજન આરતી તારી ઉચરીએ.
સર્વ વ્યાપક તુજ ચૈતન શક્તિ, વર્ણન શું તેનું કરીએ,
શુદ્ધ હૃદયથી જો રે આરાધીએ, તો ભવસાગર તરીએ,–નિં૦
યોગ યગન સમાધિ ધરી ધ્યાને, વૃક્ષવિશે નવ ઠરીએ;
અકળગતિ પરાપાર પિતુ તારી, વાણીથી શું રે વિસ્તરીએ.–નિં૦
રચના યથાયોગ્ય આ રે જગતની, મહિમા તારો ઉર ધરીએ;
દીન વચન પ્રભુ અલ્પ સ્વીકારો, કાવ્યે કથન શું કરીએ.–નિં૦

(પછી ત્યાંથી ઉઠી સૌ સૌના સ્થાન પ્રત્યે જાય છે.)

—:૦:—

## પ્રવેશ ૩ જો

### સ્થળ—શાંતિરામનું ઘર

**પાત્ર—ગંગાબાઈ, મથુરો, અમથો, તૃષ્ણારામ, વિકાળસિંહ પછીથી શાંતિરામ પ્રવેશ કરે છે.**

**ગંગાબાઇ**—(લમણે હાથ દઇ સ્વગત બોલે છે) અરે હે પરમેશ્વર! અમે બ્રાહ્મણ સહુથી ઉત્તમ વર્ણ! અને સૌથી માઠી દશા! પિતાએ ઘર કુલ ન જોયું, વર વિદ્વાન જોયો, પણ દરિદ્રના દરીયામાંથી નીકળવા વખત આવતો નથી! બીજો વૈભવ તો એક બાજુપર રહ્યો પણ અરર! મારી સંતતી અન્નવિના વ્યાકુળ! હે જગદીશ! ક્ષુધા વેઠ્યાનું અપાર દુઃખ સહન હવે નથી થતું! (શાસ્ત્ર વાત વિચારીને) હે કૃષ્ણ! સુદામે તારા ચણા ખાધાતા, તો તેને તેં દરિદ્ર આપ્યું, પણ અમે શું તારો એવડો મહા અપરાધ કર્યો છે કે તેં અમને દરિદ્રનો અસહ્ય સમુદ્ર દીધો! હર હર ભગવાન્! આ જીવતરથી મરવું સારું છે! અરે પણ આત્મહત્યાનું નિષેધ કર્મ કેમ કરાય! જેવી વિશ્વેશ્વરની મરજી! આવી આપત્તિમાં એકનિષ્ઠાથી એનું સ્મરણ તથા સદાચરણ રેણી રાખશું, તો તે શું કોઈ દિવસ સામું નહીં જુએ! એ તો તડકા છાયા છે! આ નિર્ધનપણું મટી સુખનો દિવસ પણ એ આપશે.

**મથુરો**—(એટલામાં) માતુશ્રી! મને ભુખ લાગી છે, મારા ભાગના ચણા અમથો ખાઇ ગયો; હવે હું શું ખાઊં, હવે મારાથી ભુખ્યા રહેવાતું નથી.

**અમથો**—મા! મેં કયાં પરમદિવસનું મુદલે ખાધું છે! મથુરો તો ખોટું બોલે છે.

**ગંગાબાઇ**—(સજલ નેત્રે હાથ ઉંચો કરીને.)

### વસંતતિલકા છંદ

રે કયાં! ઉદય ઓ! પ્રભુ પાપ મારાં,
ધાન્યો વિના દુઃખિ થતા તનુજો બિચારા;
દારીદ્ર દુઃખ જગમાં શિદ તેં કર્યું છે,
સૃષ્ટિ રચી જગપિતા દિલ શું ધર્યું છે.

તારી અપાર કરુણા સર્વત્ર ભાસે,
રે શું ! દુઃખી કરે છે ભોજન પાન ત્રાસે;
જે છે ધણી તુજ કૃપામય સુખકારી,
નાવે કદી નજરમાં દીનતા અમારી.
ભંડાર જ્યાં ભરેછે ત્યાં અતિ તું ભરે છે,
ખાલી પ્રભુ કરેછે ત્યાં નજિવું હરે છે;
જાણો કરું વિનતિ શું વધુ દેવ દેવા,
તુંને ગમે પ્રભુ નકી દિન તેહ લેવા.

ગંગાબાઇ—બેટા, તારી ઉમર નાની છે; માટે ક્ષુધા તારાથી સહન નહિ થાય; (ચણાનું ઠામ બતાવીને) લાવ એમાંથી; બે મુઠી ચણા છે તે લાવીને ખા, મારી નજરે !

નેપથ્યમાં—નારાયણ પ્રસન્ન !! આજ દિવસ કેમનો ઉગ્યો હશે ! બારણાં ઉઘાડાં છે !

ગંગાબાઇ—( પાડોશીને ઘેર શુકલ આવ્યા એવું સાંભળીને ) બેટા દોડ, દોડ, દ્વાર બંધ કર, શુકલ આવે છે; વળી ના કહેવી પડશે ! ! હર હર ભગવાન્ ! આમ કરવું પડે છે ! ! ! ( છોકરો જાય છે ને શુકલ પ્રવેશ કરે છે. )

મથુરો—(પાછો દોડી આવીને) મા, શુકલ આપણી ડેલીમાં આવી ગયા.

ગંગાબાઇ—ચિંતા નહીં બેટા, એમાંથી એક મુઠીભર ચણા પેલા પાત્રમાં નાંખ. ( તે નાંખે છે )

તૃષ્ણારામ—( પ્રવેશ કરી–દ્વાર પાસે ) નારાયણ પ્રસન્ન !

ગંગાબાઇ—બેટા, આજે લોટ નથી; માટે શુકલને (ઠામ બતાવીને) એમાંથી મુઠીભર ચણા દે. ( છોકરો આપે છે તે શુકલ લે છે. )

તૃષ્ણારામ—ગંગાબાઈ, શાંતિરામ કેમ દેખાતા નથી, ક્યાં ગયા છે ? કુલીન ખોરડાં ભાઈ ! દેશતેડે ગયા હશે. પોતે પણ લાણુ કરે એવા છે ! કેમ ગંગાબાઇ ! તમે કહેતાં હતાં ને કે શનિશ્ચરના મંત્ર જપાવવા છે, તો ભલે આજ શનિવાર છે લાવો; પાલી અડદ ને લોઢાનો ખીલો; મંત્ર જપશું પછી તમારા મથુરીયાને ઉની આંચ પણ ન આવે; ગમે તો સુવર્ણનું દાન પછી દેજો.

ગંગાબાઇ—તૃષ્ણારામ શુકલ, એના પિતા આવ્યા પછી જપાવશું, હમણાં નહીં.

તૃષ્ણારામ—બહુ સારું, ત્યારે જપાવજો. (જાય છે.)

મથુરો—મા, મા, મંતર શેના, અડદ ક્યાં છે! માતુશ્રી, મારા ભાગના ચણા શુકલને શા માટે દીધા?

ગંગાબાઇ—(સ્વગત) હર હર ભગવાન! દેવદેવેશ્વરનું ઘર! કુલીન! યાચક અતિથિ, શુકલ કોઇ આવે તેને મુઠી કણિકા દીધા વગર પણ ચાલે નહિ. હવે શું કરવું! લાજ કેમ રહેશે!

અમથો—માતુશ્રી, મરી જાઉં છું. મારૂં પેટ જો. પેટમાં બહુજ દુખે છે!

મથુરો—મા, મા,!

ગંગાબાઇ—શું કહે છે? બેટા.

મથુરો—મા, તેં જે વૈતાક રાખ્યાંતાં, તેમાંથી બે અમથો ખાઇ ગયો, એ ભુખ્યો નથી, ખાલી એના પેટમાં દુખે છે.

ગંગાબાઇ—ખરૂં! એક એથી! ને બીજું ભુખથી!! (મથુરાને) બેટા, આટાનો ખડીયો અહીં લાવ, ને ખંખેર, કાંઇ તેમાંથી લોટ નિકળે તો! તો વાટકી ઘીએ ખરડી છે તેમાં તને મેળવી આપું!

મથુરો—મા, ઘી કેવું હોય! હું તો ભૂલી ગયો છું.

અમથો—મથુરા, આપણે તે દી સીધું આવ્યું હતું ને કટોરીમાં નહોતું? એવું.

મથુરો—કયું સીધું? તું મગની દાળનો ફાકડો મારી ગયો તો એ?

ગંગાબાઇ—(આ રગઝગ જોઇને) હર હર શંભુ! મારાં લઘુ બાળકો, મારે ઉદર એમણે જન્મ લીધો, સંસારનો પવન હજુ લાગ્યો નથી; તેટલામાં ઘૃત તેલ કેવાં હશે તેની પણ પુરી ખબર નથી! અરે પ્રભુ, પતિ વિદ્વાન, પણ નિરૂદ્યમી! આવું સંકટ મારા લલાટમાં ક્યાંથી લખ્યું હતું; સુરેશ્વર આચારજના ઘરની આબરૂ પણ મોટી! પીયર પણ જવાય નહિ કે આ બાળક અન્નપાન ભેગાં થાય (નેપથ્યમાં–મોટેથી શબ્દ.)

શાંતિરામકે ઘરમે કોન હે? શાંતિરામ કીધર હે! કયું જવાબ નહિ મીલતા!! શાંતિરામ કયું દીખતા નહિ!!

ગંગાબાઇ—બેટા જો, બહાર કોણ આવ્યું છે? વિક્રાળસિંહ તો નથી કે?

મથુરો—માતા, એ તો એ જ! વિક્રાળસિંહ ઠાકોર!

ગંગાબાઈ—હાય હાય, એક વખત ટંટો મચાવી ગયો તો ને ફરી આવ્યો.

વિક્રાળસિંહ—(નજીક આવીને) બમન, સારા મુલકકુ ભીખ માંગકે દરિદ્ર દીયા. અબ નહિ છોડુંગા, પંદરા [1]ગદૈયા મુદલ ઓર પીશતાલીસ બ્યાજકે ભયે હે સો સાઠ ગદૈયા અબી લાઓ, બ્યાજમેંસે એકભી કમી નહીં કરુંગા. બામની, અચ્છી હોકર બેઠી હે! હમારે કયા સઉમેં પૈસા લાઓ, ન હોવે તો ઘરસે બહાર નિકલો, લુચ્ચા શાંતિરામ એક દીનભી ઘરૂ નહીં રહેતા.

ગંગાબાઇ—વિક્રાળસિંહ ઠાકોર, આપનાં નાણું બ્યાજ સુદ્ધાં દમડી પણુ અમે નહી રાખીએ! આ છોકરાનો બાપ ઘેર આવે કે આપ પધારજો, ઠાકોર, આપ કેવા ઈજતદાર મોટા માણુસ છો; ભાઈ, આપનાં શાં વખાણુ કરીએ!

વિક્રાળસિંહ—ભાઇ, ભાઇ, કીસકુ કહતી હે? હમ કયા કુછ તેરે ભાઇ હે? હમારે કયા? પૈસા લાઓ; ઓર નાંહી તો ઘરસેં બહાર નિકલો, હે કુછ દુસરી મરજી! શાંતિરામ હોવે તો છોડું નહિ- પરંતુ ઇધર–તું–હે–તો–

ગંગાબાઇ—ઠાકોર! શાંતિરામ તમારે છોટા ભાઈ તુલ્ય છે; અને આપની મિત્રાચારી કેવી હતી તે વિચારી જુઓ!

વિક્રાળસિંહ—તબતો તુઝે કહતાહું નહીં તો કપડેભી ખુંચ લઊં!

ગંગાબાઈ—આપ મોટા લોક, મારા સ્વામિનાથના મિત્ર મારે પિતા તુલ્ય છો!

વિક્રાળસિંહ—દેખો લુચ્ચી! ભાઇસેં બાપપર આઇ!!

ગંગાબાઇ—ઠાકોર, આ છોકરાના બાપ ગામ ગયા છે. ખર્ચી નથી તે કાંઇ–બે ચાર ભેળા ભેળી દેજો.

---

૧ તે વખતમાં એ નામનો સિક્કો હતો, આ માણુસ રૂપાના સિક્કા માગતો હતો.

વિક્રાળસિંહ—દેખ સાલી, બડી નટખટ હુંશીયાર, મુદ્દલ પૈસા દેના નહિ, વ્યાજ બી દેના નહિ, દુસરી કુછ બાત નહિ, ઓર દો ચાર અશરફી લડકેકું દો, જાહાનમમેં જાવે તેરા લડકા!

ગંગાબાઇ—(ઠાકોરની આંખ ફરેલી જોઇ એકદમ દ્વાર બંધ કરી દે છે; અને ઠાકોર આમાં કાંઇ સાર નીકળવાનો નથી એમ કહી ચાલ્યો જાય છે, ને પછી શોકાતુર થઇને–)

(રાગ સીતાજીના મહીનાનો)

આમ કષ્ટ ઉપર પ્રભુ કષ્ટ, કયાંરે લગી આપશો;
કયારે દ્રષ્ટિ કરશો દીનાનાથ, દરિદ્રતા કાપશો.
કેવી રીતે દિવસ હું રે લેઉં, અંતરજામી જાણતા;
સત્ય ટેક નીતિ વ્રત નાથ, દયા નથી આણતા.
નીતિ ધારી ભકતોતણી સ્હાય, કરો પ્રભુ સર્વદા;
કયી નીતિનો કીધો છે ભંગ, આપો પ્રભુ આપદા.
શુદ્ધ વૈદિક કર્મની ક્રિયા, ઘરમાં જેહ ચાલતી;
નડે નિર્ધનપણું બહુવાર, તોપણ હું સંભારતી.
રહે પ્રસન્ન પતિનું મન, ઉપાયો હું યોજતી;
ઘર સંપત્તિ વિચારી કામ, કરી સંતોષી થતી.
મારાં સાસુ શ્વસુરની સેવામાં ચૂક કીધી નથી;
તે તો જાણોછો જગદાધાર, તત્પર કેવી હું હતી.
નથી નણંદ ભોજાઇનો દ્વેષ, કદી પ્રભુ મેં કર્યો;
વરતી રાખી ન્યાય વિવેક, સ્વકુળ ધર્મને ધર્યો.
શુદ્ધ સ્વામી ચરણમાં પ્રીત, રીત પતિવ્રતતણી;
તેમાં લેશ ચૂકી નથી નાથ, સાચવી ઘણી ઘણી.
નથી દુખવ્યા પતિ કો દિન, દરિદ્ર દુઃખ ગાઇને;
દેતી દિલાસો વારંવાર સ્થિતિ આ ભૂલાવીને.
સુખ દુઃખ સંસારના ચક્ર વિશે, આવ્યે જાય છે;
તેમાં દંપતી ધારે જે ટેક, અંતે સુખી થાય છે.
એવા વિચાર અંતર માંહે અહરનીશ રાખતી;
વળી જગકર્ત્તા તારી સહાય; રોઇ ગુપ્ત માગતી.
પ્રાણનાથ દુઃખી મારા થાય, અહીં તહીં આથડે;
અન્નવિના દુઃખી મુજ બાળ, વસ્ત્રો નવ સાંપડે.

વળી દુષ્ટ આવા લેણદાર, આવીને ઉભા રહે;
તેને મારે શું કરવા જવાબ, અબળા દેહીને દહે.
ભલે પીડવી હોય તે પીડો, ટેક તોડું નહીં પ્રભુ;
જીભમાં એક જપું તુજ નામ, બીજું સ્વામીનું વિભુ!

(આકાશવાણી-)

વસંતતિલકા છંદ

પામ્યું પામ્યું દુઃખ પ્રલય હે! વિપ્રની એક નારી,
વામ્યું વામ્યું નિર્ધનપણું તારું જે દુઃખકારી;
રાખી રાખી બહુ દિનથી તેં સાચવી ટેક સારી,
પામીછું તું પ્રભુ પ્રસન્નતા વિપત્તિ વામી તારી.

ગંગાબાઇ—(આશ્ચર્ય થઇને) અરે આ શબ્દ કયાંથી સંભળાયા! આ સંકટમાં આવો દિલાસો કયાંથી? કોઇએ હાંસી કરી!

(એટલામાં શાંતિરામ પ્રવેશ કરે છે.)

શાંતિરામ—(બારણા આગળ આવીને બંધ છે તેથી) પ્રિયા, બારણું ઉઘાડ.

મથુરો—માતુશ્રી, આ મારા પિતાનો સાદ છે!

ગંગાબાઇ—હા છે તો એ જ. (બારણાં ઉઘાડે છે, શાંતિરામ પેસે છે ગંગાબાઈ વંદન કરે છે. બંને છોકરાઓ ખભેથી ખડીઓ લઇને વીંખવા મંડી જાય છે.)

શાંતિરામ—(છોકરાને) બેટા, એમાં કાંઈ છે નહિ, ઘેર આવ્યા કે ભોગ મળ્યા! (અમથાને લપડાક મારે છે.)

ગંગાબાઇ—પ્રાણનાથ, ન હોય તો કાંઈ ચિંતા નહિ, દરિદ્રતાનું દુઃખ લલાટમાં લખ્યું છે તે તો મટે ત્યારે ખરું! પણ ઘણે મહીને ઘેર આવ્યા, ને છોકરાં કાંઇ આશાએ ઝોળો જુએ છે તેમને તાડન પ્રહાર શા માટે કરો છો?

મથુરો—(તેટલામાં ફળ કાઢીને) બાપા! આ શું છે?

શાંતિરામ—બેટા અહીં લાવ (તે આપે છે તે પછી સ્ત્રીને બતાવીને) પ્રિયા, આ અમરફળ!

ગંગાબાઇ—તેનું પછી–પ્રાણનાથ, એથી આપનો કહેવાનો ભાવાર્થ શું છે?

શાંતિરામ—પ્રિયા, એનો એવો ચમત્કાર છે કે એ ફળ નર કે નારી જે પ્રાશન કરે, તેને મૃત્યુ ન આવે. કોઈ મહાત્માએ પ્રસન્ન થઇ એ મને આપ્યું છે, તારી મરજી હોય તો, હું ને તું પ્રાશન કરી અમર થઇએ!!

ગંગાબાઇ—પ્રાણનાથ, ખરે, મને આ દુઃખ સમુદ્રમાં દિલાસો મળ્યો. તેવીજ આ વસ્તુ!! એમાં સંદેહ નહિ; પણ પ્રાણનાથ આપણે નિર્ધન આ પ્રાશન કરીને શું કરીશું! મારી એક વાત સાંભળોઃ—

ગીતિ

દરીદ્રતાનું દુઃખ તો, મોત આવતાં કદીક પણ છુટે;
પણ આ ફળને ખાતાં, ભવ લગી લલાટ ચોટે નવ ત્રૂટે.

માટે આ ફળ ખાધાથી ભવપર્યંત દરિદ્ર દુઃખનો પાયો રોપાશે, દૈવયોગથી કદી સ્થિતિ સુધરે તો કોણ જાણે! માટે મારો વિચાર તો કોઇ ધનવાનને આપી તે બદલ લક્ષ્મી આપણે લઇએ એવો પહોંચે છે, પછી જેવી આપની મરજી.

શાંતિરામ—પ્રિયા, તારી વાત ખોટી નથી; થાય તો એમજ, વળી મહાત્માનું એમ પણ વચન છે કે એ ફળ કોઈ રાજાને આપતાં આપણને અખુટ દ્રવ્ય પ્રાપ્ત થશે!

ગંગાબાઈ—ખરેખર! પ્રાણનાથ, એ ફળ તો રાજદેહને જ યોગ્ય છે, અને તે વળી કોઈ પ્રજાહિતેચ્છુ ધર્મમાર્ગાનુરાગી રાજાને આપશો તો તે અમર થયાનું સાર્થક કરશે!

શાંતિરામ—(તે સાંભળી જરા વિચારીને.)—

ગીતિ

એવો એક ભર્તૃહરિ, ફળ આ દેવા લાયક છે ભૂપ;
અગણિત લક્ષ્મી આપે, ઉજ્જેની પતિ રાય ધર્મરૂપ.

એવો રાજા તો એક સાંપ્રતકાળમાં ભર્તૃહરી સાંભળ્યો છે, માટે પ્રિયા, તેને જઇને આ ફળ આપું.

ગંગાબાઇ—પ્રાણનાથ, ઘણોજ ઉત્તમ વિચાર, લક્ષ્મી સારી રીતે માગી લેજો.

મથુરેશ—માતુશ્રી, હું મારા પિતા ભેગો જઈશ.

ગંગાબાઇ—હા, ભલે જજે.

શાંતિરામ—પ્રિયા, છોકરાનું રાજદરબારે કામ નહિ, વિવેકવિના ગ્રહસ્થાઇ કળાઈ જાય!

ગંગાબાઇ—એ તો લક્ષ્મી આવશે, ત્યારે ભેગી આવશે, ભલે ભેગો આવે; તમારું શું લઈ જાય છે!

શાંતિરામ—લક્ષ્મી આવશે, ત્યારે શોભશે એમ કહે! પણ પ્રયાણ કયારે કરવું?

ગંગાબાઇ—હવે પ્રાણનાથ, આપ ભોજનની વાત કરો, પછી પ્રયાણનો વિચાર કરજો. (એમ કહી પોતે પડોશીને ત્યાં કાંઇ લેવા જાય છે.)

શાંતિરામ—બહુ સારું ત્યારે, ચાલ સંધ્યાવંદન કરીને જમી લઉં.

(એમ કહી ત્યાંથી ઉઠે છે.)



# અંક ૩ જો

---

## પાત્ર

ભર્તૃહરિ..................માળવ દેશનો રાજા.
વિક્રમાદિત્ય..................તેનો નાનો ભાઈ.
દીર્ઘદર્શી..................તેનો પ્રધાન.
શૂરસેન..................તેનો સેનાપતિ.
પિંગળા..................તેની માનીતી રાણી.
મધુરવદંતી..................તેની દાસી.
સુખલેર અશ્વપાળ........અશ્વશાળાનો ઉપરી ને પિંગળા રાણીનો યાર.
માલો..................અશ્વશાળામાં નોકર.
શાંતિરામ..................ધવલપૂરનો એક બ્રાહ્મણ.
મથુરો..................તેનો પુત્ર
પ્રતિહાર..................એક દ્વારપાળ.

---

## પ્રવેશ ૧ લો

### સ્થળ—પિંગળાનો રાજમહેલ

પાત્ર—પિંગળા ને મધુરવદંતી.

પિંગળા—કેમ, મધુરવંદતી, મેં તને મારો ચંદનહાર આપ્યો હતો, તેનો તે શું ઉપયોગ કર્યો?

મધુરવદંતી—બાઈ સાહેબ, મારા ભાઇનાં લગ્ન થયાં, તેના ખર્ચમાં એ ગયો; અને આ વખત મોજ એથી પણ વધારે લેવાની છું.

પિંગળા—બહુ સારું, એથી પણ વધારે પછી કાંઈ? પણ તેં આજ રાજાજીને વાસ્તે ઉત્તમ ભોજન બનાવ્યાં છે, તેમાંથી અનુચ્છિષ્ટ એક સુવર્ણપાત્રમાં રાખવાનું કહ્યું હતું તે તેં રાખ્યાં છે કે નહિ?

મધુર૦—હા બાઈસાહેબ, બીજી વખત જે ભોજન સારાં બનાવ્યા હતાં તે તો તેમને માટે રાખ્યાં છે, ને પહેલી વખતનાં તો રાજા આપની પાસે જમ્યા તે માલમ નથી?

પિંગળા—હા, હા, માલમ છે, દાસી વખત કેટલો થયો હશે?

મધુર૦—બાઈસાહેબ, નવ બજ્યા હશે!

પિંગળા—ત્યારે તાકીદ રાખ, પાછલે બારણેથી જ ચાલી જા, ભોંયરામાંથી જવાની કાંઇ જરુર નથી.

મધુર૦—( જરા વિચારીને ) બાઇ, આપના ચાર અશ્વપાલજીને આપ બે વખતને બદલે એક વખત મળો તો શું છે? વારંવાર મળવાથી કયાંકઃ—

પિંગળા—દાસી, તું આટલું થયાં મારી પાસે રહે છે, પણ સ્ત્રી ચરિત્ર બરાબર જાણુતી નથી. અરે! અશ્વપાળ કદી મારી પાસે ઉભો હોય; ને રાજા આવી ચડે તોપણ શું થયું! પુરૂષોની શુ મગદૂર છે? તું વખતો વખત વગર પૂછયે ડહાપણ શા માટે કરે છે!

મધુર૦—તે વાત ખરી છે, પણ બાઇ સાહેબ, મારા પિતા નીતિવાન રાજ્યભકત હતા, ને મારી માતુશ્રીએ પણ રાજની નેકીથી ચાકરી કરી છે, તો મારે પણ લુણહરામ થવું વાજબી નથી, એવું ધારી મને જે સારું લાગે છે તે કહી છુટું છું, પછી આપની મરજી!

પિંગળા—હું તારાથી અધિક શાસ્ત્ર ભણી છુ, મને પણ જે વાજબી લાગતું હશે તે જ કરતી હઇશ, તું હજી કોકશાસ્ત્ર પઢી નથી. સર્વનો સાર કામ વિલાસમાં છે; જે પુરૂષમાં એ કળા તથા શકિત પૂર્ણ છે તે જ આપણા કામનો છે, બીજો નહિ.

મધુર૦—ત્યારે મહારાજ કયાં કામ વિલાસમાં અપૂર્ણ છે? હુ નથી જાણુતી કે એના જેવા કોઇ અન્ય સર્વ કળાસંપન્ન હોય!

પિંગળા—તે ખરૂં, પણ અશ્વપાળ થાય! વળી મે મહોબત બાંધી તે તોડું કે?

મધુર૦—અકકલને ને એને સો ગાઉનું છેટું છે, પછી માંહે માલ જેવો હોય!

પિંગળા—એમાં તું વિશેષ ન સમજ, આપણે તો હજારને રમાડીએ. હવે જા તાકીદથી (નેપથ્યમાં ઘંટા સાંભળી) જો આ નવ બજ્યા!

ગજલ

જા સખી તું વેગે વહેલી, લાવ અશ્વપાળ,
યાર વિના કામે વ્યાકુળ, થઈ છું હું બેહાલ;
મોહ્યું એથી મન મારું રાખું તેથી યારી,
જીવ જહાન એ છે મારો, સુણુ સખી પ્યારી.

મધુર૦—

અહહ બાઈ એહ તર્ક નથી ઘટિત આપ,
આત પવિત્ર આપ સ્વામી, શીદ ધરોછો પાપ;
નીચ સંગ યારી તેમાં, ફળ નથી રે સારું,
સુજ્ઞ થઇને શું કરો છો કાર્ય આ નઠારું.

પિંગળા—

મારી સાથે શું છે તારો, ધર્મ તું વિચાર,
અશ્વશાળા સદ્ય શોધી ખોળી લાવ યાર;
મૂર્ખ મોટો એ છે પણ, જાણે ભોગ વિલાસ,
એના સમ સુખ કદી, મળે ન સ્વામી પાસ.

મધુર૦—

પવિત્રતાનો ધર્મ ત્યાગ, કાં કરો છો બાઈ?
દિલ દીધેલ સ્વામિ સાથે, ના રખો જુદાઈ;
જો કદાપિ નૃપતિ જાણે આવું દુષ્ટ કાજ,
કુળ મારું ખોદી કાઢે, ભૂપ પુણ્યરાજ.

પિંગળા— (રાગ સિંહાનો કનરો)

આમ વિચાર વિના શું બોલે, પ્રીત ધરી દાસી તુજને
મેં રાખી.—આમ૦
કપટ તજીને ગુપ્ત જણાવું, મદનની મોજ તુને મેં ભાખી૦—પ્રી૦
જો રે વિશેષ બોલી તો તુજને,કરીશ બેહાલ હું આરોપ નાંખી૦—પ્રી૦

મધુર૦—

ગજલ

કોપ શીદ કરો છો બાઈ, આજ્ઞા શિર ચઢાવું,
પણ મૂર્ખથી યારી કરી, રહેશે રે પસ્તાવું;
ભર્તૃહરિ દેશ પતિ, ગુણી વિદ્યાવંત,
તેવા પ્રાણનાથ તજી, આવી રાખો ખત.

બાઈ સાહેબ, મને કુલીન જાણી મહારાજાએ આપની પાસે રાખી છે; તો પ્રસંગોચિત હિતકારક નીતિવચન કહેવાં એ પાસવાનનો ધર્મ છે; માટે કહું છું કે હમણાંથીજ વિચાર કરો તો સારૂં. આપ જેવાં સુંદર રાજમાતાને એક નીચ ઠાણીયાથી યારી કરવી ઘટતી નથી, પણ ખરે! પ્રેમ તથા રાગનું બંધન એવું જ છે! વિષનો વિલાસી જીવ, સાકરને સ્વીકારતો નથી. વિષ્ટાપર બેસનારો જંતુ કમળનો ત્યાગ કરે છે; તેમ આપને પણ આ નીચના પ્રેમ પાશમાંથી નિકળવું મુશ્કેલ છે; માત્ર આપને સ્વતઃશુદ્ધ વિચાર ઉગે તો જ નિકળી શકો, બીજો ઇલાજ નથી; શાસ્ત્રમાં રૂપ, ગુણ, શીલ, યૌવનયુક્ત જેવા ઉત્તમ પતિ કહ્યા છે તેવા જ ભર્તૃહરિ મહારાજ આપને સ્વામી મળ્યા છે કે જેમાં બીજી કોઈ વાંછનાની અપેક્ષા રહેતી નથી; તોપણ આપ આ લત છોડતાં નથી એ ભવિષ્યે પરિણામ બુરું થવાનું છે એમ સૂચવે છે! કદી આ વાત દૈવયોગે પ્રકાશ થઇ તો મારો આપનો તથા એ અશ્વપળનો શિરચ્છેદ નિશ્ચે થશે! એમાં બીલકુલ સંદેહ નથી; ને આ દાટ દુર્બોધા વાળતી ગઇ છે તે વિચારો.

પિંગળા—દાસી, એક વખત કહ્યું તોપણ ન સમજી. જ્યાં કામાગ્નિ સર્વાંગ પ્રજ્વલિત થયો છે, ત્યાં તારા ઉપદેશરૂપ પાણીનો છાંટો શું શાંતિ કરવાનો હતો? માટે સત્વર જા, ને તે હાજર ન હોય તો કોઈ બીજાને બોલાવી લાવ. મોજ આજ વધારે લેવી છે એ ભૂલી ગઈ? દુર્બોધાનો દોષ તારે કદી ન કાઢવો.

મધુર૦—(સ્વગત) હવે આને વધારે કહેવું નહીં એકમાંથી બે સંગ યારી થઇ તો ઉલટી વિશેષ ખરાબી થશે; બાઈ સાહેબ, હમણાં જઈ બોલાવી લાવું છું.

પિંગળા— ગાયન

સુણુ સખી જાય છે તું, તેડવાને કાજ;
એમ નહિ આવે યાર, મૂર્ખ શિરતાજ.
ભોજનની લાલચે એ, આવશે સતાબ;
માટે એવું કહી એને, લાવ બીન દાબ.

મધુર૦— એમાં કહેવું નહિ પડે રે, બાઈ મુને કાંઈ;
યુક્તી સર્વ જાણું સાચી, આપ નામ ગાઇ.
આટલો મેં વખત કાઢયો, આપ કેરી પાસ;
મારી એ પ્રતિતિ કેમ, રાખો નહિ ખાસ.

બહુ સારૂં બાઈ, ત્યારે જાઉં છું.

પિંગળા—ઠીક, તાકીદથી આવજે અને મહેલને પાછલે બારણેથી એને દાખલ કરજે; અને હું પણ અહીં ભોજન, અત્તર, પાન બીડી વિગેરે મારા યારને માટે તૈયાર રાખું છું.

(એ સાંભળી દાસી તેડવા જાય છે ને પિંગળા ભોજન ગૃહમાં જાય છે.)

---

## પ્રવેશ ૨ જો

### સ્થળ—રાજકચેરી

પાત્ર—દીર્ઘદર્શી, શૂરસેન, વિદુષક, પાછળથી ભર્તૃહરિ તથા વિક્રમાદિત્ય આવે છે.

દીર્ઘદર્શી—(સેનાપતિ પ્રતિ) કેમ શૂરસેનજી, મહારાજ કચેરીમાં આજ કાલ આવતા નથી, રાજકામમાં ઘણા ચુકાદા બાકી છે. રાજન આવ્યા વગર નિકાલ પણ કેમ થાય?

શૂરસેન—અમે તો જ્યારે પૂછાવીએ છીએ ત્યારે કાંઇ જવાબ મળતો નથી, અને કહે છે કે પ્રધાનજીને પૂછજો. બાઇ અમારૂં તો કાંઈ માન પણ નથી!

વિદુષક—જેને તરવારની હામ, તેને માનનું શું કામ?

શૂરસેન—નફ્ટ, તારી માફક અમારે કાંઇ આબરૂ ગુમાવવી નથી, તારે સૌની હાંસી કરવી, કોઇને બે વચન કહેવાં અને તેનાં પોતે સાંભળવાં અને શ્વાનની માફક અહીં તહીં ફરવું.

વિદુષક—(પ્રધાનપ્રતિ) આ બાબત લાંબી નજર કરી વિચારી જોશો તો ખેલ બધો આણેજ બગાડયો છે. કયાંઈ પરાક્રમ મારવું હોય તો ખાલી બડાઈ કરી મહારાજને કહેશે કે તમારી જરૂર નથી. હું જઈશ, પછી સૌથી પેહેલા જાય, વાગે ઘાય, લડાઈ થાય, દેશ ખોવાય, કરી કમાઈ, આવ્યા આંઇ, ને આબરૂ ગુમાઈ, આ એમ નથી અમારૂં તો, તમેજ મહારાજને સુસ્ત કર્યા છે, અમે તો મહારાજ કુચેરીમાં નથી આવતા, તોપણ પ્રધાનજીની સલાહથી કાન ભરીએ છીએ, પછી સાચી કે ખોટી, પણ કામ ચાલે દોટાદોટી.

દીર્ઘ૦—વિદુષક, આજકાલ મહારાજનું ચિત્ત રાજકાજમાં બીલકુલ નથી તેનું કારણ તને માલુમ છે?

વિદુષક—ખાનગીની વાત કહેતાં દિલ ખણુસાય, પણ કહ્યા વગર નહિ ચાલે; કેમકે પ્રધાનજી પગારની કરે છે ચિઠ્ઠી, ત્યારે વાતું થાય છે; મીઠી.

દીર્ઘ૦—ત્યારે તો વિદુષક, સાચેસાચું કહે?

વિદુષક—કાનમાં કહું, સાનમાં કહું કે ભરી સભામાં ભણી જાઉં?

દીર્ઘ૦—એ વાતનો અહીં વિચાર કરવો છે, માટે અહીં બોલ.

વિદુષક—ત્યારે સાંભળો કહું છું,—એ મહારાણી પિંગળાએ જે નાંખ્યો છે મોહનો પાસ, તે તેના થઇ બેઠા છે દાસ, ભૂલ્યા વિદ્યા રાજનીતિ, ભૂલ્યા ન્યાય પ્રજાની પ્રીતિ; ભૂલ્યા જીવજાન આ દોસ્ત તેમાં કોને દઉં હું દોષ.

દીર્ઘ૦—જે રાજા ન્યાયનીતિ છોડીને સ્ત્રીમાં તલ્લિન થાય છે, તેનુ રાજ પાયમાલ થઇ જાય છે, વિવેક શિરોમણિ વિક્રમાદિત્યને કામ સોંપતા જાય છે, પણ રાજકાજના અનુભવી મહારાજના અભિપ્રાય વિના કોઈપણ કામનો સર્વ નિકાલ છેવટ કેમ થઈ શકે? યુદ્ધ પ્રસંગ પણ ઘણા ઉભા થાય છે, તેમાં રાજનના બાહુબળનુ કામ છે.

શૂરસેન—પ્રધાનજી, વાતો તો જ્યાં ત્યાં કરો છો, પણ રાજેંદ્રના મુખપર તો એક શબ્દ પણ કહેતા નથી.

વિદુષક—આમ અનઘડની માફક કેમ બોલો છો, તમને ખબર નથી કે રાજાની પાસે કેમ બોલાય, સ્વભાવની સ્થિતિ જોઇ વાત થાય; હાજીહા શાસ્ત્ર ભણો તો ખબર પડશે.

શૂરસેન—( ગુસ્સે થઇને ) અમારી જ્યારે વાત આવે છે, ત્યારે કાંઇને કાંઇ યુકિત કાઢીને તું હરામી ઉડાવી દેછે; અને પ્રધાનજીની વાત હોય ત્યારે કહે છે કે બધી બરાબર છે, તો અમે હાજી હા કહેવાવાળા નહીં તો.

વિદુષક—બહુ સારું ત્યારે, સાંભળો પ્રધાનજી, આજ આ શૂરસેનજી મહારાજના મુખપર બધું કહેશે; ને તેમની હાલની રીતિ જાહેર કરી દેશે, અને પોશાક સેનાપતિનો ઉતારીને મને આપતા જશે.

( નેપથ્યમાં )

આસ્તે નિગા રોષન ખડી તાજીમ નજર રાખો મહારાજ—

વિદુષક—સાંભળો, મહારાજ પધારે છે ! આજ નસીબ તમારાં ઉઘડયાં કે ત્રણ મહીને દર્શન થશે.

( ભર્તૃહરિ મહારાજ વિક્રમાદિત્ય સહિત પ્રવેશ કરે છે. )

દીર્ઘ—( ઉભા થઇને ) મહારાજ, અભિવંદન કરું છું.

ભર્તૃહરિ—પૂર્ણ આશિષ દીર્ઘદર્શી !

( તેમજ શૂરસેન વંદન કરી બેસેછે. )

વિદુષક—( ઉભો થઈ ) મહારાજ, વંદનપર અભિવંદન, વ્યાજનું વ્યાજ તે ચક્રવૃદ્ધિ કહેવાય !

ભર્તૃહરિ—સમજ્યો, વિદુષક.

દીર્ઘ૦—મહારાજ, તે દિવસ આપને રોશન કરેલાં બારે કામનો નિકાલ કરવો બાકી છે, નૃપેંદ્રની શી આજ્ઞા છે ?

ભર્તૃહરિ—તે કામ શા માટે આજ સૂધી પડતર રાખ્યાં ? મે તમને સાફ કહ્યું હતું કે મારે માટે કોઇપણ બાકી ન રાખવું, તેમાં વિક્રમાદિત્યનો અભિપ્રાય લેવા પણ કહ્યું હતું. ( વિક્રમાદિત્ય તરફ નજર કરીને ) કેમ વિક્રમ ?

**વિક્રમાદિત્ય**—ગુણુસિંધુ વડીલ ભ્રાતા ! પ્રધાનજીનું એમ કહેવું હતું કે, મહારાજ એ કામથી અથ ઇતિ માહીતગાર છે; માટે તેઓ કચેરીમાં પધારશે ત્યારે નિકાલ કરીશું.

**ભર્તૃહરિ**—(પ્રધાનને) નહિ નહિ હવેથી એ રીતિ ન રાખવી, દરેક કામનો નિકાલ આ વિક્રમાદિત્યની સમક્ષ કરવો.

**દીર્ઘ**—નૃપવર્યનો હુકમ હોય તો હમણાંજ કામનું વંચાણ કરી અભિપ્રાય લઇ લઊં.

**ભર્તૃહરિ**—પ્રધાનજી, હું ઘણો વખત રોકાવાનો નથી, માત્ર અર્ધો કલાક રોકાવાનો છું, અને કાલે નવલાખની જરીયન સાડી જે સોદાગર પાસેથી લીધી છે; તે હમણાંજ મંગાવી અંતઃપુરમાં મોકલી દેજો.

**વિદુષક**—(વચમાં) વાર તે કેમ લગાડે ! રાજકાજ પછી ને પહેલું એ !!

**દીર્ઘ૦**—બહુ સારું, હમણાંજ મોકલું છું. પણ મહારાજ, સત્યાચાર્ય શાસ્ત્રીને શો પોષાક આપવાનો છે ?

**ભર્તૃહરિ**—હા, ખરે, તેનું પછી શું થયું ?

**દીર્ઘ૦**—દુર્મનાચાર્યે રાજનીતિમાં અસત્ય ભાષણની જરૂર છે એવો પોતાનો દુરાગ્રહ સંવાદ પૂરો થતાં સૂધી છોડયો નહીં.

**ભર્તૃહરિ**—આહાહા ! અધુરા જ્ઞાનનું એજ ફળ છે !

**अज्ञःसुखमाराध्यः सुखंतरमाराध्यते विशेषज्ञः ।**
**ज्ञानलवदुर्विदग्धं, ब्रह्मापि च तं नरं न रंजयति ॥**

**અર્થ**—મૂર્ખને સહેલાઇથી ખુશી કરી શકાય છે અને પંડિતને વધારે સહેલાઈથી ખુશી કરી શકાય છે; પણ થોડા જ્ઞાનને લીધે અર્ધબળેલા માણસને બ્રહ્મા પણ ખુશી કરી શકતા નથી.

**વિદુષક**—એમ તે હોય મહારાજ, થોડું જાણનારને અલ્પ અભિમાન હોય છે, એ તો તુર્ત કોઈ વાતની હા કહી દે.

**ભર્તૃહરિ**—નહિ નહિ, એથી ઉલટું જ સમજવું, માણસને જ્યારે થોડું જ્ઞાન હોય છે ત્યારે અભિમાન વિશેષ હોય છે, ને જેમ

જેમ તે વિશેષ જ્ઞાન મેળવે છે તેમ તેને ઘણું જાણવું બાકી છે; એમ તે ત્યારે સમજતો જાય છે—મારું પોતાનુંજ એમ હતું.

**ભુજંગી છંદ.**

હતો અલ્પ જ્ઞાની અહો જેહ વારે,
નકકી જાણતો આપ સર્વજ્ઞ ત્યારે;
પછી જેમ મેં કાંઈ વિશેષ જાણ્યું;
નથી જાણતો કાંઇ એ મેં પ્રમાણ્યું.

વિદુષક—ત્યારે જે વખતે તમારી સભામાં વિદ્વતાના ભાષણના ઝપાટા ચાલતા હોય અને સામસામા શાસ્ત્રી, આખડતા હોય ત્યારે મારા જેવા અર્દ્ધદગ્ધના તો ભોગ ને? બે વચન બોલવાં કે છતી જીભે મુનિવ્રત?

ભર્તૃહરિ—સભામાં વિવેક અને ચતુરાઇયુક્ત સભ્ય વાક્ચાતુરી એ જેમ વિદ્વાનનું ભૂષણ છે, તેમ તારા જેવાને માટે પણ બ્રહ્માએ એક સારું ઘરેણું બનાવ્યું છે; તે તારે તે વખતે પરિધાન કરી લેવું.

વિદુષક—ત્યારે તો મહારાજ, એટલું કામ છે; એ કહો? આપનો મહાન્ આભારી થઇશ. વળી તંગીમાં આવ્યે, એ ઘરેણું ઋણ મુક્ત પણ કરશે. ઠીક થયું!!

ભર્તૃહરિ—સાંભળ ત્યારે.

**स्वायत्तमेकांतगुणं विधात्रा, विनिर्मितं छादनमज्ञतायाः।**
**विशेषतः सर्वविदां समाजे, विभूषणं मौनमपंडितानाम्॥**

સર્વને જાણનાર વિદ્વાનોની સભામાં મૂર્ખોને મુંગા રહેવું એ રૂપી ઘરેણું બ્રહ્માએ સ્વાધીન, ઘણા ગુણવાળું અને મૂર્ખપણાનું ઢાંકણું બનાવ્યું છે.

વિદુષક—વાહ! એ બહુ સારૂં ઘરેણું, મારે ને એને સો જોજન છેટું, મફતે અંગીકાર ન કરૂં!

દીર્ઘ૦—(વિદુષકને હળવેથી) ઠીક વિદ્વતાનો પ્રસંગ કાઢયો! હવે બે કલાક સાચા, ચલાવ્યા જજે.

વિદુષક—(પ્રધાનને) સત્યાચાર્યને પોશાક આપવા વિષે પૂછયું પણ કાલ કવિરાજ પધાર્યા હતા તેનું શું કર્યું?

**ભર્તૃહરિ**—હા, એ ભૂલી જઇએ! એમની કાવ્યશક્તિ મેં જોઇ છે, અદ્ભુત છે! તેમને એક લક્ષ સોના મહોર આપજો. હું જાણું છું કે કાલે જ કહેવરાવ્યું હતું!

**દીર્ઘ૦**—મહારાજ, એવા મહાત્મા, તથા વિદ્વાન્, અને કવિઓનો યોગ્ય સત્કાર ન કરી, આપની નિર્દોષ કીર્ત્તિપર કલંક કેમ લાવીએ! આજ્ઞા મળતાં તે જ વખતે સત્કાર કર્યો હતો!

**વિદુષક**—પૂરેપૂરા લાખ કે કાંઈ ઓછું! આમ જ તમે મહારાજના ભંડાર ખુટાડયા, અમે તો ઘણુંય કડતલ કરીએ છીએ; કોઇ ભાવે પૂછતું નથી, આ બે ઘડી હસ્યા એટલે મારાં છોકરાં ઘુઘરે રમ્યાં?

**ભર્તૃહરિ**—મિત્ર, ખરા કવીશ્વરોની ખુબી એક જૂદીજ છે! તેમનો સત્કાર રાજાઓથી ન થાય તેટલો ઓછો છે.

ગીતિ

કાવ્ય યુક્તિ વિજ્ઞાતા, મહા કવીશ્વર દરીદ્ર જે દેશે,
મહત્તા નૃપની ઓછી, થાશે વિના પરીક્ષા જો રંશે;
વિના ઝવેરી જ્ઞાતા, મણી અમૂલિક કોડીવત્ ભાસે,
ક્યાઇ મૂલ્યકર્ત્તાની, મણીની કીમત ઓછી નહિ થાશે.

**जयंति ते सुकृतिनो, रससिद्धाः कवीश्वराः।**
**नास्ति येषां यशः काये, जरामरणजं भयम्॥**

રસમાં માહિતગાર એવા કવીશ્વરો પુણ્યવાન્ તથા સૌથી ઉત્તમ છે, કારણ કે તેઓના યશરૂપી શરીરને ઘડપણ અને મોતથી થએલી બ્હીક નથી.

**सुकविता यद्यस्ति राज्येन किम्**

સારી કવિતાના સંતોષ આગળ રાજ પણ તુચ્છ માત્ર છે, અને મારી રાજ્યલક્ષ્મી એવા સુપાત્રોને દાન દેવામાં ઉપયોગી ન થઇ તો પછી શું કામની?

**दानं भोगो नाशस्तिस्रो गतयो भवंति वित्तस्य।**
**यो न ददाति न भुंक्ते, तस्य तृतीया गतिर्भवति॥**

દાન દેવું, ભોગ ભોગવવા ને નાશ થવો, એમ દ્રવ્યની ત્રણ ગતિ છે. જે માણસ દાન દેતો નથી તથા ભોગ ભોગવતો નથી, તો તેના દ્રવ્યની ત્રીજી ગતિ એટલે નાશ થાય છે.

વિદુષક—વિદ્વાન, તથા કવિજનોની વાત આવે, ત્યાં આપની નમ્રતાનો પાર નહિ, અને અમારી સાથે શઠપણું એવી બે વર્ત્તણું કનું કારણ શું કે પૂર્વની લેણાદેણીનો સંબંધ હશે!!

ભર્તૃહરિ—વિદુષક, સંસારવ્યવહારમાં એજ રીતિ રાખવી જોઇએ એ પણ એક નીતિ છે, તારી સાથે અંતઃકરણથી એવું હોય નહિ, પણ તારૂં જેવું દ્વી અર્થી, કે સમસ્યાયુક્ત ભાષણ, તેવો અમારો પ્રત્યુત્તર હોવો જ જોઇએઃ—

**दाक्षिण्यं स्वजने, दया परजने, शाठ्यं सदा दुर्जने**
**प्रीतिः साधुजने, नयो नृपजने, विद्वज्जनेष्वार्जवम्।**
**शौर्यं शत्रुजने, क्षमा गुरुजने, नारीजने धूर्तता**
**यत्रैव पुरुषाः, कलासु कुशलास्तेष्वेव लोकस्थितिः॥**

સગાં વ્હાલાંની સાથે ડહાપણ અથવા ઉદારતા, બીજા લોકપર દયા, દુર્જનની સાથે લુચ્ચાઈ, સત્પુરૂષની સાથે પ્રીતિ, અને રાજાની સાથે, ન્યાય, વિદ્વાનો સાથે નમ્રતા, શત્રુઓની સાથે શૂરપણું, માબાપ અને વૃદ્ધોની સાથે ક્ષમા, સ્ત્રી લોકોની સાથે ધૂતારાપણું એ રીતે કળાઓમાં જેઓ કુશળ છે, તેઓ વિશેજ લોકની સ્થિતિ છે.

વિદુષક—બધું તો અંગમાં હોય તો ઉભું રહે, ત્યારે મને ત્રણે તાલ વિધાત્રીએ સરખા ન આપ્યા, તેમાં દોષ કોને દેવો?

ભર્તૃહરિ—એનો તો મુખ્ય આધાર ઇશ્વર કૃપાપર છેઃ—

**सूनुः सच्चरितः सती प्रियतमा स्वामी प्रसादोन्मुखः**
**स्निग्धं मित्रमवंचकः परिजनो निष्क्लेशलेशं मनः।**
**आकारो रुचिरः स्थिरश्च विभवो विद्यावदातं मुखं**
**तुष्टे विष्टपहारिणीष्टदहरौ संप्राप्यते देहिनाम्॥**

**અર્થ**

સદાચરણી દીકરો, અતિ વ્હાલી સ્ત્રી, મહેરબાની રાખનારો ધણી, સ્નેહ (ખરો) રાખનારો મિત્ર, નિષ્કપટી ચાકર, ક્લેશના લેશ વગરનું મન, સારો આકાર, સ્થિર સંપત્તિ, વિદ્યાથી શોભિતું મ્હોડું, એ સર્વ ફળ અંતર્યામી વરદાન આપનાર હરિ પ્રસન્ન થયા હોય તો જ માણસને મળે!

સેનાપતિ—ત્યારે મહારાજ! એ પ્રાપ્ત થવા સત્પુરુષનો રસ્તો કેવો છે કે જેનું મનુષ્યે આચરણ કરવું જોઇએ?

વિદુષક—હા મહારાજ, એ રસ્તો મને પહેલો બતાવો.

ભર્તૃહરિ—સાંભળ ત્યારે:—

ત્રોટક

હરવા પર દ્રવ્ય ન રાખ મતિ,
ચર્ચા પરનાર ન રાખ રતિ;
નિજ શક્તિ યથા, શુભ દાન દીયો,
જિવ હિંસક આપ થતાં જ બ્હીયો.
જિવ જાય ભલે પણ ન્યાયી થશો,
વળી નીચની ચાકરી ના કરશો;
કદી નિર્ધનતા અતિ આવી અડો,
કદી દુઃખ સમુદ્ર વિશે લથડો.
પણ ધીરજ માન ન ત્યાગ કરો,
નિજ ટેક ધરી શિવને સમરો;
તૃષ્ણા સરિતા પુરથી અટકો,
શિવ પૂજન રાખ સદા ખટકો.

વિદુષક—ત્યારે આપે ઉપર કહ્યું તેમ નીચની તાબેદારી ન કરવી કેમ?

ભર્તૃહરિ—

**कुसुमस्तबकस्येव, द्वयीवृत्तिर्मनीषिणः ।**
**मूर्ध्नि वा सर्वलोकस्य, विशीर्यत वनेऽथवा ॥**

ફુલના ગુચ્છાની પેઠે મ્હોટા માણસની બે જાતની સ્થિતિ છે, કાંતો સર્વ લોકના માથા ઉપર રહે અને કાંતો વનમાં વિખેરાઈ જાય.

દીર્ઘ૦—રાજેંદ્ર! એ ખરું છે. શૂરાતન, ટેક, ને પાણી, પરાક્રમવાળા પુરુષોની તો એ જ રીતિ છે.

વિદુષક—હા, જુવાનીનું જોર પણ ભેળું જોઇએ, જો પુરુષમાં રતી, તેજ ને કળા હોય નહિ તો અમારા જેવાનો તો આ ઉમરે તાબેદારી ને ખુશામત કરીને જીવ જાય છે. મહારાજ! આપ રાજા એટલે સર્વત્ર એમ જ દેખતા હશો.

ભર્તૃહરિ—વયસ્ય! તેમાં યુવાવસ્થાનું કારણ નથી!

**सिंहःशिशुरपि निपतति मदमलीनकपोलभित्तिषु गजेषू ।**
**प्रकृतिरियं सत्ववतां, न खलु वयस्तेजसो हेतुः ॥**

સિંહ નાની ઉમરનો હોય છે, તોપણ મદના જળથી મેલા ગંડસ્થળવાળા હાથીઓ ઉપર તલપ મારે છે; એ ઉપરથી એવું સમજાય છે કે પરાક્રમવાળાનો આવો જ સ્વભાવ છે, માટે અવસ્થા કંઇ પરાક્રમનું કારણ નથી.

વિદુષક—મહારાજ, આપે દાન, ભોગ ને નાશ, ત્રણ રસ્તા દ્રવ્યના કહ્યા, પણ પહેલા બેમાંનું એકે આ પ્રધાનજી કે સેનાપતિની પાસ હું જોતો નથી, ને છેલ્લું તો પરમેશ્વર જીવતા હશું તો દેખાડશે.

ભર્તૃહરિ—(પ્રધાન તથા સેનાપતિ પ્રત્યે) આર્યો, માત્ર ધનસંગ્રહમાં દૃષ્ટિ ન રાખવી.

**आज्ञा कीर्त्तिः पालनं ब्राह्मणानां, दानं भोगो मित्रसंरक्षणंच ।**
**येषामेते षड्गुणा न प्रवृत्ताः, कोर्थस्तेषां पार्थिवोपाश्रयेण ॥**

હુકમ, કીર્તિ, બ્રાહ્મણોનું પાલન, દાન, ભોગ, મિત્રોની રક્ષા જેઓને એ છ વાનાં મળ્યાં નથી, તેઓને રાજાના આશ્રયથી શો ફાયદો છે? કશો નથી; માટે મારાં રાજનાં જે માણસો કહેવાયાં તેની પાસે આ છ બાબતની શકિત અવશ્ય જોઇએ, ને ત્યારેજ મારી કીર્તિ!

દીર્ઘ૦—આપ વિદ્વાનોને તથા યાચકોને ધન દઇ પ્રસન્ન રહો છો એ ઉત્તમ છે પણ તેની હદ જોઇએ!

ભર્તૃહરિ—એ રીતે અપાયલા ધનથી ઘટેલી રાજલક્ષ્મી મારી શોભાને ઉલટી વધારે છે! જેમ સરાણે ઉતારેલો મણિ, હુથીયારથી ઘાયલ શૂરવીર, મદ ઝરવાથી દુબળો હાથી, શરદ્‌ઋતુમાં ઓછા પાણીવાળી નદીઓ, કળાશેષ, એટલે એક કળાનો પડવાનો ચંદ્ર, કામક્રીડામાં મર્દન કરી શિથિલ થઇ ગયેલી જુવાન સ્ત્રીઓ, એ સર્વ જેમ ક્ષીણતાથી શોભે છે, તેમ કવિ વિદ્વાન્, ને સુપાત્ર યાચકને સંપત્તિ આપીને નિર્ધન થયેલ રાજાઓ પણ શોભે છે.

વિદુષક—અને તેમ રાજાની અલ્પ સંભાળથી ક્ષીણ થયેલું રાજ પણ આજ શોભે છે!

ભર્તૃહરિ—( મનમાં સમજી જાય છે પણ ઉત્તર દેતા નથી.)

વિદુષક—( તુરત ઉપલા શ્લોકના સંબંધમાં વાત કરે છે ) અને મહારાજ! આપનું દાન ને હું જેવો સુપાત્ર ગ્રાહક તે લઇને મારા પિતા જેને કરજથી રાત દિવસ નિદ્રા નહોતી તેને મેં ઋણમુકત કર્યા છે.

ભર્તૃહરિ—તો તને ધન્ય છે.

વિદુષક—ધન્ય તો આપના ધનને, મને નહિ!

ભર્તૃહરિ—સાંભળઃ—

यः प्रीणयेत्सुचरितैः पितरं स पुत्रो
यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम् ।
तन्मित्रमापदि सुखे च समक्रियं य-
देतत्त्रयं जगति पुण्यकृतो लभंते ॥

સારા આચરણથી પોતાના પિતાને જે પ્રસન્ન કરે તેજ દીકરો અને જે પોતાના ધણીનું હિત ઇચ્છે તેજ સ્ત્રી, દુઃખ તથા સુખ વખતે એક રેણીથી વર્તે તેજ મિત્ર, જગતમાં પુણ્ય કરનારને એ ત્રણ મળે છે.

વિદુષક—મહારાજ, મિત્ર તરફનો મારે સંતોષ નથી. જ્યાં જાઊં ત્યાં તેવા મળે, ઉભા કે જામી જાય!

ભર્તૃહરિ—ત્યારે હું તને મિત્ર ગણું છું; મારી સાથે કેમ લડતો નથી?

**વિદૂષક**—( ગાલે તમાચો મારીને ) એક તમાસવાય, કેમકે તમો તો મારા ગુપ્ત ભાવાર્થ સમજી જઇ ખરો અર્થ ગ્રહણ કરો છો

**ભર્તૃહરિ**—સાંભળ, મિત્ર તો આવા જોઈએઃ—

पापान्निवारयति योजयते हिताय
गुह्यं च गूहति गुणान्प्रकटीकरोति ।
आपद्गतं न च जहाति ददाति काले
सन्मित्रलक्षणमिदं प्रवदंति संतः ॥

પાપને નિવારણ કરે, લાભ થવાનો રસ્તો બતાવે, છાની વાતને ગુપ્ત રાખે, ગુણોને પ્રસિદ્ધ કરે, દુઃખમાં ફસાયલો હોય, તોપણ છોડીને ચાલ્યો ન જાય, જરુર પડે તો દ્રવ્ય પણ આપે, એ સારા મિત્રનું લક્ષણ છે એમ સત્પુરુષો કહે છે.

**અનુચર**—(પ્રવેશ કરીને) મહારાજ, કોઇ એક બ્રાહ્મણ આવ્યો છે, કહે છે કે રાજેંદ્રને મારે મળવું છે.

**ભર્તૃહરિ**—ભલે આવે, વિપ્રને મના હોય ? મારા રાજમાં !

**શાંતિરામ**—(પ્રવેશ કરી આશીર્વાદનો છંદ ભણુતા ચાલ્યા આવે છે).

ત્રોટક છંદ

વર માલવ દેશ તણા ભૂપતિ,
સુખ સંપતિ પ્રાપ્ત ટળો વિપતી;
નૃપ રાજ તમારું અવિચળ રે',
દ્વિજ એટલી આશિષ પંડિત દે.
શત પુત્ર અને શત કોટિ ધની,
ચકવે નૃપ રાજ રહો અવની;
પ્રતિ પાલન ભૂપ પ્રજાનું કરો,
તમને નીતિ ન્યાય સદાય વરો.

**ભર્તૃહરિ**—કેમ મહારાજ, આપનું આગમન અત્રે શું નિમિત્તે થયું છે તે કૃપા કરી કહો !

**શાંતિરામ**—હે ઉજ્જયિનીપતિ, ભર્તૃહરિ રાજન્ ! મારું વૃત્તાંત મોટું છે તે શ્રવણ કરો. હું મારી સાથે આપને, એક ફળ ભેટ કરવાને લાવ્યો છું તે મને કોઇ મહાત્મા પુરુષથી મળ્યું છે.



भर्तृहरिनो राजदरबार,–ब्राह्मण राजाने अमरफळ आपे छे.

A २५२३ – लक्ष्मी आर्ट, भायखळा, मुंबई नं ८.

એનો ચમત્કાર એવો છે કે, જે કોઇ નર અથવા નારી એ ફળ પ્રાશન કરે, તે અમર થઇ જાય. ફરી એને મૃત્યુ નહિ, તો મેં વિચાર કર્યો કે એ ફળ માલવપતિને યોગ્ય છે; આપ અમર થઇ પ્રજાનું નીતિ ન્યાયથી પાલન કરશો; અને મારા જેવો દરિદ્ર વિપ્ર એ ફળ જમે તો હાલ જે દરિદ્રતાના અસહ્ય દુઃખનો પરિતાપ વેઠે છે, તે એ ફળને પ્રતાપે યાવચ્ચંદ્રદિવાકરૌ સજ્જડ લલાટમાં ચોંટે; માટે એ ફળ રાજાઓને યોગ્ય જાણી આપની પાસે ભેટ દાખલ લાવ્યો છું. આપ એ અંગીકાર કરી મને એ બદલ લક્ષ્મી આપો, ને આપનું ઇશ્વર કલ્યાણ કરો!

ભર્તૃહરિ—બહુ સારું, પરમ પૂજ્ય વિપ્ર, એ ફળ ક્યાં છે, કે જેનો ચમત્કાર તમે એટલો બધો વર્ણવો છો?

(શાંતિરામ બગલમાંથી કાઢી વસ્ત્રથી છોડી તે આપે છે ને રાજા તે ફળ લઇ તપાસે છે).

મથુરો—(તેના બાપને ઉતાવળેથી ગાદીની પડખે માર્ગ જોઇ) કાકા, મારે ઉવાં બેસવું છે!

શાંતિરામ—(સ્વગત) છોકરાંને સાથે ન લાવવાં; ભિક્ષુક બ્રાહ્મણનો છોકરો, દરિદ્ર, રાજ દરબાર દીઠો ન હોય; (છોકરાને હળવેથી) ચુપ રહે ગમાર.

દીર્ઘ૦—(એ સાંભળીને પાસેથી) શું છે મહારાજ, છોકરો શું કહે છે?

શાંતિરામ—અન્નદાતા, એ તો લપોડશંખ છે, કાંઇ નથી!

ભર્તૃહરિ—શું છે પ્રધાનજી, મહારાજ શું કહે છે, ફળ જણાય તો છે ચમત્કારી!

દીર્ઘ૦—રાજન્, આ તો બીજી વાત છે; આ બ્રાહ્મણનો છોકરો કહે છે કે એને આપની પાસે બેસવું છે!

વિદુષક—હા હા ઠીક છે, નામ શું મહારાજ એનું!

શાંતિરામ—નામ છે મથુરો.

વિદુષક—બરાબર, ત્યારે વિચારી જુઓ, એની સિંહરાશી થઇ તે ઉવાં ન બેસે?

**શાંતિરામ**—( ભર્તૃહરિ પ્રતિ ) અન્નદાતા, આવી સંતતિ પિતાને લજ્જા ઉત્પન્ન કરે છે.

**મથુરો**—(રાજાની બત્તી જોઇ) કાકા, પેલો સોનેરી ફેંટો મારે માથે.

**શાંતિરામ**—(એક કોરે હળવેથી) ચુપ રહે. દીર્ઘસુત્રી રાંડને કહ્યું તું જે છોકરાને ભેળો મોકલીશ નહિ, તોય મોકલ્યો તો હવે આબરુ ગુમાવીએ છીએ !

**ભર્તૃહરિ**—( એ બધુ સાંભળીને ) પ્રધાનજી, એ બ્રાહ્મણને એક લક્ષ સોનાં મહોર, અને એના છોકરાને, એક ઉત્તમ મંદીલ આપો.

**શાંતિરામ**—રાજન્, તારું કલ્યાણ થજો, તથા તું અનંતકોટી વર્ષ લગી ધર્મ સંપત્તિ સંતતિ યુક્ત થઇ ન્યાયથી પ્રજાનું પાલન કરશે એવું મારૂં આશિર્વચન છે. ( પછી પ્રધાને એક લાખ મહોરની ચીઠી તથા એક મંદીલ મંગાવી તેના હાથમાં આપ્યું તે લઈ ફરી આશીર્વાદ દઈ ઉતાવળે છોકરો વળી કાંઇ બોલશે એવા ડરથી કહે છે) રાજન્ હવે રજા લઉં છું.

**મથુરો**—( એટલામાં સેનાપતિની ખુરશીએ હાથ લગાડી કહે છે.) કાકા, આ માંચી આપણે ઘેર.

**શાંતિરામ**—મૂર્ખ, ખુરશી લઈ જઈશ, તારે માથે ચડાવીને ?

**ભર્તૃહરિ**—મહારાજ, વળી શું જોઇએ છીએ બોલો ?

**શાંતિરામ**—રાજેંદ્ર એ છોકરો જ એવો છે, ને એ દરિદ્રતાનું લક્ષણ છે, કે સંતતિ એવીજ થાય; વળી કહે છે કે આ ખુરશી જોઇએ છે.

**ભર્તૃહરિ**—બહુ સારૂં, એ પણ લઇ જાઓ.

**વિદુષક**—(સેનાપતિને) એ, ઉઠો ને ખુરશી ખાલી કરી દ્યો.

**સેનાપતિ**—હેવાન, પ્રધાનજીને કેમ ન કહ્યું.

**વિદુષક**—તમારા કરતાં એની પદવી ઊંચી છે માટે; અને આ છોકરાની મરણગાંઠ પણ તમારી ખુરશીએ ભીડાઇ ગઇ છે !

**સેનાપતિ**-(સ્વગત) આ બ્રાહ્મણનો છોકરો પણ ખુરશી છોડતો નથી !

**શાંતિરામ**—રાજન્ ! મારે ખુરશી નથી જોઇતી ! કેમકે આપે એક લક્ષ મહોર આપી, તેમાંથી સહસ્ર ખુરશી ખરીદ કરીશું. ( છોકરાનો હાથ ખુરશીએથી છોડવે છે ને કહે છે ચાલ ગમાર.)

ભર્તૃહરિ—(પરાણે ખુરશી તેને આપે છે તથા વિપ્ર તે લે છે ને જાય છે, સેનાપતિ માટે બીજી મંગાવી આપે છે.)

ભર્તૃહરિ—કેમ દીર્ઘદર્શી, હું જાણું છું અને હવેથી સઘળાં રાજ-કાર્યોમાં તમારે આ મમ પ્રિયબંધુ વિક્રમની સલાહ લેવી.

વિદુષક—એ તો ગામમાંથી દુઃખીયાનાં દુઃખ ટાળતાં પરવારશે ત્યારે ને, એ તો સંત અને પરદુઃખભંજન આગળ જતાં થવાના છે એમ જણાય છે.

દીર્ઘ૦—હા, મહારાજ, એમનું ચિત્ત અહર્નિશ ધર્માચરણમાં ઇશ્વર ભકિતમાં, આપની માફક દુઃખીનાં દુઃખ મટાડવામાં અને મંત્ર-શાસ્ત્રના શોધમાં લાગ્યું રહે છે.

ભર્તૃહરિ—વિક્રમ, તારી આવી લઘુ વયમાં પવિત્રબુદ્ધિ જોઈ હું બહુજ પ્રસન્ન છું, પણ મંત્ર પ્રયોગો આ કાળમાં સિદ્ધ થતા નથી; માટે એ બાબતમાં તારે થોડું લક્ષ આપવું, અને પરોપ-કાર કાર્યોમાં જેમ વિશેષ બુદ્ધિ રખાય તેમ રાખજે.

વિદુષક—એક આગીયા બેંતાલની સાધના કરો છો, તે ભૂલી ગયા જેવી નથી, મારું માનો તો!

દીર્ઘ૦—મહારાજ, વિક્રમાદિત્ય તો પરમાર ગાદીએ આગળ જતાં એક મહાન્ રાજા થઈ મોટું નામ કહાડશે.

સેનાપતિ—રામશાસ્ત્રીએ તે દિ શું કહ્યું હતું? યાદ નથી? કે આ પુરુષ એક શાક પ્રવર્તાવશે; એવી એની અદ્દભુત શકિત તથા સામુદ્રિક લક્ષણ પદ્મ રેષા ઇત્યાદિ છે.

વિક્રમાદિત્ય—વર્તમાનમાં મારા જ્યેષ્ટબંધુ પ્રત્યે મારી પવિત્ર ભકિત છે તેવી શંકર રાખે, એ મને રાજનીતિમાં પ્રથમ સંતોષ છે.

ભર્તૃહરિ—લઘુ બાંધવા, તારી અડગ ધર્મવૃત્તિ, અને વચનામૃત પ્રવાહ, કાયમ રહેશે, એવી મારી આશિષ છે પણ હવે તારે રાજનું ઘણું ખરૂં કામ ઉપાડી લઈ, મારે માથેથી એ બોજો ઓછો કરવો; અને સર્વ રાજનીતિનો સાર પ્રજા શી રીતે સુખી થાય એ ઉપાયો યોજવાના છે, તે વિચાર રાખવો.

राजन्दुधुक्षासियदिक्षितिधेनुमेतां
तेनाद्यवत्सामिवलोकममुंपुषाण
तस्मिश्चसम्यगनिशंपरितुष्यमाणे
नानाफलैःफलातिकल्पलतेवभूमिः ॥

અર્થ.

હે રાજા ! આ પૃથ્વીરૂપી ગાયને તું દોહોવાને ઈચ્છતો હો તો તારી પ્રજારૂપી વાછરડાને ઉછેર; એને સારી રીતે સંતોષ થયો કે પૃથ્વી કલ્પલતાની પેઠે અનેક મનોર્થ પૂર્ણ કરશે.

**વિક્રમ**—હે આર્ય ! વડીલ બંધુ ! આપની આ અનુપમ આજ્ઞા શિર ચડાવું છું તથા પ્રજાહિતમાં પ્રવૃ-ત થવું એ મારી પરમોત્કંઠા છે.

**વિદુષક**—(હળવેથી સ્વગત) પણ આવડાં વાનાં શા સારૂ કરવાં પડે છે; સૂરજ ગ્રહણને તો કોઇ સંભારતુંયે નથી. પછી મહારાજ મહેલમાં પૂરાઇ રહેશે ! (પ્રકાશ) મોટા કહે તે કરવું ને કરે તે ન કરવું.

**ભર્તૃહરિ**—એ વળી શું બોલ્યો? તારો ભાવાર્થ સમજ્યો છું પણ તારી સાથે અત્યારે હવે ફરી માથાકુટ કરવાનો નથી, બીજી વખતે એનો પ્રત્યુત્તર દઇશ. (એમ કહી ઉઠી અંતઃપુરમાં જાય છે ને કચેરીનાં માણુસો ઉભાં થઈ પાછાં બેસે છે.)

**વિદુષક**—આ ગયા ને હવે બાર દિવસ કે બાર મહિનાનું સાજું, ને તમે વગાડો વાજું, રાજ થયું તમારૂં, ભેળું કામ થયું અમારૂં, ને કોઇ ન મળે કહેનારૂં !

**દીર્ઘ**—રાજા બેશક પિંગળામાં લુબ્ધ થયા, ખરાબી થઇ; કચેરીમાં આવે ત્યારે વિદ્વતાના ભાષણમાં ખામી નહીં અને ચિત્ત જોઇએ ત્યાં—

**વિદુષક**—કહોને ચિત્ત જોઇએ ત્યાં ચતુરામાં, પણ આવે ત્યારે શીવાઇ જાઓછો, ને હવે હિમ્મત આવે છે એ શબ્દ મારા જેટલાય બોલતા હો તો બહાદુરી જાણું ! થયુ ! પણ આવે ત્યારે બોલજો, કાળજું ખોલજો ને નહિતો ( સેનાપતિને ઉંઘતો જોઇને તે તરફ આંગળી કરી ) આ ટેંટાની માફક ખુરશીપર ડોલજો. ( સેનાપતીને ગુસ્સે થતો જોઇ નાશી જાય છે. )

**વિક્રમ**—કેમ દીર્ઘદર્શી ! હવે જે જે કામ બાકી હોય તે હમણાંજ લાવો, તેનો નિકાલ કરીએ: તથા આ સાલ જે રાજખર્ચ બાબતમાં માગણી હોય તે પણ કહો ?

**દીર્ઘ૦**—( બધું વંચાણુ કરી કહે છે ) આ એ પ્રમાણે હકીકત છે, તે મેં મહારાજાને નિવેદન કરી.

**વિક્રમ**—( ફરી બધું પોતે વાંચી પૂછી ઠરાવ કહી જાય છે. ) હવે તેમાંથી અંધપંગુજનોથી સદુદ્યોગ બની શકે તે કરવો, તેમના ગુજરાન વાસ્તે એક લક્ષ મહોર અનામત રાખજો તે તથા આજ્ઞાપત્ર અપંગાશ્રય ખાતાના અધિકારી તરફ મોકલી દેજો તથા લક્ષાધિપતિ ઝવેરશાહના પુત્ર નકોરશાહે તે ગરીબ બ્રાહ્મણના પુત્રને જે સખ્ત માર માર્યો તે બદલ તેને પાંચ વર્ષ પર્યંત કેદની શિક્ષા કરવી; તથા તે બ્રાહ્મણના જમાઈએ તે લક્ષાધિપતિના સાળાને માર્યો તે અપરાધ બદલ તેને ત્રણસો મહોર દંડ કરજો; મહાકાળેશ્વરના અભિષેકને માટે આ વર્ષ દોઢા ખર્ચની જે માગણી છે તે મંજુર છે; હુલ્લડખોરો વિશે જે જાહેર કર્યું તેમાંથી પંદર મુખ્યને દેહાંતદંડની શિક્ષા; તથા બાકી તેમાં સામેલ થનારાને પંદર પંદર વર્ષ કેદની શિક્ષા કરવી; શેરીઓમાં ધર્મોપદેશ કરનારા ધર્માચાર્યોની આજીવિકા માટે આ વર્ષ હું મારા ખાનગી ખર્ચમાંથી આપીશ; કન્યાશાળા ને રાજકુમારી શાળામાં જોઈતો ખર્ચ વખતો વખત હું જાતે જઈ કરીશ, માટે તે સંબંધી જુદી તજવીજ તમારે કરવાની નથી. ઔષધશાળા પાંચસો સિવાય બીજી અઢીસો જુદા જુદા ગામોમાં સ્થાપવી તથા અતિ ઉગ્ર દરદવાળા દરદીઓને મારી ખાનગી ઔષધશાળામાં મોકલી દેવા, તેમની તજવીજ આયુર્વેદાચાર્યને પાસે રાખી હું સ્વહસ્તે કરીશ; આ છેલ્લું કામ ત્વરાથી કરવું, તેમાં જરાપણુ ગફલત થવી ન જોઇએ.

**દીર્ઘ૦**—આપની આજ્ઞા માફક બધી વ્યવસ્થા હમણાં જ કરૂં છું.

**વિક્રમ**—બીજું કાંઇ રાજસંબંધી કામ હોય તો બોલો ?

**દીર્ઘ૦**—મહારાજ, એક આજ્ઞાપત્ર મોકલવું છે તેમાં આપની સહી લેવી છે.

વિક્રમ—કોનાપર તથા શામાટે મોકલવું છે ?

દીર્ઘ૦—મહારાજ, આપણા માંડલિક રાજાઓ તરફથી આ સાલ ખંડણી આવી નથી તથા વિનંતી પત્ર આવ્યાં છે કે આ વર્ષ વરસાદ સારો ન હોવાથી ઉપજ ઓછી હોવાને લીધે આવતા વર્ષમાં ભરી દઇશું.

વિક્રમ—આપણી સત્તા અંગીકાર કરનારાઓ તરફથી વિનંતિ પત્ર આવ્યાં એ બસ છે, સુખેથી આવતા વર્ષમાં તેઓ ખંડણી ભરે તથા આપણા રાજમાં પણ ખેડુતો પાસેથી લેવાતો હિસ્સો હું ઓછો કરવાનો છું.

દીર્ઘ૦—કોઇ પણ જાતનો કર તથા અન્યાય છે જ નહીં, એ બાબતમાં મહારાજા ભર્તૃહરિની પૂર્ણ કૃપા છે, તેમાં આપ ધર્મસ્વરૂપ, ન્યાઇ ઉદારાત્માએ જ્યારે ઉજ્જયિનીની રાજવ્યવસ્થા કરવા તરફ લક્ષમાં લીધું તો હવે રૈયતના સુખમાં શું બાકી રહેશે!!

વિક્રમ—આર્ય દીર્ઘદર્શી ?

દીર્ઘ૦—આજ્ઞા નૃપવર્ય! શું હુકમ છે ?

વિક્રમ—સુખલેર અશ્વપાળની ફરીયાદ ઘણી આવે છે, કે અશ્વશાળામાં બરાબર હાજર રહેતો નથી તથા તાબાના માણસો પર અયોગ્ય સખ્તાઇ રાખેછે, તથા તેનો પગાર વધારી દેવા મહારાજે મને ફરમાવ્યું છે, પરંતુ મારો અભિપ્રાય એથી વિરૂદ્ધ છે. તમારે તેની વર્તણુંકની તપાસ કરી મને જાહેર કરવું ને હવે હું અંતઃપુરમાં મહારાજ પાસે જાઉં છું; કોઈ કામકાજ હોય તો ત્યાં મોકલી દેવું.

દીર્ઘ૦—બહુ સારૂં. જેવી માલવપતિની આજ્ઞા.

વિક્રમ—હવે વખત થઇ ગયો છે, માટે કચેરી બરખાસ્ત કરો.

( વિક્રમાદિત્ય ઉઠે છે, ને કચેરી બરખાસ્ત થાય છે. )

———:o:———

## પ્રવેશ ૩ જો

### સ્થળ—અશ્વશાળા.

પાત્રો—સુખલેર અશ્વપાળ, માલો ને પાછળથી મધુરવદંતી આવે છે.

સુ૦—( અશ્વપાળ )—આજ લાગ નહિ મીલા; સાલીને દાસીકુંભી ભેજી નહિ, ફીકર નહિ, મીલું તબ બાત હે !

માલો—(પ્રવેશ કરીને) સુખલેરજી, સરકાર, આજ ઘોડેકું ચંદ્દી બરાબર પહુંચી નહીં હે!

સુ૦-(અશ્વપાળ)—ઇધર આ માલા!

માલો—કયા કહતે હો, મેરે માલીક?

સુ૦-(અશ્વપાળ)-(તેને બે ફટકા મારીને) ચંદ્દી બરાબર નહીં મીલી તો તેને તજવીજ કયું નહિ કી? બોલ કયા વો મેરી કસુર?

વિદુષક—લેતો જા! લેતો જા! નીચને બોલાવ્યામાં લાભ! (સ્વગત) આ ઠાણીઓ તો જાણે છે કે, મેં જ આભને થોભી રાખ્યો છે; પણ અમેંય પડખે ઉભા છીએ હોં!

માલો—(વિદુષક પ્રત્યે) કયા કરના ભાઇ, ઇસકી કોન દાદ ફરીયાદ સુનતા હે! માર ખાના ઓર બેઠ રહેના. સાલેને પંદરકું તો નોકરીસે નિકાલ દીયા; કોન જાને કયા હે!

સુ૦-(અશ્વપાળ)-હરામખોર, ગડબડ છોડ દે, ઓર અપના કામપર ચલા જા.

માલો—કામપર તો ચલા જાતા હું, મગર તુમારે બનઠનકે બેઠના ઓર મોજ કરના; ઔર હમારે સારા દિન લીદ ઉઠાકે નોકરી કરના, યહ બાત એક બાજુ રહી, મગર બીના સબબ હમ તુમારા ફટકા સહન નહીં કરેંગે: હમ વિક્રમાદિત્ય મહારાજકુ યહ બાત જાહેર કરેંગે.

સુ૦-(અશ્વપાળ)-ચલ ચલ તેરે વિક્રમાદિત્યસે કયા હોગા! વોભી થોરા દિન હે. ઉસકાભી ઓસડ હોતા હે!

માલો—(સ્વગત-વિચારમાં) ઇસકું એસા બલ કહાંસે આયા ઓર મદોન્મત્ત હો ગયા હે!

સુ૦-(અશ્વપાળ)-હજુ કયું ખડા હે? મુઝે નીંદ નહિ આતી. ચલા જા! નહિતો દુસરા ફટકા દેઊંગા.

વિદુષક—એ માલા, ઠાલો માર ખાઇશ. ચાલ્યો જાને! આ ઠાણીયાને પથારી ભેળું થાવું છે.

(એ સાંભળી અશ્વપાળ વિદુષક ઉપર ફટકો ઉગામે છે તેથી તે પણ નિકળી જાય છે.)

**અશ્વપાળ**—(સ્વગત) અબ મઝેસે એકીલા નીંદ લઊંગા ઓર અબ (પિંગળા વિશે વિચારીને) ઉસકા દાદા આવે તોભી નહીં ઉઠુંગા.

**મધુરવદંતી**—(અશ્વપાળને તેડવા આવે છે ત્યારે રસ્તે, સ્વગત વિચાર કરે છે) આહાહા! બાઇને કેવી નીચ બુદ્ધિ પ્રાપ્ત થઇ છે, કે ભર્તૃહરિ જેવા વિદ્યા ગુણ વિનય સંપન્ન પરાક્રમી પતિનો ત્યાગ કરીને એક નીચ મૂર્ખ અશ્વપાળથી યારી કરી છે; ધિક્કાર છે એને કે ઉપરથી પ્રત્યક્ષ દ્રઢ પતિવ્રત બતાવે છે ને અંદરથી આવું જારકર્મ કરે છે, વાસ્તવિક જોઇએ તો એમાં મહારાજાનો જ દોષ છે, કેમકે તેઓ નીતિ ઉપદેશના પ્રસંગ આપતા નથી. પ્રારંભમાં રામ શાસ્ત્રીનો નીતિ ઉપદેશ તથા શાસ્ત્રોનું શ્રવણ ચાલતું હતું તે બંધ કર્યું, ને હમેશાં પોતે પણ શૃંગારમાં લુબ્ધ રહે છે, તથા દુષ્ટ વિકારી જે કામ તેને પ્રબલ કરે છે. હું જેવા તાબાના માણસનો અલ્પ ઉપદેશ, એ મદોન્મત્ત હસ્તીને અંકુશમાં શું રાખી શકે!

### રાગ આશાગોડી

કામ છે દુષ્ટ વિકારી, આહા! પ્રભુ કામ છે દુષ્ટ વિકારી,
ઇંદ્ર સમાન પતિ અતિ સુંદર, અશ્વપાળથી છે યારી; આહા૦
ત્રણુસો ત્યાગી એકજને ચાહે, તેના ચિત્તમાં છે જારછિનાળી;—આ૦
ધિક્ક બાઇ તુજને ધિકક તારી બુદ્ધિ, વિપરીત વાત વિચારી—આ૦

મહારાજ વખતે રાણી પ્રત્યે કોઇ વખત એક શ્લોક કહે છે તેનો ભાવાર્થ ખરેખરો છે.

**उन्मत्तप्रेमसरंभादारंभंते यदंगनाः।**
**तत्र प्रत्यूहमाधातुं ब्रह्मापि खलु कातरः॥**

વિચાર વગર સ્નેહના આદરથી સ્ત્રી જે કાંઇ કરે છે, તેમાં અડચણ કરવાને બ્રહ્મા પણ ખરેખર કાયર છે. તો મહારાણીના વિચાર ફેરવવાને મારી શી વિસાત! ખરેખર મહારાજ સ્ત્રી ચરિત્રનું બધું સમજે છે. પણ મહારાણીપર અવિશ્વાસ કે વહેમ કદી ઉત્પન્ન થતો નથી, તે આશ્ચર્ય છે! નહિ નહિ, જ્યાં સૂધી જે વસ્તુમાં રાગ છે ત્યાંસૂધી તેનો દોષ ગમે તેવો હોય તોપણ

નજરે આવતો નથી, ઉલટો ગુણરૂપ થાય છે; તો બાઇને અશ્વપાળમાં રાગ કે પ્રીત બંધાઈ છે તો તેની સાથે જારકર્મ કરતાં દોષ નજરે કેમ આવે! હવે આ ડહાપણ મૂકીએ, વખત જાય છે, અશ્વપાળ ઊંઘી ગયો હશે તો વળી પંચાત પડશે.
[ ઘોડારને પાછલે બારણેથી પ્રવેશ કરે છે. ]

મધુર૦—( અશ્વપાળને ઊંઘેલો જોઈ પગના અંગુઠાથી જગાડતાં ) કેમ અશ્વપાળજી, નિદ્રાવશ થઇ ગયા છો ?

સુ૦–( અશ્વપાળ )—( ગુસ્સે થઇ મોટેથી ) કોન હે ?

મધુર૦—( હળવેથી ) એ તો હું પિંગળાની દાસી.

સુ૦—( અશ્વપાળ )–તું ઇધર કાયકે બાસ્તે આઇ હે ?

મધુર૦—જાણીને શું પૂછો છો ? મારી બાઇએ આપને તેડવા વાસ્તે મોકલી છે.

સુ૦-( અશ્વપાળ )—બસ બસ. રંડીયાકા બિશ્વાસ હોવે ! વો રંડા કોઇ દિન મેરા શીશ કટાયગી. ચલીજા, મેં નહિ આઉંગા.

મધુર૦—અરે અશ્વપાળજી, એ શું કહો છો ? મારી બાઇને આપને મળ્યા વગર ચેન નથી પડતું; તેટલા માટે મને મોકલી છે કે એકદમ જઈ બોલાવી લાવ.

સુ૦–( અશ્વપાળ )—બસબસ, જબ દિલ ઉસકુ દીયા, ઓર જબ બુલાતી હે તબ આતા હું. તો ઐસા હોતા હે ના ? મેરે ક્યા ! રંડીકુ બારા ફટકા દઉં તબ બોલું; મેરે બોત હે ! કુછ તેરી પિંગલાપર બેઠે હે ?

મધુર૦—આપને તો હજાર હશે, પણ મારી બાઇને તો આપ એક છો; આપથી કોઇ અધિક એને નથી !

સુ૦–(અશ્વપાળ)–હમારે ઊંચસે નીચ અચ્છી, હમ ઉસકી પરવામે રહેવે; ઓર ઉધર આવે, તબ મીલાપ હોવે, સો હમ નહિ કરેંગે તેરી પિંગળાકું ઇધર આના હોવે તો બેલાશક આવે, હમ નહીં આવેંગે.

મધુર૦—અરે અશ્વપાળજી, આમ વિરુદ્ધ શું બોલોછો ? જેનાથી મહોબત કરી, પછી આ રીતે કહેવું હોય, અને આપને માટે મારી બાઇએ નાના પ્રકારનાં ભોજન બનાવી રાખ્યાં છે.

સુ૦–(અશ્વપાળ)—(ખુશી થઈને) કયા બનવાકે રખા હે?

મધુર૦—બત્રીસ ભાતનાં સારાં સારાં ભોજન આપને માટે જૂદાં રાખ્યાં છે, ને કેટલાંક કનિષ્ટ પ્રકારનાં હતાં તે રાજાને જમાડી દીધાં.

સુ૦–(અશ્વપાળ)—(કનિષ્ટ શબ્દ સાંભળીને) કનસટ કાયકું રાજાકુ જીમા દીયા? કનસટ કેસા હોતા હે? મેને કભી ચખા નહીં, વો કયું નહીં રખા?

મધુર૦—કનિષ્ટ નામનું કોઇ ભોજન નથી. કનિષ્ટ ભોજન એટલે હલકા પ્રકારનું ભોજન (સ્વગત) હાય, હાય, આવો મૂર્ખ!! કનિષ્ટ શબ્દનો અર્થ માલમ નથી; કહેછે જે કનસટ ભોજન કેવું છે! તેની સાથે યારી! બાઇ તુંને ધિક્કાર છે.

સુ૦–(અશ્વપાળ)—કયું મધુબદી, કયા બડબડતી હે, કુછ હે?

મધુર૦—કાંઇ નથી, સુખલેરજી, (જરા હિમત ધરીને) તમારા એક રુપપર બાઈ આશક છે; બાકી તમારામાં અક્કલ નથી. કનિષ્ટ શબ્દનો અર્થ તમને માલમ નથી!!

સુ૦–(અશ્વપાલ)—મેરે અર્થકી કુછ જરૂર નહી હે! કુછ હમારે લડકેકું થોરા પઢાના હે!

મધુર૦—(સ્વગત) વળી મિજાજ જશે! બોલવું નહી. સુખલેરજી એ તો હું સહેજ હાંસી કરૂં છું.

સુ૦–(અશ્વપાળ)—(જરા હસીને) વાહ! હાંસી તો અપની બાઇ બી કરતી હે.

મધુર૦—(અપની બાઈ સાંભળી મનમાં હસે છે) હવે જલદી ચાલો, નહિ તો ગરમાગરમ ભોજનની લહેજત નહીં રહે.

સુ૦–(અશ્વપાળ) ગરમાગરમી નહીં હોવે તો યહ ચાબુખ કીધર ગયા હે! મેરા ચાબુખ, ઓર પિંગલાકી પીઠ.

મધુર૦—બહુ સારૂં ત્યારે જલદી ચાલો.

સુ૦–(અશ્વપાળ)—ચલી જા, આતાહું.

(દાસી જાય છે ને પાછી અશ્વપાળ પછવાડેથી જાય છે.)

—:o:—



भर्तृहरि अमरफळ लेई विचार करे छे.

A २८२२—लक्ष्मी आर्ट, भायखळा, मुंबई, नं. ८

## પ્રવેશ ૪ થો

### સ્થળ—વિચાર ભુવન.

ભર્તૃહરિ—( ફળ હાથમાં લઇ સ્વગત વિચારે છે. ) અહાહા! આ ચમત્કારી ફળ હોય એવું એની આકૃતિ જ કહી આપે છે, કેમકે મેં આગળ હજારો ફળ અનેક દેશોમાંથી મંગાવી ખાધાં છે; પણ તેમાંથી કોઈ આને મળતું નહોતું. ખરે! જણાય છે તો દૈવી ફળ હવે ગમે તેમ હોય, પણ એ પ્રાશન કોણે કરવું તેનો વિચાર કરવો! જો હું એ ફળ ખાઇ અમર થાઉં તો મારા જીવનની દોરી મારી પ્રાણપ્યારી જે પિંગળા કે જેનો ક્ષણનો વિયોગ પણ મને અતિ દુઃખદાયી થાય છે; તેને સર્વ જગતને ભક્ષ કરનારો કાળ જે દિવસ ભક્ષ કરી ચાલ્યો જાય; તે પછી મારી શી ગતિ! ત્યારે મારૂં જીવવું નિરર્થક થાય! કેમકે સુખમાં જીવવું એજ જીવવું કહેવાય દુઃખમાં હજાર વર્ષ જીવવું તે કરતાં સુખની એક ક્ષણ તે ઉત્તમ ગણાય છે; તો આ ફળ ખાઈ પ્રાણપ્યારી પિંગળાનું વિયોગદુઃખ ગ્રહણ કરી લેવું, એ વિના બીજી મૂર્ખાઇ કયી કહેવાય! માટે આ ફળ તો એ પ્રેમદાને જ આપવું, કે જે તે ખાઇ એક લક્ષ્મીરૂપ, મહા સૌંદર્યવાન, રતિસ્વરૂપરત્ન, આ પૃથ્વીમાં કાયમ રહેશે! તથા જેનાં રૂપ યૌવનની કાંતિ ન કરમાતાં સદંતર મને ચક્ષુવિષય તથા ભોગવિષયમાં સુખદાયક થશે! (વળી વિચારે છે) પણ મારા મૃત્યુ પછી એનું શું થવાનું! (પોતાના મનને) હે મન! કાંઇ વિચાર કર્યો! ખરે! તે તો પછવાડે ઝુરી ઝુરીને દિવસ કાઢવાની જ! પણ દુઃખ ટાળવા હું સમર્થ નથી તેનો વિચાર કરવો વ્યર્થ છે. માટે ચાલ; અંતઃપુરમાં જઈ પ્યારીને મળું તથા આ અમૂલ્ય નવી વસ્તુ ભેટ આપું. ( એમ કહી અંતઃપુરમાં જાય છે. )

ગાયન

રાખી રાણીને મૃત્યુ માંયરે, ફળ ખાવું શું મારે (૨)
હું રે ખાઉં તો પ્રિયા પાછળ, ઝુરી ઝુરી દિન જાયરે—ફળ.
એની પ્રીતિને રંગે જીવું છું, એના વિના ઘડી નવ જાયરે—ફળ.
માટે આ આપું પ્રાણ પ્યારીને, કરું અમર એની કાયરે—ફળ.

—:o:—

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—પિંગળાનો રાજમહેલ.

પાત્રો–પિંગળા, મધુરવદંતી, અશ્વપાળ, ને પછી ભર્તૃહરિ પ્રવેશ કરેછે.

પિંગળા—(સ્વગત) અહાહા! હજુસૂધી મારો યાર અશ્વપાલ કેમ આવ્યો નહીં! દાસી છે નીતિવચન બોલનારી, કાંઈ નહી ને કાંઈ કહ્યું હશે! આજરોજ દાસીને સ્પષ્ટ કહી દેવું છે કે તારે એક પણ શબ્દ એની મરજી વિરુદ્ધ ન બોલવો. જેમ એ પ્રસન્ન થાય એમ જ કરવું! રાત હોય, વરસાદથી જમીનપર કાદવ હોય તો તારી પીઠપર બેસાડી એને લાવવો. (જરા વિચારીને) રખેને રીસ ચઢી હોય. ગઇ કાલે એનું એમ કહેવું હતું કે મારી બત્તી ફાટી ગઈ છે માટે નહીં આવું. તો રાજાએ મને નવ લાખની જે જરીયન સાડી આપી છે, તે આજ એને આપવી. કેમકે એનાથી જે સુખ વિલાસની મોજ મળે છે તેનો એક શતાંશ પણ બદલો આપણાથી વળે તેમ નથી.

મધુર૦—( પ્રવેશ કરીને ) બાઇસાબ, આપના યાર અશ્વપાળજી આવે છે.

પિંગળા—દાસી! જ્યારે તું ગઈ ત્યારે એ શું કરતો હતો? તે કાંઈ બોલ્યો ?

મધુર૦—બાઇસાહેબ, એને મિજાજ ઘણો છે; મેં કહ્યું કે કનિષ્ટ ભોજન રાજનને જમાડી દીધાં, અને સારાં સારાં તમારે માટે રાખ્યાં છે, તો એણે ગુસ્સે થઇ કહ્યું કે કનસટ મેં ચાખ્યાં નથી, તે મારે માટે કેમ ન રાખ્યાં? એવો નિરક્ષર! ફક્ત રૂપ અને શરીરથી તૈયાર છે!

પિંગળા—એ તો હું બધું સમજું છું; આપણે એની વિદ્યાનું શું કામ છે?

( એટલામાં અશ્વપાળ પ્રવેશ કરે છે. )

અશ્વ૦–(અશ્વપાળ)—(આવી પિંગળા રાણીની જોડે ચડી બેસી ગળામાં હાથ નાંખીને) કહ્યું પ્યારી, તબીયત તો અચ્છી હે?

પિંગળા—હા, મારી તબીયત સારી છે; તમારી તબીયત કેમ છે? કેમ આજ વાર લાગી!

સુ૦-(અશ્વપાળ)—મેને નવ બજે તલક તેરી દાસીકી રાહ દેખી, મગર મધુબદી આઈ નહીં; ફીર મેં બીછાનાપર લેટ ગયા; કુછ થોડી બોત નિંદ આને લગી, તબ તેરી દાસીને આયકે મુઝે જગાયા; ફેર મેરી તબિયત તો તું જાનતી હે!

પિંગળા—એ તો હું ઘણી સારી રીતે જાણું છું; તમારી તબિયત જાય, ત્યારે તમે કોઈના નહિ; પણ દાસીએ કહ્યું કે ભોજનની વાત કરી તેમાં આપનો મિજાજ ગયો એ શું?

સુ૦-(અશ્વપાળ)—હાં વો તો કુછ કનસટ કનસટ કરને લગી, કયા જાને કે કનસટ કેસા હોતા હે, ઔર ઉસકા માયના બોલો; સો હમારે માયનાકી કયા જરુર થી, હમારે કુછ લડકેકું થોરે પઢાને હે! હમારે તો (વળી ગળામાં હાથ નાંખી) બસ એક તુઝે પઢાની હે! ક્યું સચ કે જુઠ?

પિંગળા—તમે જુઠું કયારે બોલો છો? તમને તો બધી વિદ્યા આવડે છે; એ તો તમે જાણી બુજીને દાસીને એમ કહ્યું હશે! કેમ?

સુ૦-(અશ્વપાળ)—(ફુલાઈને) હા, વો તો મેને જાન બુજકે કહા થા; (પોતે હુંશિયાર છે એવું દેખાડવા) તેરી મરજી હોવે તો અભી એક દુહા બોલું?

પિંગળા—હા હા, બોલો જોઇએ, પણ હળવેથી બોલજો.

સુ૦-(અશ્વપાળ)—તબ સુન (કાને હાથ રાખીને) મેં માશુક ઓર તેં આશક તેરા મેરા જી એક—

પિંગળા—(વચમાં) એ તો અશ્વપાળજી, ભૂલી ગયા, એમ શું કહો છો? એમ કહો કે મેં આશક ઓર તુમ માશુક!

સુ૦-(અશ્વપાળ)—તબ તું મેરેપર આશક નહિં કયું? મેંજ આશક હુવા કે તેરી પાસ આતા હું; તબ તું મુઝે આશક કહેતી હે

મધુર૦—(વચમાં) બરાબર બાઈ સાહેબ, અશ્વપાળજી માશુક ને તમે આશક! બાઈ, દુહો તો પૂરો કરવા દો, પછી અર્થ બધો નિકળશે!

સુ૦-(અશ્વપાળ)—અર્થ ગર્થ સબ નિકલેગા; (ગુસ્સે થઈને) પિંગલા યહ તેરી મધુબદીકું અપની ઈશક બાજીકે વખ્ત કયું પાસ રખતી હે! રજા દે દે.

પિંગળા—એની કાંઈ હરકત નહિ. એ કયાં આજ નવી છે? હજુ થોડી વાર છે, તમારો દુહો પૂરો કરો, પછી રજા દઉં.

સુ૦—(અશ્વપાળ) તું દો વચન સમજી? તો ફેર આગે બોલું. જીસકું દિલ દીયા, ઉસકું અર્થ ગર્થ જો કુછ અપને જાનતે હેં સો સબ બતાના ચાઇએ.

પિંગળા—(મનમાં હસીને) મોટી મહેરબાની! સુખલેરજી બતાઓ.

સુ૦—(અશ્વપાળ)–સુન (કાને હાથ રાખીને)

તેં આશક ઓર મેં માશુક તેરા મેરા જી એક,
બાઇ તેરા દેદાર બિનાં, મુઝે ઘડી ન પરે ચેન;
પિંગળા બાઇ, મુઝે ઘડી ન પરે ચેન.

મધુર૦—આહાહા! બાઈ સાહેબ! કેવા હાવ ભાવ કરે છે! કાનપર હાથ રાખીને દુહો કેવો લલકારે છે! તમારા આશક તો ઘણા હુંશિયાર; બાઇ, કવાલ કેવી છે! અને દુહાના પ્રાસ પણ કેવા મળે છે! ને માથે દોઢ પણ કેવી વાળી!!

સુ૦-(અશ્વપાળ)—(પ્રાસ શબ્દ સાંભળીને ગુસ્સે થઇ) કયું પિંગળા યહ તેરી દાસી ફરાસ ફરાસ કયા કહતી હે? કયા કુછ હમ ફરાસકા કામ કરતે હે! ઝાડુ નિકાલતે હે?

.પિંગળા—નહિ નહિ, એતો ગરાસ કહે છે; કાંઈ યુક્તિ કરીને તમને ગરાસ અપાવશું, સમજ્યાના?

મધુર૦—બાઇ સાહેબ, જુઓ અક્કલના કેવા બારદાન છે!

સુ૦-(અશ્વપાળ)—(હવે સારૂં કહે છે એમ સમજી) કયું બારદાન નહિ હોવે કેસા કેસા ઘોડા ફિરાતા હું! (મધુરવદંતીને) મધુબદ્દી તું બીચમેં મત બોલ; બારા ફટકા દીયા સીવા છોડુંગા નહિ, દેખલે તેરી પિંગળાકી પીઠ; પરસુકે દિન બીડીકી તલપ અચ્છી નહિથી સો કેસા ખેલ મચાયાથા!

પિંગળા—અશ્વપાળજી, આજ પાનબીડી, ભોજન બધું તૈયાર છે, મંગાવું?

સુ૦—(અશ્વપાળ)—હાં મંગવાઓ.

-પિંગળા—(દાસી પ્રત્યે) દાસી. બધું અહીં લાવી હાજર કર.

મધુર૦—બહુ સારું બાઇ સાહેબ. ( બધું લાવી હાજર કરે છે. )

પિંગળા—હવે તું અંદર જા. (એ સાંભળી એક ઓરડામાં જાય છે.)

સુ૦–(અશ્વપાળ)—દોસ, આજ એક ઓર મરજી હે!

પિંગળા—શું છે બોલો?

સુ૦–( અશ્વપાળ )—આજ તો તું મુઝે ખીલા, ઓર મેં તુઝે ખીલાઉં! બસબસ, દુનીયામેં કયા લેજાના હે! ખાના પીનાં ઓર મોજ કરનાં.

પિંગળા—સુખલેરજી, એમ તો કદી ન થાય; કેમકે હું રજપૂતની પુત્રી ને તમે જાતના યવન! વિચારી જુઓ! એમ કેમ થાય! ત્યારે તો હું વટલું!

સુ૦—( અશ્વપાળ )—ઇશકબાજીકે વખ્ત બીટલ નહિ જાતી; ઓર ખાનેમેં બીટલ જાતી હે કયું? પ્યારી! દિલ દીયા ફીર જાત ભાત કેસી? ( વળી જે દૃષ્ટાંત મુખમાં આવી ચડયું તે કહે છે ) દેખ પ્રીત હેડી કીજીએ જેડો ટંકણખાર! એસા દિલ મેને તુઝે દીયા તો ફીર ખાનેમેં કયા હરકત હે? ( રીસાઇ ) તો બસ હો ચૂકા. મેં જાતા હું.

પિંગળા—ગુસ્સો ન કરવો યાર! તમારી સાથે જમવાનો લાગ ફરી કયારે મળવાનો હતો? સારું ત્યારે લો. ( એમ કહી એક મોટો કોળીઓ તેના મોંમાં ઘાલે છે. )

સુ૦—( અશ્વપાળ )—બસબસ રખ. જી નીકલ જાયગા.

પિંગળા—જીવ તો તમારો ને મારો સાથે નિકળશે; તે પહેલાં નહિ સારું ત્યારે આ પાનની બીડી લો.

સુ૦—(અશ્વપાળ) અચ્છા, લા. ( લે છે ને ખાતાં ખાતાં વાત કરે, છે. ) પ્યારી, મુઝે એક બડા ભારી દુઃખ હે!

પિંગળા—તમારે શું દુઃખ છે? જે હોય તે બેલાશક કહો. એક માલવપતિના તખ્તવિના જે જોઇએ તે હાજર કરું!

સુ૦—( અશ્વપાળ )—( ગળગળો થઈને ) પ્યારી વો બડા ભારી દુઃખ હે. ઉનસે લીયે મેં તેરી પાસ બરાબર આ સકતા નહિ ઓર સારા દિન અશ્વશાળામેં ગુજરતા હે; કભી આતા હું તોભી સાવ-

ધાન રહતા હું કર્યું કે મહારાજ ભર્તૃહરિકે છોટે ભાઇ જો વિક્રમાદિત હે સો અશ્વશાળા કે ઉપરી હે; વો સબ બાતકી તજવીજ રખતે હે; ઓર બડે પ્રપંચી ઓર બડે હુશિયાર હે. હમારે જેસે ફુક્કડ લોગુંકા તો વો કાલ હે! ઉસકી હમેરે પર એસી સખ્તી હે કે નોકરીસે ઘડી એકકી પુરસદ નહીં મિલતી, ઓર વો સારા દિન એસી ગુપ્ત બાતુંકી શોધમેં રહતે હે કભી આદમી ભેજતે હે, ઓર કભી આપ નિકલતે હે. ઉસકે હાથસેં કોઇ દિન મેં મારા જાઊંગા. તેરેસેં કુછ ઇલાજ હોવે તો કર, પ્યારી! યહ બડી મુસીબત હે!!

પિંગળા—અરે યાર! તમારે મુસીબત એ મારે જ છે! તમારા જીવને કાંઇ જોખમ પહોંચે તો મારું જીવવું વૃથા છે; વિક્રમાદિત્યને દૂર કરવો એ મોટી વાત નથી! રાજા આવશે ત્યારે વાત કરીશ અને વિક્રમને દેહાંત દંડની શિક્ષા ને તે નહીં તો નિદાન દેશપાર તો કરાવીશ, પછી કાંઇ છે? અહીં આવતાં તમારે જરા પણ ડર ન રાખવો.

સુ૦–(આશ્વપાળ)—વાહ! પ્યારી! એસા હોવે તો તીન તીન વખ્ત આઊંગા. (નેપથ્યમાં.)

(આસ્તે નિગાહ રોશન નજર રખો મહારાજ ઈત્યાદિ શબ્દ સંભળાય છે.)

પિંગળા—(એ સાંભળી ચકિત થઇને) આ શું સંભળાય છે! આજ વહેલા કેમ!!

નધુર૦—(દોડતી આવીને) બાઇસાહેબ, મહારાજ પધારે છે.

પિંગળા—(અશ્વપાલ પ્રતિ) હા, અને પછી એ વાત જરુર—

સુ૦–(અશ્વપાળ)—(વચમાં) અબ યે બાત છોડ દે, (ધ્રુજતો) અબ મેં કયા કરું? (સ્વગત) રંડીને મોડા બુલાયા, ઓર અબ મેરા કાલ આયા; (ઉતાવળે) મુઝે છુપા દે જીધર તીધર.

પિંગળા—(ધીરજથી) અશ્વપાળજી, ગભરાઓ નહિ, મારી પાસે બેઠા હો તોપણ શું થયું?

સુ૦-(અશ્વપાળ)—(વ્યાકુળ થઈને) તું કુછ દીવાની બન ગઇ હૈ? ચતુરાઈ એક બાજુ રખ, ઓર મુઝે બચાના હોવે તો કુછ રસ્તા બતા દે, કહે તો તેરા બેટા—

પિંગળા—ચુપ, ચુપ, એ શું બોલો છો!! (દાસી પ્રતિ) મધુરવ-દંતી! આને અંધારા દીવાનખાનામાં લઈ જઇ છૂપાવી દે.

સુ૦-(અશ્વપાળ)—(દાસીને) ચલ, માવડી તાકીદસે ચલ.

મધુર૦—એ વખતે મિજાજ તો બહુ કરતા હતા ને હવે આવ ઢીલા કેમ થઈ ગયા! અમારાથી પણ!!

સુ૦-(અશ્વપાળ)—તું જલદી ચલ; પીછે ઉધર બાતું કરેગે. (તે બંને જાય છે તેવા જ રાજા, પિંગળાએ બારણું ઉઘાડયું કે, પ્રવેશ કરે છે.)

પિંગળા—(પાયજામો રાજાનો ગાદી નીચે રાખે છે.)

ભર્તૃહરિ—કેમ પ્રિયા! આમ વ્યાકુળ કેમ છે? આજ આવ્યો છું તો વહેલો.

પિંગળા—પ્રાણનાથ, વહેલા આવ્યા, પણ પરમ દિન કરતાં આજ વધારે વાર લાગી છે!

ભર્તૃહરિ—હા, તે ખરું, પણ હવે રાજ કાજ કાંઈ કરતો નથી; બધું કામ સચિવને સોંપી દીધું છે. માત્ર કચેરીમાં દીદાર દેવા જાઉં છું. એટલી વાર થાય તેમાં પણ તું વ્યાકુળ થઇ જાય છે, એ શું? તેં દ્વાર ઉઘાડયું ત્યારે ડાબી તરફ એક ધોળું કપડુ જોવામાં આવ્યું એ શું હતું?

પિંગળા—પ્રાણનાથ, એ આપને કહું છું. પણ આજ આ પિંગળા તમારી નહોતી!!

ભર્તૃહરિ—પ્રિયા, એવું શું કારણ બન્યું હતું?

પિંગળા—પ્રાણપતિ, આપ વિના એક ક્ષણ પણ મને કલ્પ સમ વીતે છે, એ આપને માલમ છે. તો આપ કચેરીમાં જ્યારે ગયા કે તુરત મારો જીવ જળ વિના મીનની માફક તરફડવા લાગ્યો. હર હમેશ આવું વિયોગ દુઃખ સહન કરવું તે કરતાં મરવું ઉત્તમ છે, એમ ધારી દ્વાર બંધ કરી મારો પ્રાણ ત્યાગ કરવા

તત્પર થઈ હતી, પણ શોધતાં કોઇ શસ્ત્ર મળ્યું નહીં. વળી એમ વિચાર આવ્યો કે આત્મહત્યા કરવાથી શાસ્ત્ર રીતિએ પાપ લાગે છે તથા ધર્મનો લોપ થાય છે. માટે હવે શું કરવું, એવો વિચાર કરતી હતી એટલામાં (કાઢીને) આ આપનો પાયજામો (કમાડ પાસે સામી ખીટીએ ટાંગેલો હતો તે બતાવીને) જે ધોળું વસ્ત્ર દાસીએ ત્યાં વાળતાં એણી તરફ ઉડવાથી આપની નજરે આવ્યું તે મારી નજરે પડયો એટલે ધાર્યું કે એ આપનુ વસ્ત્ર આપનું સ્વરુપ છે,—

ભર્તૃહરિ—(વચમાં) જેનું હૃદય શુદ્ધ છે તેને એમ જ છે, ને પછી?

પિંગળા—ત્યાર પછી એ તરફ એકાગ્ર વૃત્તિ રાખી જેમ આપ શંકરનું ધ્યાન ધરો છો ને માળા ફેરવો છો તેમ એ તરફ દૃષ્ટિ રાખી, આપના નામનું સ્મરણ કરવા લાગી. માટે એ વસ્ત્રાધારથી આજ બચી, નહીંતર ઉપરના વિચારમાં આજ હું જીવવાવાળી નહોતી.

ભર્તૃહરિ—(સ્વગત) અહાહા! આવો નિર્મળ પ્રેમ જેનો મારા પર છે તેને જે અમરફળ દેવા મેં વિચાર કર્યો છે તે યોગ્ય છે. (પ્રકાશ) પ્રિયા, જા પ્રતિજ્ઞા છે કે જેમાંથી તને દુઃખ થાય તે કામ મારે કદી કરવું નહીં. હવે બધો વખત તારી પાસે રહીશ; માત્ર કયારેક બે ત્રણ કલાક બહાર જઇશ.

પિંગળા—હા પ્રાણનાથ, પુરુષની છાયા પુરુષથી ભિન્ન રહે નહીં, તેમ હું આપની અર્ધાંગના આપની છાયા છું, તો જૂદી કેમ રહી શકું? પણ આપે મનમાં કાંઇ વિચાર કર્યો તેમાં ફળ જેવું કાંઇ બોલ્યા એ શું છે?

ભર્તૃહરિ—પ્રિયા, એક અમૂલ્ય વસ્તુ તારે સારું લાવ્યો છું.

પિંગળા—પ્રાણનાથ, એવી શી વસ્તુ છે?

ભર્તૃહરિ—જો, પ્યારી,

(રાગ ઝીંઝોટી જંગલો)

ફળ એક વિપ્રથી મળ્યું, પ્રિયા મોરીરે.
પ્રાશન એનું કર પ્રીતેથી, દુઃખ તવ મૃત્યુનું ટળ્યું.—પ્રિયા૦
નર યા નારી એ ફળ ખાતાં, અમરતા પામે એ ખરું—પ્રિયા૦



भर्तृहरि पिंगलाने अमरफळ आपे छे.

A २५२३ लक्ष्मी आर्ट, भायखळा, मुंबई, न. ८

પ્રિયા, (ફળ બતાવીને) આ અમરફળ મને એક બ્રાહ્મણે આપ્યું છે. તેમાં એવો ચમત્કાર છે કે, જે કોઇ નર અથવા નારી એ ખાય, તે અમર થઈ જાય. એને પછી મૃત્યુ નહીં; તેટલા માટે પ્રિયા તું આ ફળ પ્રાશન કર, જેથી તું અમર થઇશ.

પિંગળા—પ્રાણનાથ, ત્યારે મારી વિનતિ સાંભળોઃ—

(રાગ નટકેદાર)

પીયુ ફળજ સુંદરરે, પ્રાશન આપ કરો પ્રિય મારા,–પીયુ.
આપ અમર થઇ તખ્તે બિરાજો, પ્રજાહિત પીયુ કરશો;
હું છું નાર અમર શું થાઉં, અરજ મારી ઉર ધરશો.–પીયુ.

પ્રાણનાથ, એ ફળ આપને જમવાને યોગ્ય છે; હું સ્ત્રી જાત અમર થાઊં, તેથી શું ફાયદો થવાનો હતો અને આપ એ ફળ જમી અમર થશો તો પ્રજાનું ન્યાય નીતિથી રક્ષણ કરશો; અને આપને તરુણાવસ્થા કાયમ રહેશે! સ્ત્રીઓ તો મારા જેવી સહસ્ર આપને પ્રાપ્ત થશે માટે એ ફળ આપ જ જમો.

ભર્તૃહરિ— (રાગ આશાગોડી)

લગની તુજથી લાગી પ્રિયા મારી, લગની તુજથી લાગી.
તુંને ચક્ષુથી દેખું ત્યાં સૂધી, હું રે જીવું બડભાગી–પ્રિયા૦
તારો વિયોગ થયે તુર્ત પામું, ખેદ હું થઇ રે અભાગી–પ્રિયા૦
તે માટે તુજને અમર હું ચાહું, રહે સદા મુખ આગી–પ્રિયા૦

પ્રિયા હું અમર થાઊં એ વાત ખરી, પણ તારા મૃત્યુ પછી મારો અનંતકાળ શોચમાં ગુજરે, કેમકે અન્ય પદાર્થ કે અન્ય કોઇ વસ્તુમાં મારો ખરો સ્નેહ નથી એ તું જાણે છે. માટે જ્યાં સૂધી તારો દેહ આ પૃથ્વી ઉપર હયાત છે ત્યાં સૂધી મારું શરીર છે. સારસ પક્ષીની જોડ ખંડિત થઇ તો બીજું કેમ જીવે? એમ મારે છે; તો હવે વિચાર કર કે એ ફળ હું કેમ ખાઉં?

પિંગળા—પ્રાણપતિ, એટલો દુરાગ્રહ શા માટે કરો છો! એમ હોય તો ભલે એ ફળ હું ખાઇશ. પણ આપના વિયોગે મારે પણ ઝુરી ઝુરી દિવસ કાઢવાના!

ભર્તૃહરિ—ચિંતા નહીં. (હર્ષથી) બહુ સારું ત્યારે હમણાં જ ખા.

**પિંગળા**—પ્રાતઃકાળમાં સ્નાન કરી પવિત્ર થઇ આપના નામની માળા જપી પછી એ ફળ હું જમીશ. આપ નિશ્ચંત રહો.

**ભર્તૃહરિ**—બહુ સારું તો ત્યારે જરુર ખાજે; હવે હું ધર્માસનપર જાઉં છું, બોલ બીજું કાંઇ કહેવું છે?

**પિંગળા**—હા એક વિનતિ છે.

**ભર્તૃહરિ**—શું છે બોલ?

**પિંગળા**—પ્રાણનાથ, શોકનું કારણ એક મોટું ઉત્પન્ન થયું છે, જીભ ઉચ્ચારી શકતી નથી, કેમકે પરિણામપર જ્યાં દૃષ્ટિ કરું છું તો ઘણું જ વિપરીત તેમાંથી થવાનું છે અને આપને એથી બહુ ખેદ થવાનો! માટે એ ન કહેવું એ જ ઉત્તમ છે.

**ભર્તૃહરિ**—અરે પ્રાણવલ્લભા! એવી કયી બાબત છે કે જે કહેતાં તું મારી પાસે સંકોચ પામે છે; મેં મારું તન મન ધન બધું તને અર્પણ કર્યું છે, તો એક વાત કહેતાં શા માટે આંચકો ખાય છે? તું મારી પાસે નિઃશંક બોલ; તને જ્યારે શોકનું કારણ ઉત્પન્ન થયું તો તે નિવૃત્ત થાય ત્યાં સૂધી મારો બધો કાળ અથાગ દીલગીરીમાં જાય એ તું કયાં સમજતી નથી! માટે સત્વર બોલ!

**પિંગળા**—પ્રાણનાથ, કહેતાં શું કહેવાયું, પણ હવે ક્ષમા રાખો તો ઠીક, જગતમાં અનેક પ્રકાર બને છે; માણસ એક પ્રકારના હોતા નથી.

**ભર્તૃહરિ**—તે ખરું, પણ એ તો મારે અવશ્ય જાણવું જોઈએ; તારી એ વાત ન જાણું તો આ રાજમાં મેં બીજું જાણવું કયું બાકી રાખ્યું છે તે કહે?

**પિંગળા**—ભલે પ્રાણનાથ, અત્યાગ્રહ કરતા હો તો આપની પાસે કહેવામાં કશી હરકત નથી. બાકી બીજે સ્થળે કહેવાય તેવું નથી

**ભર્તૃહરિ**—અહો! એવું તે શું છે?!

**પિંગળા**—શું કહું પ્રાણનાથ (ડસકાં ભરતી) અરે શું વાત ઉચ્ચારુ! તમને દીલગીરીના દરીઆમાં કયાં ડુબાવું! (વળી ખૂબ રૂદન કરતી) આટલીવાર આપને આવતાંવેંત શોકાતુર ન

કરવા આવેશ સમાવી રહી; પણ હાય હાય! હવે કદી કાઢ્યા વગર છૂટકો નથી!

**ભર્તૃહરિ**—અરે પ્યારી! એવો શોકજનક બનાવ શો બન્યો છે? મને તું જલદી વાકેફ કર.

**પિંગળા**—(બહુજ ડસકાં ભરતી તથા નિઃશ્વાસ નાંખતી) કાલ શિવરાત્રિને દિવસ બાર બજ્યાને સુમારે જ્યારે આપ મહાંકાળેશ્વર જઇ શિવ પૂજનમાં આરૂઢ થયા હતા ત્યારે એ લાગ જોઇ આપના નાના ભાઈ વિક્રમાદિત્ય અહીં આવ્યા હતા, અને દાસીને એક તરફ બોલાવી હાથમાં પાંચ મહોર આપીને કહ્યું કે તારી બાઇને કહે કે વિક્રમાદિત્ય તમારાથી એકાંતમાં વાત કરવાનો ઇરાદો રાખે છે; દાસી આશ્ચર્ય પામી કે હમેશ મા દીકરાની માફક આવી વાતચિત કરો છો; તેમાં વળી એકાંત શું! ને વાત કરવાનો ઇરાદો રાખે છે એ શું! કેમકે દાસીના શુદ્ધ અંતઃકરણમાં એનો કપટી વિચાર એકદમ સમજવામાં આવ્યો નહિ, ને આવે પણ કેમ! ત્યારે દાસીએ કહ્યું કે હમેશ વાત કરો છો, તેમ આવી સુખેથી વાત કરો; તેમાં એકાંતની શી જરુર છે. ત્યારે વળી બીજી પંદર મહોર આપી કેટલુંક સમજાવી કાનમાં કહ્યું કે આ રીતે તારી બાઇને તું મેળવી આપ. એમ કહી પોતાનો દુષ્ટ વિચાર જાહેર કર્યો.

**સુ૦**—(અશ્વપાળ)—(પછવાડે અંધારા દીવાનખાનામાં બેઠાં આ સાંભળીને-સ્વગત) સાબાશ આશક, સાબાશ હે!

**ભર્તૃહરિ**-(વાત સાંભળી ચકિત થઇને—સ્વગત) અરે આ શું કહે છે! એનો કાંઇ ભાવાર્થ સમજાતો નથી!! (પ્રકાશ) બોલ ત્યારે પછી!

**પિંગળા**—અને પછી દાસીએ આવી મને પૂછ્યું કે બાઇ વિક્રમાદિત્ય ઠાકોરની આમ નીતિ ફરી જણાય છે; ત્યારે મેં દાસીને કહ્યું કે એ હોય નહિ. પછી દાસીએ ખાત્રીપૂર્વક મને કહ્યું કે એમાં શક નથી. જુઓ આ વીસ મહોર મને એ માટે આપી. ત્યારે મેં દાસી સાથે કહેવરાવ્યું કે જો તમે એવી ઇચ્છા રાખતા હો તો તમારે મારે હવે માતા પુત્રનો સંબંધ મટી તમે મારે પર

પુરુષ તુલ્ય છો; તો પરપુરુષનું મુખ હું કદી જોતી નથી, એ મારું વ્રત છે; ને રાત્રિના કોઇ પુરુષ નામે અન્યને હું મળતી નથી, એમ કહે. દાસીએ જઈ કહ્યું; કે મારી બાઈ કહે છે કે તમારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે; માટે તમે કોઈ સ્થળે જઇ વિચાર કરી પાછા અહીં આવો; વળી રાત્રિએ મળવા સાફ ના કહી છે; માટે હમણાં અહીંથી જાઓ. એવું સાંભળી એકદમ દ્વારપાસે અંદર ઘુસવા આવ્યા, ત્યારે મેં દીપકના દિવસ જેવા પ્રકાશમાં તેમનાં શરીર, ચિહ્‌ન તથા કામાંધ ચક્ષુ ને દૃષ્ટિ ફરેલી જોઇ એકદમ ઓરડાનાં દ્વાર બંધ કરી દીધાં ને તે ત્યારે કમાડને બે ત્રણ ધક્કા મારી પાછા ચાલ્યા ગયા!!

સુ૦–(અશ્વપાળ)–(અંદર બેઠાં–સ્વગત) વાહ! ફક્કડ! મોહોબત તો એસી જ કરનાં!!

ભર્તૃહરિ—(સચિંત) અરે પ્યારી! આ એક આશ્ચર્યની વાત છે! મારો લઘુ બંધુ વિક્રમાદિત્ય એવો છે નહિ!! તેં પોતે એને દીઠો?

પિંગળા—મહારાજ, મેં અસત્ય ભાષણ પ્રાણપતિની પાસે કોઇ દિવસ કર્યું છે?

ભર્તૃહરિ—તે ખરું છે; પણ આ વાતમાં મને સંદેહ રહે છે!

પિંગળા—આપને જેના અંતઃકરણની વધારે પ્રતીતિ હોય, તેને વિશે નિઃસંદેહ રહો! અને ત્યારે હું અસત્ય કહું છું, એમ કહો. (એમ કહી રૂએ છે.)

ભર્તૃહરિ—અરે પિંગળા, તું દિલગીર ન થા. હજુ મારું મન સંકલ્પ વિકલ્પમાં છે. શું ખરૂં છે! તથા એ કેમ બન્યું હશે, એ મને નિશ્ચય થતો નથી. (સ્વગત) ખરે! એમ છે કે कामांधो नैव पश्यति તેમ કદાચ હોય! પણ એ ધર્મશીલ મૂર્તિ વિક્રમાદિત્ય! ના, ના, એ તો અસંભવિત છે! સૂર્યમાં અંધકાર એ માનવા તુલ્ય આ છે. પરમેશ્વર જાણે! (પ્રકાશ) પ્યારી, તારું સ્વરુપ ઓછું નથી; પુરૂષને મોહ ઉત્પન્ન થાય તેમાં નવાઈ નથી! પણ આ બાબતની પકકી તજવીજ કરી ખાતરી કરીશ. તું નિશ્ચિંત રહે.

પિંગળા—બહુ સારું પ્રાણનાથ, પણ મારે એ પુત્રવત છે, માટે એને કાંઇ વધુ ઘટું કહેશો નહિ! (એ સાંભળી ભર્તૃહરિ જાઉં

છું એમ કહી, ગમગીન તથા રોષભર ત્વરાથી ચાલ્યા જાય છે ને તે ગયા પછી પિંગળા સ્વગત કહે છે) વાત તો ઠીક ઉતારી છે! ફિકર નહિ; બીજું નહીં થાય તો છેવટ એનાપર અકૃપા તો થઇ જશે; તોપણ પછી માથું ઉંચું નહીં કરે. મારા યારથી મારે શું વધારે! (રાજાએ આપેલું આ અમરફળ હજુ હાથમાં જ છે. તેપર વિચારે છે.) આ અમરફળ! તે મારે ખાવું કે મારા યારને દેવું! રાજા કહે છે કે તારા વિના હું ક્ષણ જીવી શકું નહીં. ત્યારે મારા મનને નિશ્ચય છે કે હું મારા યારવિના જીવી નહીં શકું. માટે દેવું તો એને જ, કેમકે—

(રાગ દેશ)

સાચો મારો છે, જે શોખી પુરો પ્યારો, તેને ફળ આ તે દેવું.-સા.
અમર થશે છેલ યાર જ મારો, આપશે સુખને વિલાસ.—સાચો.
એને મળ્યા વિણ દિન એક વીતે, ચિત્ત મારૂં થાય છે ઉદાસ—સા.

રાજાને જે સુખ મારાથી મળે છે, તે કાયમ રહેવા મને આ અમરફળ આપ્યું, તો મારા સુખનો ખરો આધાર એ સુખલેરજી અશ્વપાળ ઉપર છે. એના વિના એક દિવસ જાય છે, તો જીવતરપર કંટાળો આવે છે, તો એના મૃત્યુ પછી મારી મોજમજા બધી થઈ રહી! માટે આ ફળ તો અવશ્ય એને દેવું. તો પછી એનાથી પ્રાપ્ત થતા સુખની અવિચ્છિન્ન ધારા કદી બંધ ન પડે. વળી આ અમરફળના યોગથી એની યુવાવસ્થા પણ કાયમ રહેશે. જેથી રોજ એક સરખી લહેર! બસ મનડા! તેં ઠીક વિચાર્યું છે! આપણે ખાઇને કરવું છે શું! એનેજ દેવું!! (મધુરવદતીને બોલાવે છે).

મધુર૦—આજ્ઞા બાઇસાહેબ?

પિંગળા—કયાં ગયા આપણા પ્રાણાધાર! બોલાવી લાવ, એને બહુ મુંઝવ્યા! કેમ આજ કેવું કહ્યું? બાકી રાખી છે?

મધુર૦—ચરિત્રના સાગરમાં નવનિધિ ભરી છે! એમાં ખામી શાની હોય! (એમ કહી અંધારા દીવાનખાનામાંથી અશ્વપાળને બોલાવી લાવે છે ને કહે છે) બાઇ સાહેબ, આ તમારા યાર આવ્યા.

સુ૦–(અશ્વપાળ)—(પ્રવેશ કરીને મોહું ચઢાવીને) અંધેરેમેં ઘુસા દીયા! અંધીયા ચાકોટકી માફક ફીરતા થા, એસા વખ્ત આવે તબ સબ મોજ ચલી જાવે; ઓર બારા બરસકી જાને કેદ મીલી! (પિંગળાને આતુર થઇને) પ્યારી, તેરેસેં કભી ઐસા હોવે કે નહીં ?

પિંગળા—કેવું થાય! અશ્વપાળજી ?

સુ૦–(અશ્વપાળ)—રાજાકું કુછ ખાન પાનમેં ઝેર દેદે, ઓર વો મરજાવે, ફીર તેરા રાજ હોવે! ફીર મેં ઓર તું સારા દિન મોજ કરે!

પિંગળા—ઝેર તો હમણાં દઈ દઉં, એમાં તો કાંઈ મોટી વાત નથી; પણ એમાં એક વિચાર છે.

સુ૦–(અશ્વપાળ)—કરનાં તો નહીં ડરનાં, ઇસમેં બીચાર કેસા ?

પિંગળા—એમ છે કે એમને ઝેર દઉં તો પછી એનો ભાયાત ગાદીએ બેસે, તો હું ઉલટી પરાધીન થઈ જાઉં! તો આપણે હાલ મજા કરીએ છીએ, તેમાં પણ ખલેલ પહોંચે! માટે એ જીવતા છે તે તો ઠીક છે.

સુ૦–(અશ્વપાળ)—(સ્વગત) સચ બાત! કભી તો રંડીયામેંભી અકકલ અચ્છી હોતી હેં! (પછી ડોળ કરે છે) તબ મેં મેરા જાનકું જોખમમેં નહી ડાલુંગા. હમ એસી તકલીફ ઉઠાવે, તેરી તાબેદારી કરે ઓર એસા બખ્ત આવે, તબ અંધેરેમેં ધુડકી માફક છુપ રહેના; ઓર બત્તી બાંધનેકું મીલે નહિ!

પિંગળા—તમારી બત્તી ફાટી ગઈ છે એ મને ખબર છે; તેની ગોઠવણ મેં આગળથી રાખી છે; મારી નવલખી જરીયનની સાડી લઈ જાઓ, લપેટીને બાંધજો-

સુ૦–(અશ્વપાળ)—બાત તો અચ્છી કહેતી હે. કોઉ દેખે તબ મારા જાઊં! ઈતના તો સમજતા હું.

પિંગળા—ગમે તેવો તેનો ઉપયોગ કરજો. લ્યો તમને બક્ષિસ છે.

સુ૦–(અશ્વપાળ)—હુમારા શીશ બદલ બક્ષિસ હે! દુસરા કુછ લા, હુમારા જાન જાવે તબ તેરી બક્ષિસ કયા કામ આવે! હમ નહિ લેંગે, ઓર આયગેભી નહિ.



**पिंगळा राणी अश्वपालने अमरफळ आपे छे.**

A २४२३—लक्ष्मी आर्ट, भायखळा, मुंबई, नं. ८

પિંગળા—તમારો જાન કેમ જશે, યમદૂતથી પણ તમને બચાવીશ.

સુ૦-(અશ્વપાળ)—વો તો બચાયા તેં! ક્યા તેં મેરે બદલ જાયગી?

પિંગળા—નહીં નહીં અશ્વપાળજી, મારી પાસે એક એવી વસ્તુ છે, કે જે ખાધાથી મોત ન આવે!

સુ૦-( અશ્વપાળ )—એસી કોનસી બસ્તુ હે! જુઠ બાત ન માનું!

પિંગળા—( અમરફળ બતાવીને ) આ એક અમરફળ રાજાએ મને આપ્યું છે તે મેં તમને આપવું ધાર્યું છે, જે ખાઈ તમે અમર થાઓ.

સુ૦-( અશ્વપાળ ) ( તે જોઇને ) યહ વસ્તુ એસી નહિ, અમર ઓર હોતા હે, કસ્તુરી ઓર હોતી હે, તેને દેખા નહિ? રાની હોકર!!

પિંગળા—નહિ નહિ, અશ્વપાળજી, આ ફળનો એવો ચમત્કાર છે કે જે કોઈ નર અથવા નારી એ ફળ ખાય, તે સદા યુવાન રહે; એને કોઇ દિવસ મોત ન આવે!

સુ૦-( અશ્વપાળ )—( આશ્ચર્ય થઇને ) એસા ફલ બી હોતા હે ક્યું? અચ્છા લા, તબતો તેરી દોસ્તી સચ્ચી હે.

પિંગળા—( આપે છે ) લ્યો, આ ફળ. તમારા વિના મારે બીજું કોણ છે?

સુ૦-( અશ્વપાળ )—કીસ તરેહસેં યહ ખાના?

પિંગળા—હમણાં ખાઓ કે કાલ સવારે ખાઓ, તમારી નજરમાં આવે ત્યારે! ( જરા વિચારીને ) હમણાં જ ખાઈ જાઓ!

સુ૦-( અશ્વપાળ )—બડી ફજરમેં ઉઠકે ઉસકાહી હુંગા કરુંગા, ફેર ઐસીને ઐસી મોજ હરહમેશ. ક્યું!!

પિંગળા—એ વાસ્તે તો દીધું છે!

સુ૦-( અશ્વપાળ )—( એ ફળ લઈ ખુશી થઇ ) અચ્છા અબ મેં અશ્વશાળામેં જાતા હું; વિક્રમાદિત્ય ફીરનેકું આયે હોંગે; દેર બહોત ભઇ હે.

પિંગળા—વિક્રમાદિત્યનું ઓસડ આજ વાટ્યું છે! રાજાજીને—

સુ૦—( અશ્વપાળ )—( વચમાં પિંગળા રાણીની પીઠ થાબડીને ) બસબસ, દોસ્ત! સાબાશ હે તુઝકુ, તેરી લ્યાકત તો તેરી જ પાસ!

પિંગળા—તો હુંશિયાર ન હોઇએ તો, આમ બેધડક તમારાથી ઈશ્ક થાય ખરો કે!

સુ૦–(અશ્વપાળ)—બસબસ એક તેરે જેસી તુંજ! ઓર મેરે જેસા એક મેહીં હું.

પિંગળા—(હસીને) પછી એનાપર એક એવું તહોમત મૂક્યું છે કે એને ઉજેનીમાંથી ગયે છૂટકો છે!

સુ૦–(અશ્વપાળ)—ઉધર બૈઠકે સબ સુનાહે! અબ મેં જાતા હું.

પિંગળા—સારું બીજી વખતે વહેલા આવજો. (એ સાંભળી અશ્વપાળ જાય છે ને તે ગયા પછી દાસીને) દાસી, સ્નાન કરી વેણીગુંથણુ કરવું છે, ચાલ સ્નાનગૃહમાં.

મધુર૦—બહુ સારું બાઇસાહેબ, બધાં સ્નાન સાહિત્ય લઈ આવું છું.

(એમ કહી બંને ત્યાંથી ઉઠે છે.)

——:०:——

## પ્રવેશ ૬ ઠ્ઠો



### સ્થળ—વિચારભુવન

પાત્ર–ભર્તૃહરિ, વિક્રમાદિત્ય, ને પ્રતિહાર

ભર્તૃહરિ—(દાસીને ખાનગી બોલાવીને પૂછયું ને તેણે રાણીના ડરથી બધી વાત હા કહી, તે પછી સચિંત બેઠાં પ્રતિહાર પ્રતિ) પ્રતિહાર, વિક્રમાદિત્યને બોલાવ. કહેવું કે ખાનગી મહેલમાં કાંઇ વાત પૂછવા બોલાવે છે.

પ્રતિહાર—બહુ સારું પૃથ્વીપતિ. (એમ કહી જાય છે.)

ભર્તૃહરિ—(સ્વગત,) અહાહા! વિક્રમાદિત્ય મારો લઘુબંધુ નીતિવાન્ અને શાસ્ત્રસંપન્ન છે, એનાથી આવું દુષ્ટ પગલું ભરાયું હોય એ પુરું સંભવતું નથી; તોપણ:—

सन्मार्गे तावदास्ते प्रभवति स नरस्तावदेवेंद्रियाणां
लज्जां तावद्विधत्ते विनयमपि समालंबते तावदेव ।
भ्रूचापाकृष्टमुक्ताः श्रवणपथगता नीलपक्ष्माण एते
यावल्लीलावतीनां न हृदि धृतिमुचो दृष्टिबाणाः पतंति ॥

પુરૂષ સારાં માર્ગમાં ત્યાં સૂધી રહે છે, તેમ ઇંદ્રિયોને પણ ત્યાં સૂધી વશ રાખી શકે છે, શરમ પણ ત્યાં સૂધી રાખે છે, વિવેકનો આશ્રય પણ ત્યાં સૂધી રાખે છે, જ્યાં સૂધી ભૃગુટી-રૂપી ધનુષથી ખેંચીને મૂકેલા કાન સૂધી પહોંચેલા, કાળી પાંપણરૂપી પાંખવાળા, ધીરજતાને નાશ કરનાર સ્ત્રીઓની દૃષ્ટિરૂપી બાણ હૃદયમાં નથી વાગ્યાં. એમ છે માટે પિંગળાનું સ્વરૂપ કાંઇ ઓછું નથી; મહાન્ મુનીશ્વર જોઈ મોહ પામે, તો એમ દૃષ્ટિ કરતાં વિક્રમાદિત્યનું શું ગજું! આખા બ્રહ્માંડમાં રૂપવતી પિંગળામાં એક તરૂણવયી વિક્રમાદિત્ય લુબ્ધ થઈ જાય તો એ મોટું આશ્ચર્ય નથી! હવે તજવીજ કરીએ ત્યારે ખબર; એનું મુખ, એનું સંભાષણ, એનું કપટી હૃદય હશે તો તુરત પ્રગટ કરશે, તેમ પિંગળાનો મને પૂર્ણ વિશ્વાસ છે કે એ મારી આગળ કદી અસત્ય બોલે નહિ.

(એટલામાં વિક્રમાદિત્ય પ્રવેશ કરે છે તથા છેટેથી જ ભર્તૃહરિને જોઇ, જ્યેષ્ટભ્રાતા, વંદન કરું છું, એમ કહી વંદન કરે છે.

**ભર્તૃહરિ**—(તેને આ તો જોઇને સ્વગત) જો, એની ચાલ કેવી ધીમી થઈ ગઈ છે, પગ ઉપડતો નથી. (પ્રકાશ) કલ્યાણમસ્તુ. (વિક્રમાદિત્ય બેઠા પછી જરા ઉચ્ચ સ્વરે) વિક્રમ?

**વિક્રમાદિત્ય**—આજ્ઞા જ્યેષ્ટભ્રાતા!

**ભર્તૃહરિ**—આ વખત મેં તને આ એકાંત સ્થળમાં શા માટે બોલાવ્યો છે તેનું કારણ તારા સમજવામાં નહિ હોય?

**વિક્રમા૦**—ના, વડીલ બંધુ, એ કારણ મારા સમજવામાં નથી. આપની આ બાળકને શી આજ્ઞા છે?

**ભર્તૃહરિ**—(સ્વગત) એને ક્યાંથી ખબર હોય, પાધરો છૂપાવાનો ડોળ કરવા માંડયો. (પ્રકાશ) વિક્રમ, તેં નીતિમાર્ગથી એક મહા વિપરીત આચરણ કર્યું છે.

**વિક્રમા૦**—( પોતે નિર્દોષ છે તેથી આ સાંભળી મૂર્છા ખાઇ સાવધ થઇને )

**માલિની છંદ**

નથી નથી નથી સ્વપ્ને, દુષ્ટ સંકલ્પ કીધો,
નથી નથી નથી નીતિ, ઉપરે પાય દીધો;
અચરજ અતિ પામું, બંધુ આ શું કહોછો!
મુજ નીતિ રીતિ જાણો, વ્હેમ ક્યાંથી લહો છો.

**ભર્તૃહરિ**—( એ સાંભળીને ) અને વળી મારાં અંતઃપુરમાં! અયોગ્ય સ્થળે!!

**વિક્રમા૦**—( એ સાંભળી અધિક ખેદ પામીને ) હર! હર! શિવ શિવ! અંતઃપુરમાં મારૂ અનીતિ આચરણ! આ શું કહો છો!!

**ગાયન**

એ શું બોલો છો! વિવેકી ભ્રાતા ભરથરી!
એ શું વદો છો વડીલ, જીભથી કરી;
એ શું કહો છો માતુ પિંગળાનારે પ્રભુ,
મુજ વિશે આવી બુદ્ધિ આરાધો શંભુ.

સમુદ્રે મર્યાદા ભ્રાત, હજુ મૂકી નથી
અગ્નિની શિખા રે ભ્રાત, અધો ગઈ નથી;
સૂર્ય માંહે અંધકાર, હજુ થયો નથી,
સિંહણ સુત તૃણ ખાવાને હજુ ગયો નથી.

હંસની ગતિ રે કાગવત્ થઇ નથી,
સંત ચિત્તમાંથી દયા, હજુ ગઇ નથી.

પશ્ચિમ હજુ સૂર્ય ઉદય, થવું નથી થયું!
કાષ્ટ ટેક તોડી જળમાં, નથી ડુબી ગયું;
માતુનો વાત્સલ્ય પ્રેમ, નથી હજુ ઘટયો,
આપનો વિચાર આવો, કયાંથી રે થયો!!

**ભર્તૃહરિ**—( આ સાંભળતાં–સ્વગત ) આ હજુ માતુ માતુ કોને કહે છે, એ સમજાતું નથી! ખરે પાપી થયા પછી દંભ ને પ્રપંચ વધે છે, એ ખરી વાત છે! પણ જોઉં છું.

**વિક્રમા૦**—હે પરમ પવિત્ર ગુણનિધાન જ્યેષ્ઠ ભ્રાતા, હું બાલ્યાવસ્થાથી જ્ઞાન શકિતયુક્ત થયો, ત્યારથી જ તે આજ તરુણાવસ્થા પર્યંત આપની સેવા અનન્ય ભાવથી કરતો આવ્યો છું. શ્રુતિ-સ્મૃતિ અનુસાર નીતિમાર્ગ લઘુનો જ્યેષ્ટ ભ્રાતા પ્રતિ જે ધર્મ છે તેથી વિરૂદ્ધ સ્વપ્ને પણ કદી ચાલ્યો નથી; અને આજ આપ આ વાત કહો છો; તે જેમ ૧પિપ્પિલીકાપર પર્વત, તથા કદલીપર વીજ આવી પડે, એ રીતે આપનાં વચન મારાપર ઈંદ્રના વજ્રની માફક કાર્ય કરે છે. હે રાજનીતિ નિપુણ ન્યાયી જ્યેષ્ઠ ભ્રાતા! વિચાર કરીને આ નિર્દોષ લઘુ બંધુપર વચનપ્રહાર કરશો.

**ભર્તૃહરિ**—(સ્વગત) જેના હૃદયમાં બ્હીક છે, તેનું ભાષણ ઘણું નિકળે છે. સાચો હોય તેને હિંમત હોય છે; તે બે શબ્દ કહે તો બસ છે! (પ્રકાશ) તારી બોલવાની ઢબ જ કહી આપે છે કે તેં એ દુષ્ટ કર્મનું પગલું ભર્યું છે! તું કાલે રાણીવાસમાં ગયો હતો કે નહિ?

**વિક્રમા૦**—કાલે હું ગયો જ નથી! કારણ કે આપનું મળવું સવારે રાજમહાલયમાં થયું હતું, જેથી ત્યાં આવી મોઢે થવા કાંઈ પ્રયોજન નહોતું; અને રાત્રિએ તો હું પણ શિવરાત્રિ હતી તેથી ઘેર શિવપૂજનમાં રાકાયો હતો.

**ભર્તૃહરિ**—(સ્વગત) કેવી યુકિતથી વાત કરે છે! ગયાની જ વાત પ્રથમથી ઉડાવી દે છે. (પ્રકાશ) ત્યારે તું શિવરાત્રિ જેવે દિવસે મહાકાળેશ્વર શિવાભિષેકમાં કેમ ન આવ્યો.

**વિક્રમા૦**—હું સદા એકાંતમાં શિવપૂજન કરું છું એ કયાં આપથી અજાણ્યું છે?

**ભર્તૃહરિ**—(એથી વિશેષ વહેમ ભરાયાથી) તારી એકાંત ને મંત્ર પ્રયોગ બધા હું જાણું છું! ત્યારે તું અંતઃપુરમાં જવામાં કાંઇ અડચણ સમજે છે ખરો!

**વિક્રમા૦**—મા પાસે પુત્રને જવામાં અડચણ હોય તો મારે પણ અડચણ સમજવી!

---

૧ કીડી.

**ભર્તૃહરિ**—( સ્વગત ) આવા પ્રપંચી ઉત્તર ! એ શી રીતે પકડાય ? ( પ્રકાશ ) અરે વિક્રમાદિત્ય, એ બધી ચતુરાઇ જવા દે, ને જે સત્ય છે તે જાહેર કરી દે; તેં અવશ્ય ભૂલ ખાધી છે.

**વિક્રમા૦**—પરમપૂજ્ય વિવેકી શિરોમણિ ભ્રાતા, જ્યાં સૂધી મારા નામમાં આદિત્ય એવો શબ્દ છે, ત્યાં સૂધી મોહ માયારૂપી અંધકાર કોઈ પણ મારામાં પ્રવેશ કરી શકવાનો નથી; એ મને નિઃસંદેહ છે.

**ભર્તૃહરિ**—તારા નામમાં આદિત્ય શબ્દ છે, તે જ્યોતિષવેત્તાએ જન્મઘટી પત્રિકાપરથી મોટી ભૂલ કરી છે ! હું તો તારા સર્વાંગમાં અંધકાર સમજું છું. તારૂં જ્ઞાન સઘળું નાશ પામ્યું છે; તું કામથી અંધ થઈ ગયો છે—

**વિક્રમા૦**—સાહસ ! સાહસ ન કરો ભર્તૃહરિ ! !—

**ભર્તૃહરિ**—(તેનું ન સાંભળતાં) અરે ! જ્યારે માતુશ્રીએ પ્રાણત્યાગ કર્યો, તે વખત અવસાનમાં મને બોલાવીને કહ્યું કે મારા પ્યારા પુત્ર ભર્તૃહરિ, આ તારો નાનો ભાઈ, હું તને સોંપું છું. તારા પિતા ગુજરી ગયા છે, માટે તું એની પૂર્ણ સંભાળ રાખજે. તેથી માતા આજ્ઞાનુસાર નિશ્ચય મનથી, યદ્યપિ રાજ્યપ્રકરણી બંધુ સ્નેહ જૂદા પ્રકારનો હોય છે, તો પણ તે વાતપર દૃષ્ટ ન કરતાં તારાપર પૂર્ણ વિશ્વાસ રાખી રાજનું નાનું મોટું સર્વ કામ તને સોંપી દીધું. રાણીવાસ, અંતગૃહ આદિ કયાંઈ પણ તને જવામાં અટકાવ નહિ એવો ખાસ હુકમ આપી દીધો; તોપણ હે નીચ ! લંપટ દુરાચરણી, આ સર્વ કૃપાનો ભ્રષ્ટ ઉપયોગ કરીને મારી પ્રાણ પ્યારી જે પિંગળા તેના જ પર કુદૃષ્ટિ તેં કરી, અને એકાંતમાં મળવાને ઇરાદે તું ગયો હતો; પિંગળાની દાસીનું કહેવું પણ આ વાતને પુરવાર કરે છે.

**વિક્રમા૦**—( એ સાંભળીને ) શિવ! શિવ! હર! હર! એ શું કહોછો! આ શો ગજબ ! માતુ પિંગળાપર મારી કુદષ્ટિ ! ! !

**ભર્તૃહરિ**—( તેનું કાંઈ પણ ન સાંભળતાં ચલાવ્યે જાય છે, ) ને જેથી એ પવિત્ર પત્નીએ ઘણાજ પ્રયાસથી પોતાના પતિવ્રતનું, દ્વાર બંધ કરી રક્ષણ કીધું. અરે! તને ધિક્કાર છે! તારું જીવવું

વૃથા છે! આ વખત કોઇ બીજું હોત તો હું તેને દેહાંત દંડ દેત! પણ માતુશ્રીનાં વચન યાદ આવે છે, તેથી તને વિશેષ શિક્ષા નથી કરતો; પણ જા તને દેશનિકાલ કરું છું.

વિક્રમાદિત્ય— 　　લાવણી

ભરથરી ભ્રાતા વિચારીને, તમે કરો હું ઉપર કોપ;
વણ અપરાધે (૨) તમે વદો વચન આરોપ.—ભરથરી.
છો શિરછત્ર (૨) નવ લોપું નીતિ ધર્મ;
બંધુ પત્ની મમ માત છે, કયમ કરું અવિહીતજ કર્મ.—ભરથરી.
કટુ વચન બાણુ (૨) શિરપર મૂકો માં આપ;
આગળ વાત વિચારતાં, ભાઇ પામશો પશ્ચાતાપ—ભરથરી.
પાંડવમાં ધર્મ (૨) લક્ષ્મણને જેમ રઘુવીર;
કનક ભક્ત તેમ માહરી, નવ જાણો બંધુ કથીર.—ભરથરી.
ગણું આપ સેવ (૨) મુક્તિ દાતા દિલમાંય;
બ્રહ્મરસ ભોગી ભ્રષ્ટ થઈ, કેમ તુચ્છ વિષયને ધાય.—ભરથરી.

હે શ્રેષ્ઠ ભ્રાતા! લક્ષ્મણ તથા ભરતની ભક્તિ જેવી રામચંદ્ર પ્રત્યે હતી; તથા જેવી ભીમાર્જુનની ધર્મ પ્રત્યે હતી; પાંડવજનની કૃષ્ણ પ્રતિ હતી, તેવીજ શુદ્ધ ભક્તિ આપના પ્રતિ મારી છે; અને આપ આવી રીતે વિચાર શૂન્ય થઇને મારાપર સાહસ કરો છો એ યોગ્ય નથી. કેમકે હું આ વૃત્તાંત બિલકુલ જાણતો નથી! રાણીવાસમાં કાલે તો શું પણ ત્રણ રોજ થયાં હું ગયો નથી. પિંગળાની દાસીને મેં દીઠી નથી. આ વાત બધી પ્રપંચરૂપ છે; અને આપ મારે પિતાતુલ્ય પવિત્ર ન્યાયી આત્મા, આવો જુઠો આરોપ મારે શિર છોડો છો, તો તેમાંથી દૈવની કોઇ અન્ય ઈચ્છા નજર આવે છે; કોઇ મોટી આફત આ માલવ દેશપર આવવાની હોય એમ જણાય છે! નહિ તો આ આખું રાજ પાયમાલ થવાનું છે! એ વિના આવો કુતર્ક આપના પવિત્ર અંતઃકરણમાં કદી વાસ કરે નહિ.

ભર્તૃહરિ—અરે વિક્રમાદિત્ય તું અસુરવત્ ભાષણ ન કર. તારું સત્ય લેશ માત્ર પણ મને નજર નથી આવતું; તું બધું પ્રપંચથી ઉઠાવીને બોલે છે.

વિક્રમા૦—અરે જ્યેષ્ઠભ્રાતા! હજુ વિચાર કરો, આપ ન્યાયનિપુણ શાસ્ત્રસંપન્ન આવો સાહસ વાક્યનો ઉપયોગ કરો છો, એનું પરિણામ સારું થવાનું નથી! વાતની ઉત્પત્તિનો વિચાર કરો! ભૂમિ કેવી છે! અને તેમાંથી કેવા ફળની આશા રાખો છો. વિષ અમૃતરૂપ દેખાતું હોય, તો પણ તે મોતનું કારણ થાય છે!

**अनिष्टादिष्टलाभेऽपि, न गतिर्जायते शुभा।**
**यत्रास्ते विषसंसर्गोऽमृतं तदपि मृत्यवे॥**

ખુરામાંથી સારું ફળ મળે તોપણ તે પરિણામે સારું નથી રહેતું. જેમાં વિષ મળેલું છે એવું અમૃત પણ મોતનું કારણ થાય છે. (એટલે ઉપરથી અમૃતરૂપ જણાય છે) પણ વાસ્તવિક તે વિષ જ છે.

ભર્તૃહરિ—અરે વિક્રમાદિત્ય! તું હવે વધારે ના બોલ; કેમકે તારા અસત્ય ભાષણથી મારા કર્ણ અપવિત્ર થાય છે; અને તારું કળી સ્વરૂપ જ્યાંસૂધી મારા રાજમાં છે ત્યાં સૂધી મારી પ્રજાને કલેશ રહે છે; તું સત્વર આ માલવ દેશ છોડીને ચાલ્યો જા; નહીં તો તારી ઘાત થઇ જશે! હજુ સૂધી મારા અંતઃકરણે દયાનો ત્યાગ કર્યો નથી!

વિક્રમાદિત્ય—(એ શ્રવણ કરી જરા ક્રોધાતુર થઈ રહે છે.)

રાગ ઉપરનો લાવણીનો

હું તજું ગ્રામ (૨) નવ નિશ્ચે રહુ આ ઠામ,
લાજે જનની માહરી, જો ઘડી કરૂં વિશ્રામ.—વણ.

હે ભર્તૃહરિ! જેના અંતઃકરણમાં એક પણ દુષ્ટ સંકલ્પે આજ સૂધી પ્રવેશ કર્યો નથી; અને જેણે જ્યેષ્ઠ ભ્રાતા પિતા, અને તેની સ્ત્રી માતાસમાન જાણીને એક નિષ્ઠાથી પુત્રવત્ આચરણ કર્યું છે અને જે પોતાને આદિત્યવત્ શુદ્ધ સમજે છે, તથા અદ્યાપિ બ્રહ્મચર્યનું સંરક્ષણ કરેછે; એવા એક કૃપાપાત્ર નાના ભાઈને, હે પિંગળાના પતિ! તું એક નીચ, પ્રપંચી, શાસ્ત્ર નિંદિત, કલેશ મૂળ, કપટ સ્વરૂપ, નર્કદ્વાર નયની સ્ત્રીના વચનપર વિશ્વાસ કરીને નિર્લજ્જ ઠરાવી જૂઠો આરોપ છોડે છે, ને

સ્વમુખથી દેશનિકાલનું કહે છે, તો હું સત્વર આ માલવદેશ છોડીને અરણ્યભૂમિ વિષે ચાલ્યો જાઉં છું અને તારી જીંદગાનીમાં આ ભૂમિનું પુનર્દર્શન નહિ કરૂં, એ યાદ રાખજે.

(ક્ષત્રી કલંક કેમ લેશે રે, એ રાગ)

સુણ શ્રીજીત ભરથરી ભૂપ, ઉજેની તારીમાં ન રહું રે.
રાખ ચતુરાઇ રહે હવે ચૂપ— ઉજેની.
હવે માળવાનું અન્ન નહીં ખાઉં,— ઉજેની.
વેગે અરણ્યમાં હું તો ચાલ્યો જાઉં— ઉજેની.
ધિક્ક ધિક્ક લપટાણો મતિ મંદ,— ઉજેની.
ફટ ફટ સમજ્યો ન નારી ફંદ— ઉજેની.
ફસ્યો પિંગળાના પાપી પંજામાંય,— ઉજેની.
વાગે ત્યારે સંભાળજે તેનો ઘાય— ઉજેની.
ચાલ્યો જાઉં સાચો ક્ષત્રી ધરી હામ,— ઉજેની.
તારી ઉજેનીમાં ટકવું હરામ— ઉજેની.

છપય છંદ

સુણ સ્ત્રિજીત ભૂપાળ, અરણ્યમાં વેગે જાઉં,
ધિક્ક વિક્રમ મુજ નામ, માળવાનું અન્ન ખાઉં;
સુણ યુવતી જિત ભ્રાત, બુદ્ધિ બગડી તુજ અંગે,
થયો કામવશ આપ, પિંગળા પાપી સંગે;
તેં બંધુ બેલ તોડી ભલે, ફરી ન સાંધો લાગશે,
પણ યાદ રાખજે ભર્તૃહરિ, પસ્તાવો પૂરો થશે!

હે ભર્તૃહરિ! કદાચિત્ દૈવયોગથી સત્ય અસત્ય જાણવાને પ્રસંગ તને આવશે, તો ત્યારે તને આખા ત્રિભુવનમાં કોઇને નથી થયો એવો મોટો પશ્ચાતાપ અને ખેદ ઉત્પન્ન થશે, એ પકકું યાદ રાખજે. (પૃથ્વીને નમન કરતાં) અયિ માલવભૂમિ! જય ધરતી મૈયા! હવે છેલ્લા પ્રણામ તને! છેલ્લા રામ રામ તને! જય ભરતભૂમિની રસપૂર્ણ પુત્રી! (ભર્તૃહરિ તરફ હાથ કરીને) આ કામાંધ ભ્રાતાનું નિર્દોષપર અસત્ય ભાષણ શ્રવણ કરી કોપ કરીશ મા, અને હે વીર માતા! આ કૃતઘ્ની બંધુનું કલ્યાણ કરજે! તેનાં હૃદયચક્ષુ ઉઘાડજે! તથા આ ત્રિયાપાશબદ્ધ ભર્તૃ-

હરિને પ્રપંચી પિંગળાના અંધતમ મોહમાંથી મુક્ત કરજે! અયિ અવન્તિકા ઉજ્જયિની! તારી પ્રજાને શાંતિ થાઓ! શાંતિ થાઓ!! (પછી પોતાના મનને) જય અબધૂત નિરંજન! ચલ, અબ અરણ્યમેં!!

(એટલું કહી નિકળી જાય છે.)

**ભર્તૃહરિ**—(એ સાંભળી સ્વગત) કામાંધ વિવેક હીનને પાછળથી અક્કલ બહુ સૂઝે છે; પરંતુ એ બધું તુચ્છ ને નિરાધાર સમજવું! મારી પ્રાણપ્યારીનું કહેવું કદી અસત્ય હોય નહીં. ચાલ હવે મહાકાળેશ્વર જવાનો સમય થઇ ગયો છે, માટે શિવાભિષેક વસ્ત્ર ધારણ કરી લઉં.

(એમ કહી ભર્તૃહરિ પણ ત્યાંથી ઉઠે છે.)



# અંક ૪ થો

## પાત્રો

ભર્તૃહરિ............................માલવદેશનો રાજા.
દીર્ઘદર્શી............................તેનો પ્રધાન.
શૂરસેન ............................તેનો સેનાપતિ.
વિદુષક ............................તેનો મશ્કરો મિત્ર.
પિંગળા ............................તેની માનીતી રાણી.
મધુરવદંતી............................પિંગળાની દાસી.
અશ્વપાળ ............................પિંગળાનો યાર.
કલાવતી ............................એક ગુણિકા.
ગુણસુંદરી ............................તેની દાસી.
ગુલાબચંદશાહ..............
માણેકચંદશાહ.............. } ઉજ્જયિનીના ગૃહસ્થો
પ્રેમાનંદશાહ..............
પ્રતિહાર.......................એક દ્વારપાળ.

---:o:---

## પ્રવેશ ૧ લો

### સ્થળ—અશ્વશાળા.

અશ્વપાળ—( ફળ હાથમાં લઈ સ્વગત વિચારે છે. )

વાહ! ફળ તો અમર હોજાવે એસા હે! મગર યહ ખાનાં ઉસમેં બિચાર હે! ક્યું કે જબ રાણી પિંગળાને અપની દોસ્તી કે ખાતર યહ ફળ દીયા, તબ અપના એસા કોન દોસ્ત હે કે ઉસકું યહ ફલ દેવે, ઉસકા બિચાર કરે. ( જરા વિચારીને ) મેરી દીલજાન દુર્બોધાકે બાસ્તે રખે તો અચ્છી બાત હે! ક્યું કે ઉને પિંગલાકી દોસ્તી કરવાઇ તો યહ મીલા. ઓર વિક્રમાદિત્યકા ઘાટ ઘડના ભી ઉન્નેઇ કાગજમેં લીખ કે ભેજા, મગર

વો અબ ઈધર રહેને વાલી નહિ હે; ઓર ઉસ્કા બદનભી અચ્છા નહીં હે તબ કીસ્કુ દેયગે !

હાં! રાણી પાસ તો તક મીલે તબ જાતે હે; મગર સારા દિનકી મોજ તો મેરી પ્યારી કલાવતી ગુણિકાસે હોતી હે. બરાબર હે ! અચ્છા યાદ આયા ! યહ ફલ તો કલાવતીકુ દેના. જીસકે લીયે ઉસકા જોબન, ઓર અપની મઝા સદા બની રહેગી! વો હે ગુણિકા, તોભી મેરેપર પ્યાર સચ્ચા રખતી હે, ઓર મુઝકુ અપના ખાવિંદ ગીનતી હે ! દુસરે પુરૂષ તો ઉસકુ ભાઈ બાપ હુય ! મગર ઇસ ફલકે દીયે મેરેપર ઉસકા જાસ્તી પ્યાર હોગા. ચલ અબ ઉસકી પાસ જાઉં.

( એમ કહી કલાવતી પાસે જાય છે. )

———:o:———

## પ્રવેશ ૨ જો

### સ્થળ—કલાવતીનું વિલાસભુવન.

પાત્ર—કલાવતી, ગુણસુંદરી, પછી અશ્વપાળ આવે છે.

**કલાવતી**—( દાસી પ્રત્યે ) કયું ગુણસુંદરી, અબીતો યહ ગાઉમેં આપની રોજી અચ્છી તરહસે ચલતી હે, કયું કે અચ્છે અચ્છે ગૃહસ્થ ઇધર આતે હે.

**ગુણસુંદરિ**—હાં બાઈ સાહેબ, આપકા સ્વરૂપ દેખકે સારે શહેરકે મનુષ્ય આપમેં આતુર હો રહે હે ?

**કલાવતી**—રાજાભી મેરેપર બહોત પ્યાર રખતે હે.

**ગુણ૦**—હાં આપકી અમૃતરુપી બાની, ઓર અપ્સરા જેસા બદન ખૂબસુરત, ઓર જેસા નામ તેસાઈ કલાવતી ગાયન, સબ બાતકી તરકીબ હે તો રાજાજી આશક હોવે ઉસમે કયા આશ્ચર્ય હે !

**કલાવતી**—( અશ્વપાળ યાદ આવ્યાથી ) ગુણસુંદરી, વો મૂરખ આજ કયું નહિ આયા ?

**ગુણ૦**—બાઈ, ઉસકા કુછ એક ઠીકાના નહીં હે !

**કલાવતી**—દાસી, આજતો બહોત મદ્યપાન કરાકે બેભાન કર પૈસે ટકે સબ ખુંચ લેનાં.

**ગુણ૦**—બાઈ એસા કરનેકી જરૂર નહિ હે, કયુંકે વો આપકું દેખકે દીવાના બનજાતા હે. તુમારા ગુલામકું બેભાન કરનેકી કયા જરૂર હે. ( નેપથ્યમાં—)

ખોલીયો, દેર કયું હોતી હે! વો તો મેં સુખલેર અશ્વપાળ હું

**ગુણ૦**—( એ સાંભળીને ) બાઇ અક્કલકા બારદાન આયા!

**કલાવતી**—હાં એસાં હે તબ આપની પાસ આતા હે. જા દ્વાર ખોલ

( દાસી જઇ બારણું ઉઘાડે છે. )

**સુ૦અશ્વપાળ**—( પ્રવેશ કરી હાથ ગળામાં નાંખીને ) કયું પ્યારી તબિયત તો અચ્છી હે?

**કલાવતી**—હાં અશ્વપાળજી, આજતો બડી કૃપા કી!

**સુ૦અશ્વપાળ**—પ્યારી, તેરી પાસ આનાં વો કુછ કિરપા કરનેકા હે?

**કલાવતી**—હાં જેસી હે તેસી મહેરબાની સદા રખનાં. આપ તો મેરે ખાવિંદ હો, ઓર દુસરે સબ ભાઇ બાપ હે (પછી હળવે રહીને) કયું મેરે પૈસે લાયે હો કે નહિ?

**સુ૦-(અશ્વપાળ)**—( દેવાને શક્તિવાન્ નથી તેથી ) હાં વો તો ભૂલ ગયા હું. કલ લાઊંગા!

**કલાવતી**—એસે ચલે? આપ દાનાશમંદ હો. વિચાર કરો!

**સુ૦-(અશ્વપાળ)**—કલ જરૂર લાઊંગા. એસી અધીર કયું રખતી હે?

**કલાવતી**—તુમ જાનતે હો કે, હમેરા નિભાવ ઉસપર હે; પૈસા દીયા સિવાય ચલેગા નહિ. ચાય તો અભી જાકર લેઆઓ, નહિ તો આજસે—!!!

**સુ૦-( અશ્વપાળ )**—તું તો હર હંમેશ મિજાજ ઓર ઠઠ્ઠા બાજી બહોત કરતી હે.

**કલાવતી**—અશ્વપાળજી, યહ ઠઠ્ઠા બાજીકી બાત નહિ, મેં સચ કહતી હું. હમારા પૈસા રહેગા તો આગે રાજા—!!!

સુ૦-(અશ્વપાળ)—(સ્વગત) ઈસકા પૈસા કિયાંભીના ચલગા નાહક, (પ્રકાશ) તેરી સોગન કલ લાઉંગા, આજ બોલનાં બંધ રખ.

કલાવતી—( એટલામાં નવ લાખની જરીયન સાડી જે રાણી પિંગળાએ આપેલી છે તે માથે ગોઠવીને ફેંટો બાંધેલો તેનો છેડો નજરે પડવાથી પોતે ગળામાં હાથ નાંખીને ) મેરે ખાવિંદ, બુરા લગા હોવે તો માફ કરનાં, મેં તો ગમતકે બાસ્તે સહજ કહતીથી.

સુ૦-(અશ્વપાળ)—તો મેંભી એસાઇ સમજતા હું. તુજે દુસરા હે કોન?

કલાવતી—એક તુમ ઓર દુસરા સાહેબ ધની. ( એમ કહી ફેંટાપર હાથ નાંખી ઉતારી નાંખે છે ) ઇસમેં યહ કયા હે?

સુ૦-(અશ્વપાળ)—(સ્વગત) યહ અચ્છા નહિ હુવા! દીયા બીન ચલેગા નહીં (પ્રકાશ) વો તો અપને ભાઈબંધકા હે, સો બાંધને કુ દીયા હે.

કલાવતી—હાં! તુમારે ભાઇબંધકા! તબ વોતો હમેરા! ઈસકી સાડી અચ્છી હોગી.

સુ૦-(અશ્વપાળ)—દુસરેકી વસ્તુ અપને કેસે દેવે બાઈ?

કલાવતી—બાઈ કીસકું કહતે હો? આપતો મેરે ખાવિંદ ઓર મેં તુમારી ઓરત. (હાસીને) હાસી! અચ્છા એક દારુકા પ્યાલા લા.

સુ૦-(અશ્વપાળ)—(મનમાં) હાય હાય, યહ સાડી તો ઇને પચાઈ, અબ ખુંચ કર ભાગુંગા તોભી અચ્છા નહિ (પ્રકાશ) મેરી તું ઓરત હે; તબતો યહ સાડી તુઝકું દીયા; મગર પ્યારી, યહ જાહીરમેં પહીરના નહીં, કયું કે મેરા ઈજિતદાર દોસ્તકી હે, તો કોઇ દેખે તો બડા ટંટા હો જાવે!

કલાવતી—યે ડર નહીં રખો. મેંતો જબ હિંદુસ્તાનકી મુસાફરીમેં જાઊંગી તબ ઉધર પહીનુંગી.

સુ૦-(અશ્વપાળ)—બહોત અચ્છા, (પછી ફળ યાદ આવ્યાથી દોસ્તી ખુબ પાકી કરવી એવું ધારીને) અસબસ એક ખબર હે! યહ ફળ તેરે ખાતર લાયા હું, જો ઉસકું ખાવે વો અમર હો જાય એસા હે!



अश्वपाल कलावतीने अमरफळ आपे छे.

A २४२३ लक्ष्मी आर्ट, भायखला, मुंबई, नं. ८

**કલાવતી**—એસા ફલ હે તુમારે પાસ ! વાહ ! તુમભી બડે લોક હો ! કાંહાસે મીલા ?

**સુ૦**–(અશ્વપાળ)—ચાય વાંસે મીલા. તેરે ખાના હોવે તો બોલ ?

**કલાવતી**—(કપટથી) આપ મેરે ખાવિંદ ખાઓ ઓર અમર હો જાઓ !

**સુ૦**–(અશ્વપાળ)—(સ્વગત) વાહ ! મેરે પર કેસા પ્યાર હે ! ઇસકું યહ દેના ચઇએ ! (પ્રકાશ) મેં યહ ખાકે કયા કરું ! તુમ મરજાઓ ફીર મેરા કયા હાલ !

**કલાવતી**—વો તો આપ જાનો. તમારેકુ તો હજાર હોગી, ઓર મેરેકુ તો તુમ એક હો.

**સુ૦**–(અશ્વપાળ)—(આપે છે) બસ, પ્યારી લે, અભિ મેરી નજરું ખા જા.

**કલાવતી**—એસી બસ્તું કુછ સ્નાન ધ્યાન કર ખાની ચઇએ, કલ ફજરમેં ખાઊંગી.

**સુ૦**–(અશ્વપાળ)—અચ્છા, ઉસ વખત જરૂર ખાના; કોઇકું દેના કે દીખાના નહિ.

**કલાવતી**—ઈસ બાબત બિલકુલ ફિકર નહિ રખના.

**સુ૦અશ્વપાળ**—અબ મેં જાતાહું.

**ગુણવતી**—કલ, દુપેરકું જરૂર આનાં, ઓર અપના પૈસા સંગ ( પછી જરા વિચારીને ) ભૂલ ગઇ ! હોવે તો લાના.

**સુ૦અશ્વપાળ**—હજુ હાંસી કરતી હે ?

**ગુણ૦**—અશ્વપાળજી, પધારો, મેરી બાઈકું તો એસી આદત હે

( અશ્વપાળ જાય છે. )

**કલાવતી**—દાસી, પેટી ઇધર લા.

( દાસી પેટી લેવા જાય છે, ને વાંસેથી પોતે જ ઓરડામાં જઇ ફળ પેટીમાં મૂકવાનું ધારી ત્યાંથી ઉઠે છે. )

---

## પ્રવેશ ૩ જો

### સ્થળ—દીર્ઘદર્શીનું વિચાર ભુવન

### પાત્ર–દીર્ઘદર્શી, શૂરસેન ને વિદુષક

**દીર્ઘ૦**—( સેનાપતિ પ્રતિ ) કેમ શૂરસેનજી, શું ધાર્યું ? હવે અવ્યવસ્થામાં બાકી રહી નથી !

**શૂરસેન**—હા, પ્રધાનજી ! સૈન્યમાં પણ ગરબડ થતી જાય છે. કોઇ આજ્ઞા માનતું નથી !

**વિદુષક**—સાંભળ્યું કે કાલ તો રસ્તે તમારો ઓચ્છવ થયો ?

**શુરસેન**—તું તારે એવાં જ શોધતો રહેજે. હવે આ વખત હાંસી કરવાનો નથી !

**વિદુષક**—તે ખરું. પણ તમને અક્કલ આવી તે મોડી આવી ! હવે ઝેર રગોરગ વ્યાપી ગયુ તે ઉતરશે ખરું કે ?

**દીર્ઘ૦**—( વિદુષકને ) હવે કાંઇ થાય તો ઠીક. તું મહારાજનો પરમ-મિત્ર, જે ગણીએ તે છે.

**વિદુષક**—જે ગણીએ તે નહીં ને ચિઠીનો ચાકર ખરો ! ભલે હું સાથે કહેવા લાગીશ. તમે કડવાં વચન કહેશો તો મીઠાં હું કરીશ; બાકી એકલો બોલીને એકમાંથી બેઆબરુ નહીં કરું.

**દીર્ઘ૦**—તેની ફિકર નહીં. એ તો અમે ચોકસ નિશ્ચય કર્યો છે કે મહારાજાના મુખપર આજ કહેવું.

**વિદુષક**—અમે તો કહીને સમશ્યાનો સંહાર કરી નાંખ્યો. હવે તમે કહી જુઓ; પણ શું કહેશો ?

**દીર્ઘદર્શી**—હાલની મહારાજાની વર્ત્તણુંક વિષે, સ્ત્રીમાં અતિ લુબ્ધ થયા, તેથી રાજ પાયમાલ થવા લાગ્યું છે, ઇત્યાદિ.

**વદુષક**—( સેનાપતિ તરફ જોઇને ) અને તમે શૂરસેનજી ?

**શુરસેન**—અમે પણ કહીશું કે, સર્વ સરદારો ઉન્મત્ત અને સુસ્ત થતા જાય છે; શિક્ષાની ધાસ્તી કોઇને રહી નથી, મરજી હોય તો કહીએ તે સાંભળો, નહિ તો આ તમારી નોકરી.

**વિદુષક**—ના, બંનેએ હામ તો ઠીક ભીડી છે. પણ જે વખતે કરડાં નેત્રવાળો ને છટાદાર ભાષણવાળો, બંકો ભર્તૃહરિ આવી ઉભો રહેશે તે વખતે અજા સિંહનો ન્યાય જણાઈ રહેશે.

**દીર્ઘદર્શી**—તેની શેહથી હવે અમે દબાવાના નથી, સ્પષ્ટ તેમના મુખપર કહીશું.

**વિદુષક**—પ્રધાનનો ધર્મ તો એ જ છે કે રાજા અવળે રસ્તે ચાલતો હોય, તો તેની ભૂલ તેના મુખપર કહેવી, પણ એવા નિમકહલાલ પ્રધાન વિરલા–બાપ વિરલા !

**શૂરસેન**—( વિદુષકને ) તારું કહેવું બરાબર છે.

**વિદુષક**—બરાબર કેમ ન હોય ! એ મારા સંભાષણથી સૌને સીધી સડકપર ચલાવ્યે જાઉં છું. પણ તે મહારાજા કબુલ રાખે છે તો !

**દીર્ઘદર્શી**—તેવો તું રાજભક્ત છે ત્યારે મહારાજને કેમ કાંઇ કહેતો નથી ?

**વિદુષક**—મારી કાયા જુઓ સુકાઇને રહી છે સવામણની, ને તમારી સુણીને થઈ છે સાત મણની, તેમ વચનનું વજન ઓછું. ( શુરસેન પ્રતિ ) કેમ ! નાને મોઢે મોટી વાતો થાય ! ને પડખા વિના પગલું ભરાય ?

**શૂરસેન**—સાચું કહે છે, એમાં કીમત ઘણી છે, પણ કર્મ ન મળે.

**વિદુષક**—કર્મે નથી ને શરમે નથી. હું તો હાથે કરીને હળવો થાઉછું.

**દીર્ઘદર્શી**—ભલે, ત્યારે આજ અમારી વાત ઉપાડી લેજે; અમે તારે પડખે રહીશું; મહારાજ કદી કોપી જાય તો તારું ગુજરાન અમારા ઘર માથે સમજજે.

**વિદુષક**—ને તમારું તેમ થાય તો મારા ઘર માથે નથી, એ પણ ભેળું સમજી રાખજો.

**શૂરસેન**—ના ના એ પાછો ટોળે ન ચડ.

**વિદુષક**—બહુ સારું ત્યારે ચાલો કચેરીમાં, પણ બીજી ખબર છે કે ?

**દીર્ઘદર્શી**—બીજી કયી ખબર ?

**વિદુષક**—એ ધર્મરાજના અવતાર, વનમાં વિચર્યા !

**દીર્ઘદર્શી**—હા એ માલુમ છે, વીરસિંહ પ્રતિહાર તરફથી ખબર મળ્યા છે, ત્યારેનું મારે તો અન્નપાણી હરામ છે. અફસોસ એટલો કે ખબર મોડા મળ્યા.

**શૂરસેન**—મારે પણ એ જ રીતે છે, મહારાજને મોંપર કહેવાનો કાંટો પણ એથી આવ્યો છે. વિદુષક એ શેમાંથી હશે ?

વિદુષક—આળ પણ ત્યાંથી જ ઉઠી છે. જીવતા વનમાં ગયા એટલું સારું છે!

દીર્ઘદર્શી—હાય હાય! એ અનાથના બેલીને દેશવટો દીધો!!

વિદુષક—હવે પાપનો ઘડો ભરાઇ રહ્યા છે, ફિકર ન રાખો. આજ કાં કાલ! કાંતો આ માલવ દેશમાં મહારાજ નહિ, કાં મહારાણી નહિ; ને કાંતો મારો દેહ રહેવાનો નથી.

દીર્ઘદર્શી—તેમાં તને શું છે?

વિદુષક—કાંઇ નવાજૂની થઇ તો મારાથી આંખે નહિ જોવાય. વિક્રમાદિત્ય વિંધ્યાચલમાં, તો આ વિદુષક વિકટાચલમાં એ ચોકસ જાણજો.

દીર્ઘદર્શી—(આંખમાં આંસુ લાવીને) ભાઇ, એ હવે બધું રહેવા દે, ને કચેરીમાં ચાલો.

વિદુષક—બહુ સારું ચાલો. તમે જાઓ ને હું પણ વાંસેથી આવું છું.

(એમ કહી ત્યાંથી સૌ નીકળે છે.)

———:o:———

## પ્રવેશ ૪ થો

### સ્થળ-કલાવતીનું પૂજનગૃહ

પાત્ર-કલાવતી, ગુણસુંદરી

કલાવતી—(સવારે ફળ હાથમાં લઇ સ્વગત વિચાર કરે છે.)

### રાગ ખંભાત

અમર ફળ આવ્યું આ તેનું તો શું કરવું રે;
આપણે ખાવું કે એ તો, રાજાને જઇ ધરવું રે.—અમર.
આ રે અવતારે હું તો, ગુણિકા કહાવું રે;
મૂરખે તો આપ્યું મુને, અમર શું થાવું રે.—અમર.
નીચ કર્મ આવું સદા, અમર થઇ કરવું રે;
ભર્તૃહરિ ભૂપને એ, જઇને મારે ધરવું રે!—અમર.

યહ અમરફલ જેસી અનુપમ બસ્તુ વો મૂરખને તો મુઝકુ લાકર દી; મગર યહ ફલ ખાયા અવલ બહોત બિચાર કરનેકા

હે. ક્યું કે ઇસ વક્ત મુઝે એસા મહા નીચ બેશ્યાકા અવતાર મીલા હે; જીસમેં નિરંતર વ્યભિચારરૂપ પાતકી કર્મ કરના પડતા હે. હર હમેશ છલ કપટ, પ્રપંચ ઓર કૃત્રિમ ભાષણરૂપી શસ્ત્ર સજકે નિષ્કપટી અંતઃકરણવાલે, કામી જનોકું ફસાકર ઉસકે સર્વસ્વ હરન કરતી હું; જીસ પાપકે બડે ઢેર કે ઢેર હો ગયે હે, ઈસિમેં એસી દુષ્ટ અવસ્થા સતત ભોગનેકે બાસ્તે યહ અમરફળ પ્રાસન કરનેકુ તૈયાર હોનાં, વો જેસી મૂર્ખાઇ દુસરી નહીં હે! ઇસ અવસ્થાસેં તો જેસેં સદા બન શકે તેસેં મુક્ત હોનેકા ઉપાય કરનાં વો અચ્છા હે. દુષ્ટ માબાપને પૈસાકા લોભસેં યહ કામવતીકે ગૃહમેં મુઝે બેચકર ઈસિ મૃત્યુ લોકમેં નરક નિવાસ સદંતર દીયા, વો માતા પિતા તો સદા નરકમેં બાસ કરેંગે, મગર મેરે યહ અવસ્થા કાયમ રખની, વો કીસ ભવકે વાસ્તે? ઈસકે લિયે યહ ફલ કોઈ રાજાકું દેકર ઉસ બદલ દ્રવ્ય લેનાં વો અચ્છા હે! ઓર એસા રાજા (જરા વિચાર કરીને) તો આપના મહારાજ ભર્તૃહરિ હે!! જો અમર હોકર મેરા જીવિત પર્યંત પ્રતિપાલન, ઓર સદા પ્રજાકા ન્યાય નીતિસેં રક્ષણ કરેગા; ઓર ઉસકી ધર્મ દેહી જુગોજુગ કાયમ રહેગી; (દાસી પ્રત્યે) ક્યું ગુણસુંદરી, યહ બિચાર કૈસા હે?

**ગુણસુંદરી—** ગાયન

સુબુદ્ધિ એ ધારી મોરી બાઇ (૨) ધારી શુભ મતિ રે,
આ અવતારે નીચ, કોઇ દિન થાય શુભ મતિ રે;
પાપનાં કર્મ (૨) છે કર્મ આપનાં રે.
એ ફળ ખાઇ આપ પડશો, ભવતણા તાપમાંરે.—સુબુદ્ધિ.
ભર્તૃહરિ ભૂપ (૨) ભૂપ ભર્તૃહરિ રે,
એ ફળ લેઇ દ્રવ્ય થકી આપને, દેશે ન્યાલ કરી રે.—સુ.

**કલાવતી—**અચ્છા તબ, ચલ, આજ નૃત્યગાનકા દિનભી હે; સજ હોકર રાજ સભામેં જાવે! (દાસીને) જા, તું વસ્ત્રાલંકાર પેટીમેંસે નિકાલ ઓર મેં શરાબ પી લેતી હું.

**ગુણસુંદરી—**બહોત અચ્છા, બાઈસાહેબ. (એમ કહી બંને ત્યાંથી ઉઠે છે)

## પ્રવેશ પમો

### સ્થળ—રાજભુવન

### પાત્ર-ભર્તૃહરિ, દીર્ઘદર્શી, શૂરસેન, વિદુષક, કલાવતી, અશ્વપાળ ને પ્રતિહાર

**ભર્તૃહરિ**—કેમ દીર્ઘદર્શી ! આજકાલ રાજવ્યવસ્થા તો ઠીક ચાલે છે નાં ? કોઈ બંડ બખેડો સાંભળવામાં આવ્યો નથી ?

**દીર્ઘ૦**—મહારાજ, આપને ત્યાં બેઠાં સાંભળવામાં કયાંથી આવે ! અમારું ચિત્ત તો આજકાલ એક ઘડી પણ સ્થિર નથી !

**શૂરસેન**—મહારાજ, અમારે અરજ કરવી હશે તે આપને કરશું, અમે બિલકુલ પ્રધાનજી પાસે નહીં જઇએ.

**દીર્ઘ૦**—(જરા તપીને સેનાપતિને) અમે કયી બાબતમાં તમારાપર ગેરવાજબી હુકમ લખ્યો છે ?

**શૂરસેન**—ગેરવાજબી હું નથી કહેતો, પણ આપના સગાની બાબતમાં આપને બહુ આગ્રહ રહે છે.

**ભર્તૃહરિ**—બરાબર, દીર્ઘદર્શી ! એવી ખોટી પક્ષ ન કરવી !

**દીર્ઘ૦**—મહારાજ ! આપ તજવીજ કર્યા વગર સહેજ વાત સાંભળી મને કહો છો, તો ઠીક છે, પણ એક દિવસ પણ કામપર બેસો તો આપના ધ્યાનમાં હાલ શું શું ચાલે છે તે બધું આવે.

**ભર્તૃહરિ**—રાજનું સઘળું કામ મેં તમને બેઉને સ્વાધીન કર્યું છે, ને હવે તમારે વખતો વખત મારી શી જરૂર છે ? અને આમ એક બીજા લડો છો શા માટે ?

**દીર્ઘ૦**—મહારાજ, શૂરસેનજીને વાતવાતમાં વૃથા તકરાર ઉઠાવવી, એજ એમનો હેતુ છે.

**શૂરસેન**—રાજનો ઉત્તર ભાગ અર્દ્ધ પૈસે વેચી માર્યો, એ કરતાં અમારો હેતુ સારો છે.

**દીર્ઘ૦**—તે ભલે, તમે સાબીત કરી દેજો, નીકર તમે જે લાંચ ખાધી છે તે સાબીત કરી દેવા હું તૈયાર છું. (રાજા પ્રતિ) મહારાજ, આ બધું કારણ આપની ગેરહાજરીમાંથી ઉત્પન્ન થાય છે અને

તેથી રાજને નુકસાન છે, વખતનો એક તૃતીયાંશ પણ શાસ્ત્રાનુસાર રાજકામમાં ગુજારાય તો સારૂં છે, પછી આપની મરજી

(નેપથ્યમાંથી—)

વિદુષક—એ જામી ગઈ છે કે? એ વાંકું ને વાંકું તો શુરસેનજીને હશે? (પછી પ્રવેશ કરે છે.)

શૂરસેન—(એ સાંભળીને) મહારાજ જે કાંઇ લગાડે છે તે બધું આ જંગલી લગાડે છે, એ વચમાં બોલીને આંટી પડાવી દે છે.

વિદુષક—મહારાજ, આ શૂરસેનજી બોલે ત્યાં બમણું જાન કરે ને પાછા પડે તોપણ પોતાની વાત ઉપર!

શૂરસેન—(સ્વગત) ચુગલખોર, ખુશામતખોર, ને મશ્કરા માણસથી હારવું એ ઉત્તમ છે. (એમ ધારી મૌન્ય રહે છે.)

દીર્ઘ૦—રાજેંદ્ર, અવ્યવસ્થામાં બાકી રહી નથી, તકરારો નવી ઉત્પન્ન થતી જાય છે, માટે આપ વિચારો કે ઘણો વખત—

વિદુષક—એક દુહો સાંભળો—પછી બોલો.

દીર્ઘ૦—શું છે બોલ?

વિદુષક—જલકા ડૂબ્યા નિકસતે, જો કુછ તારા હોય;
　　જો કોઈ ડૂબ્યા ઇશ્કમે, નિકસ્યા સુના ન કોય.

માટે આપનું કહેવું વ્યર્થ છે. ઈશકમાં જે ડૂબે એ કેમ બહાર નીકળે? અરે ભાઈ! ડૂબે તો સૌએ. તોપણ ડૂબ્યે ડૂબ્યે ફેર છે. આવડવું જોઈએ. અમે આજ કાલ ઘેર શણગાર સજાવીએ છીએ, અને થોડે થોડે ડૂબતા જઇએ છીએ, છાતી સૂધી પાણી આવ્યું છે, ને માથા ઉપર ગયું તો આ બંદા નિકળવાના નહિ. પછી ભલે ઘર ધૂળધાણી ને રિધસિદ્ધ રાખ થઈ જાય, માટે જે કરવું હોય તે હમણાં કરો. પછી કહેશો કે કહ્યું નહિ, તેટલા માટે આગળથી ચેતાવીએ છીએ.

ભર્તૃહરિ—(તે પોતાનાપર કહે છે એવું સમજ્યા છતાં જાણીને ગમત સારું) એમ! તું પણ ઇશ્કમાં ડૂબે છે ખરો કે?

વદુષક—ડૂબે કેમ નહિ? તમારો રાજનો ઉપદેશ તે કહેવું ખાલી જાય!

દીર્ઘ૦—કહેવું તે—

વિદુષક—પ્રધાનજી, અચકાઓછો શા માટે? કહો તે કહેવું ને વળી તેમ વર્ત્તવું.

(રાજાપ્રતિ) સવારનું સુખ તો તમારી આગળ વર્ણવ્યું છે અને બપોરે પણ તેવીને તેવી જ મોજ માણીએ છીએ અને રાતે તો જાણે કામદેવની અસતરી. કોનો ભાર કે પાસે ઉભો રહી શકે.

ભર્તૃહરિ—બપોરનો વૈભવ કેવો છે, બોલ જોઇએ?

વિદુષક—સાંભળો ત્યારે કહુંછું;-બપોરે બાર છોકરાંની પંગત કરીને જમવા બેસી જાઉં છું; તે છોકરાંની મા તો બેઠી બેઠી માખ્યો ઉડાડે ને હું એનું મોઢું જોઉં ત્યારે ગળે કોળીઓ લપહ દઇને ઉતરે; અને કાં તો ભેળીએ બેસાડીએ.

ભર્તૃહરિ—તે વખત તારી સ્ત્રીનો શણગાર કેવો હોય છે?

વિદુષક—શણગાર? સાંભળો મહારાજ.

(નાચતાં કુદતાં ગાય છે.)

આંખે આંજણ એક શેર છે, પરસેવો પાંચશેર,
લપહ લપહ ખાઇએ લાપશી, કોળીઆ દીધાની લ્હેર;
શણગાર સુણો રે બપોરનો.
દુધનાં એ ઝરણાં ચાલ્યાં જાય છે, પીયે છોકરાં ધરાઇ,
વધે તો હું એ લઉં ભાતમાં, જાણે ભેંસ રે વીયાઈ;
શણગાર સુણો રે બપોરનો.

(એ સાંભળી સૌ ઘણા હસેછે.)

ભર્તૃહરિ—તું એ ભાતમાં લે ખરો કે?

વિદુષક—(ગાલે લપડાક મારીને) એ તો ભૂલથી કહેવાઈ ગયું! વધે તો પડી જાય ભાતમાં એમ છે; પણ સાંજનો વૈભવ સાંભળ્યો છે? એ તો એક—

ભર્તૃહરિ—ભેળાભેળો એ પણ બોલ.

વિદુષક—સાંભળો ત્યારેઃ—

પાટા પાડીને સેંથા પુરીયા, થોડા છુટા રાખ્યા કેશ,
કાજળ લપરડા કાન સુધી ગયા, જાણે કાલીનો વેશ;
શણગાર શું વર્ણવું રે સાંજનો.

બિછાત બીછાવે સવા લાખની, માંકડ મછરનો નહિ પાર,
વાટડી જોતાં ને બાઈ આળોટતાં, કલોલ કરતાં અમારી નાર;
શણગાર શું વર્ણવું રે સાંજનો.

(ભૂલ્યો કહીને, માંઇ આળોટતાં એમ કહે છે.)

ત્યાં અમે મોલડે રે પધારીએ, મોજું માણીએ સારી રાત;
મને જોયો કે આંધળી ભીંત, શણગાર શું વર્ણવું રે સાંજનો,
નવીને મહેલ હમણાં પોઢીએ, જુની ભલે પડી સુકાય,
ભેળી બે થઇ તો મારી કમબખ્તી, મોટી તાણાતાણી થાય;
શણગાર શું વર્ણવું રે સાંજનો.

પણ નવીનો તો હું છું સગો દીકરો, એને દુઃખ કેમ મનવાય,
જુનીને બારે ભાગળ મોકલી, એને જાવું હોય ત્યાં જાય;
શણગાર શું વર્ણવું રે સાંજનો.

મોડા જઇએ તો નવીની પાટુ ખાવી પડે આવી જઇએ બથોબથ,
હરાવીને પાડી દીએ કોડમાં હાંરે વાગે ઢાંઢાના પગ;
શણગાર શું વર્ણવું રે સાંજનો.

**ભર્તૃહરિ**—હેવાન, તું મારી પાસે રહે છે, પણ તારામાં કાંઇ વિવેક કેમ નથી આવતો ?

**વિદુષક**—મહારાજ, એમાં જેમ વધારે મોહ પેસારીએ તેમ પેસે; ને પાછળથી થાય પસ્તાવો. માટે પહેલેથી જ રાખીએ દોષદૃષ્ટિ તો પામીએ ન કષ્ટી, ને વખાણે આખી સૃષ્ટી.

**ભર્તૃહરિ**—મિત્ર વિદુષક! તારાં અન્યોક્તિ ભાષણથી તથા આજના પ્રધાન તથા સેનાપતિના કહેવાનો ભાવાર્થ હું બધો સમજ્યો છું, પણ તમારી બધાની એમાં ભૂલ છે.

**વિદુષક**—એ તો અમને ખાત્રી છે. જ્યારથી પગરજુ ભાઇને દેશવટો દીધો ત્યારથી જઃ—

**દીર્ઘ૦**—(ગદ્ગદ્ કંઠે) મહારાજ, એ શું ? શીલના સ્વરૂપ ને

પુણ્યની પ્રતિમા! વિક્રમાદિત્યને દેશવટો!! હશે, આપે તો વિચારીને જ કર્યું હશે!

ભર્તૃહરિ—એ વાત એક જૂદી છે, એ વિષે હાલ ચર્ચા ન કરવી.

વિદુષક—(આંગળી નાકપર રાખીને) મૌન્ય ગ્રહો, ભાઈ મૌન્ય ગ્રહો.

ભર્તૃહરિ—જે જેને વિશે નિઃસંદેહ હોય તેને તેમ કરવામાં કશી અડચણ નથી! એ તો દિલ સૂજ્યાનું કારણ છે.

વિદુષક—ભલે ત્યારે કનક કલશનું ઝેર ધરાઓ ત્યાં સૂધી પીઓ, ને થાકો ત્યારે મને કહો.

પ્રતિહાર—(પ્રવેશ કરીને) મહારાજ, કલાવતી વારાંગના આવી છે.

ભર્તૃહરિ—ભલે અત્રે જ આવે.

વિદુષક—(પ્રધાન તથા સેનાપતિને) હવે આ ખાનગી વાત બંધ રહીને જાહેર કચેરીમાં એનો નાચ નિરખી લઈએ. ઉમેરા ભેળો ઉમેરો!

(કલાવતી પ્રવેશ કરી મહારાજ ભર્તૃહરિને વંદન કરી બેસે છે.)

વિદુષક—(એને જોઇને) લ્યો, આ વળી બીજું ઝોડ આવ્યું. એ તો વળી રાંદલનો ઘોડો ખુંદાવશે! આનીએ એક પૂરી મઝા છે!

(પછી નૃત્યગાન કરી બેસે છે.)

ભર્તૃહરિ—(કલાવતી પ્રતિ) કેમ કલાવતી, આટલા રોજ ક્યાં હતી?

કલાવતી—મહારાજ, મેં દેશાટન કરને ગઈથી.

ભર્તૃહરિ—તારા નૃત્ય ગાયનથી હું બહુ પ્રસન્ન છું. તારે હવે દેશાવરમાં ફરવા ન જવું; તારા જાથુ પગારનો બંદોબસ્ત કરી દઇશું.

કલાવતી—નામદારકી કૃપાસેં મેરા નિભાવ હોતા હે, પરંતુ પૃથ્વી-પતિ મેં એક—

ભર્તૃહરિ—શું છે એક?

કલાવતી—મહારાજ, મેં મેરી સંગ હિંદુસ્તાનસેં એક ફલ લાઇ હું, જો નર યા નારી ઉસકું ખાવે સો અમર હો જાય એસા

ઉનમેં ગુન હે; યે ફૂલ મુઝકું મીલા તબ મેને બીચાર કીયા કે યહ ફૂલ મહારાજા ભર્તૃહરિ કે યોગ્ય હે. આપ અમર હોકર પ્રજાકા પાલન કરોગે; ઓર જઇફી આપકું કભી નહીં હોગી. (એમ કહી રાજાના પગ પાસે મૂકે છે.)

**ભર્તૃહરિ**—(તે હાથમાં લઈને પોતે પિંગળા રાણીને પણ એવું જ ફળ આપેલું તેથી આશ્ચર્ય પામીને) કલાવતી! આ ફળ તને કયાંથી મળ્યું?

**કલાવતી**—નામદાર, મુઝકું યહ ફૂલ એક જોગીનો દિયા. બડા ઉત્તમ ફૂલ હે!

**ભર્તૃહરિ**—હાં ફૂલ ઉત્તમ છે. પણ કયી જગોએ, ને કયા જોગીએ કયા ગામમાં ને કયે વખતે તને આપ્યું? એ બધું બોલ!!

**કલાવતી**—(જરા શંકા ખાઇને થોથરાતી) મહારાજ, એક–ગામ હેં દખણમેં ઉધર–એક જોગી–થા ઉને દીયા.

**ભર્તૃહરિ**—(જરા વધારે શંકાયુકત થઇને) હિંદુસ્તાનમાં કે દખણમાં? ફર્યું કેમ બોલે છે? સ્પષ્ટ બોલ, જોગી હાલ કયાં છે?

**કલાવતી**—હજુ મહારાજ હે વો ગામમેં.

**ભર્તૃહરિ**—કયા ગામમાં? ત્યાં હું માણસ મોકલું છું.

**કલાવતી**—સો તો મહારાજ, વહાંસે ચલાભી ગયા હોવે!

**ભર્તૃહરિ**—બેશક! સાચું જે હોય તે કહે? તને આપ્યું કોણે? એમાં તારે શી અડચણ છે?

(સ્વગત)　　　ગીતિ

ફળ પ્રિયને દીધેલું, થાઉં અજાયબ અહીં ગયું કયાંથી;
આ ગુણિકાને હસ્તક, આવ્યું એ છે ગુપ્ત ભેદ ત્યાંથી.

**કલાવતી**—મહારાજ આપકું ઇસ બાતકી કયા જરૂર હે! નામદારકું ફૂલ ખાનેકી ખાહેશ ન હોવે તો મેં પીછા લે જાઉં.

**ભર્તૃહરિ**—(ક્રોધાયુક્ત થઇ તલવાર કાઢીને) એ વાત હું નથી પૂછતો! તને ફળ કોણે આપ્યું એ સાચેસાચું કહી દે, નહિ તો આ તલવારથી તારૂં માથું ઉડાવી દઈશ.

**કલાવતી**—(ગભરાઇને-સ્વગત વિચારે છે) મેરા કયા જાતા હૈ, નહીં કહું તો જાન જાયગા. વો મૂરખ કહાંસેભી લાયા હોગા, કોન જાને કે યહ ફૂલ કેસા હૈ? ઈસમે ગુપ્તભી કાયકુ રખના ચઇએ! (વળી વિચારે છે. અશ્વપાળે ચોરી કરી હશે તો મારી જઇશ તેથી પ્રકાશ) મહારાજ, એક અભય વચન મીલના ચઇએ! તે. યહ ફૂલકી સચ્ચી હકીકત આપકું નિવેદન કરૂં.

**ભર્તૃહરિ**—જા અભયવચન છે. બોલ કોણે આપ્યું છે તને?

**કલાવતી**—મહારાજ, યહ ફૂલ મુઝકું આપકી અશ્વશાળાકા ઉપરી સુખલેર અશ્વપાળને દીયા હૈ.

**ભર્તૃહરિ**—(વધારે આશ્ચર્ય થઇને એકદમ) પ્રતિહાર! સુખલેર અશ્વપાળને બોલાવ!!

**વિદુષક**—મહારાજ, હમણાં અમરફળનું ઝાડ ખબ ફાલ્યું લાગે છે. એક અમરફળથી એકજ અમર થાય!

**ભર્તૃહરિ**—(ગુસ્સાને છૂપાવીને) જેટલા ખાય તેટલા અમર થાય.

**વિદુષક**—પણ વહેંચીને ત્રણ ચાર જણા એક એક ચીર ખાઇએ તો અમર થઇએ કે નહિ!

**ભર્તૃહરિ**—આપણને જે મહારાજે આપ્યું હતું તેણે તો એકને ખાવું એમ કહ્યું હતું.

**વદુષક**—એની વાત હું નથી કરતો, એ તો આપ જમી ગયા તેની આશાએ શી હોય? પણ હું આ નવા ફળની વાત કરૂં છું.

(નેપથ્યમાં) ચલ, સાલે તાકીદસેં ચલ.

**પ્રતિહાર**—(પ્રવેશ કરીને) મહારાજ, અશ્વપાળ આવ્યો છે.

**ભર્તૃહરિ**—કચેરીમાં બોલાવો.

(પ્રતિહાર તેને કચેરીમાં તેડી લાવે છે.)

**સુ૦**-(અશ્વપાળ)—(પ્રવેશ કરીને) નામદાર, વંદન કરતા હું.

**ભર્તૃહરિ**—(ત્વરાથી) સુખલેરીયા? આ ફળ તે કોને આપ્યું હતું?

**સુ૦**-(અશ્વપાળ)—(આશ્ચર્ય થવા જેવો ડોળ કરીને) મહારાજ! ફૂલ કયા! કુછ સમજા નહિ!

વિદુષક—(મહારાજના હાથમાંથી લઇ તેની પાસે ધરીને) જો આ અમર ફળ, તેં એ કોને આપ્યું હતું? એમ મહારાજ પુછે છે.

સુ૦-(અશ્વપાળ)—(હજુ વધારે અજાણ્યાનો ડોળ કરીને) મહારાજ, યે ફલ કયા! અને મેં કયા! કુછ મેરેકું માલમ નહિ હે!!

ભર્તૃહરિ—(જરા તપીને) તેં આ ફળ કોઇ દિવસ દીઠું છે કે નહીં?

સુ૦-(અશ્વપાળ)—(સ્વગત) રંડીકા બિશ્વાસ હોવે! મેરા નખો નિકાલા! સાલીકું કહાથા કે કોઈકું દીખાના નહિ તો યહ બાત તો એક બાજુ રહી, મગર લાકર રાજાકે હાથમેં દીયા. (પ્રકાશ) મહારાજ, મેંને એસા ફલ દેખા નહિ હે!

ભર્તૃહરિ—ત્યારે તેં કેવું ફળ દીઠું છે.

વિદુષક—ચીભડાં તરબુચ જેવું!

સુ૦-(અશ્વપાળ)—(રંક જેવો થઇને) નામદાર, મેં ઘોડાકી લીદ ઉઠાનેવાલાને એસા ફલ કહાંસે દેખા હોવે!!

ભર્તૃહરિ—(ખુબ ગુસ્સાભર) તેં દુનીયામાં કોઈ ફળ જ દીઠું નથી? કમજાત જૂઠું કહે છે?

સુ૦-(અશ્વપાળ)—(ગભરાઇને સાચું કહી જાય છે) મહારાજ, એક બખ્ત દેખાથા યહ ફલ. યાદ નહીં આતા!

વિદુષક—કયારે અને કોની પાસે દીઠું હતું? તે જલદી સાચું કહી દે.

સુ૦-(અશ્વપાળ)—(બ્રાહ્મણે રાજાને આપેલું એ ખબર હોવાથી) મહારાજ એક બમન લે જાતાથા ઉસકે હાથમેં દેખાથા!

વિદુષક—મહારાજ, એ બ્રાહ્મણે તો વસ્ત્રમાં વીંટાળી બગલમાં મારેલું હતું. ઠાણીઓ કહે છે તે ખોટું છે.

ભર્તૃહરિ—(પોતાને પણ તે ખબર હતી તેથી) બહુ સારું, પણ તને દીધું કોણે એ સાચું કહે?

સુ૦-(અશ્વપાળ)—(પાછો ગભરાઇને) મહારાજ, મેરેકું કોઇને દીયા હે! મુઝકું યાદ નહિ.

ભર્તૃહરિ—(તે વાત ત્રુટતી જોઈ તલવાર કાઢીને) હરામખોર! સાચું બોલ, તને કોણે આપ્યું એ તને ખબર છે!!

સુ૦–(અશ્વપાળ)—(ડોકું ધુણાવતો મૌન્ય ઉભો રહે છે.)

ભર્તૃહરિ—(ઉઠી તેનાપર તલવાર ઉગામીને) કેમ નથી બોલતો? કહી દે જેવું હોય તેવું.

સુ૦–(અશ્વપાળ)—મહારાજ કોઇ જોગીને મુઝકું દીયા હે!

વિદુષક—મુખલેરીયા, જંગલમાં કે ઘોડારમાં? જોગી જટાળો હતો કે મુંડાળો?

સુ૦–(અશ્વપાળ)—મહારાજ, મેંને તો અભી નીશા કીયા હે બાસ્તે ઈસ વખ્ત નહિ પૂછો તો અચ્છા.

વિદુષક—નીશા કીયા હય? તું શામાટે નીશા ન કરે? તુંને સારી સારી ઘોડીયો, ઘોડા રોજ ચઢવા મળે. તું આખી ઘોડારનો ઉપરી, તે નીશામાં ચકચુર કેમ ન થાય!

ભર્તૃહરિ—જૂઠું શા માટે કહે છે, હવે આ તલવારથી તારું માથુ ઉડાવું છું. (એમ કહી તલવાર કાઢી ફરી કહે છે) માટે કહી દે, જેવું હોય તેવું. સાચું કહીશ તો તને મારીશ નહિ; જા તને અભય વચન આપું છું.

સુ૦–(અશ્વપાળ) (અભય વચન સાંભળી જરા ધીરજ આવ્યાથી મનમાં વિચારે છે) જીતા હોઊંગા તો પરદેસમેં સબ મીલેગા; ઓર નહીં માનુંગા, તો મારા જાઉંગા. બહેતર હે કે સચ કહેના, યહ ભર્તૃહરિ છોડેગા નહિ! (પ્રકાશ) મહારાજ, યહ ફળ સંબંધી બાત પૂછને જેસી નહિ હે! ઓર પૂછનેસેં આપકું બહોત બૂરા લગેગા.

ભર્તૃહરિ—(આના કહેવાપરથી સભાજનોએ સ્પષ્ટ જાણ્યું હોય જ એવું ધારીને) તેની કંઈ ફિકર નહિ! તું જેવું હોય તેવું અત્રે બોલ. ખાનગીની મારે દરકાર નથી.

સુ૦—અશ્વપાળ(હળવેથી કંપતાં) મહારાજ–યહ–ફલ–તુમ–(એટલું કહીં બંધ રહે છે)

ભર્તૃહરિ—(ઘણા જ ક્રોધથી) પાછો શા માટે અટકે છે?

વિદુષક—(અશ્વપાળ પ્રતિ) તુમ તે શું, હમ ઓર તુમ?



भर्तृहरिने कलावती अमरफळ आपे छे अने सघळुं भोपाळुं खुल्लुं थाय छे; अश्वपाळने शिक्षा थाय छे.

સુ૦-અશ્વપાળ—(જરા થોથરાતો બોલે છે) તુમારી-અસ-તરી-રા-ણી (પાછો બંધ રહેછે.)

ભર્તૃહરિ—(ઘણા ક્રોધથી) અધુરૂં અધુરૂં શા માટે કહે છે? પૂરે પુરૂં કહે!

સુ૦-અશ્વપાળ—(ટાઢ આવી હોય તેમ કંપતાં) યહ ફુલ પિં-ગ-લા-રા-ણી-બા-ઈ-ને-મુજ-કું-દી-યા-હે હે હે!!

ભર્તૃહરિ—એણે શા માટે આપ્યું તને?

અશ્વપાળ—દોસ્તી કે-ખા-ત-ર.

ભર્તૃહરિ—(એ સાંભળી અત્યુગ્ર ક્રોધથી) હે નિમક હરામ! તને ધિક્કાર છે! મારું રજક ખાઇ તેં મારા ઘરમાં જ પ્રવેશ કર્યો!!! હે દુષ્ટ! તારે ને એને શી રીતે યારી થઇ?

દીર્ઘ૦—(વિદુષક તથા પ્રધાન બંને બેઉ તરફથી રાજાના કાનમાં કહે છે) મહારાજ, હવે એ બધું ખાનગીમાં પૂછો તો ઠીક.

ભર્તૃહરિ—મારે બિલકુલ હવે એ વાતની કે જગતની પ્રતિષ્ઠાની દરકાર નથી.

સુ૦-(અશ્વપાળ)—(પાછો ફરી જઇને) મહારાજ, મેં મહેલકી પાસ એક દિન ખડાથા, સો યહ ફુલ ઉધરસેં ગબડતા નીચે ગીર પડા; ઓર મેને લે લીયા.

વિદુષક—હેં સમજ્યો ખરો! પણ મોડો!!

ભર્તૃહરિ—(ત્યાંથી ઉઠી તેની પાસે હાથમાં તલવાર સહીત જઇને) કમજાત, તને મેં અભય વચન દીધું છે માટે મારતો નથી; પણ પાછો ફરી જાય છે? સાચું બોલ. તારે ને એને કેમ યારી થઇ?

સુ૦અશ્વપાળ—(પાછો ગભરાઇને સ્વગત) હવે સાચું જ કહેવું (પ્રકાશ) મહારાજ, આપકે જનાનેકી ગોલી, જો દુર્બોધા કરકે થી ઉસકી સાથ બહોત દિનસે મુજે યારી થી, ઉન્ને યહ દોસ્તી મીલા દી; મહારાજ, ઇસ્મે મેરી તકસીર નહીં હે, ગરીબ—

ભર્તૃહરિ—(એ સાંભળી તેને વિશેષ કાંઇ ન કહેતાં) જા નિમક-હરામ, મેં તને અભય વચન આપ્યું છે, માટે દેહાંત દંડની

શિક્ષા કરતો નથી, પણ મારું નામ સાંભળે ત્યાં સૂધી મારા મુલકમાં રહીશ નહીં. ( સેનાપતિને ) શૂરસેન, આ નિમકહરામને માલવ દેશની હદપાર કરો. ( શૂરસેન તે જ વખત ઉઠી તેને પકડી બહાર લઈ જઈ માણુસો સાથે હદપાર મૂકી આવવાનો હુકમ કરે છે. ) (પ્રધાન પ્રતિ) દીર્ઘદર્શી હું અંતઃપુરમાં જાઉં છું. કચેરી બરખાસ્ત કરો.

( રાજા ગયા પછી )

**વિદુષક**—( સૌ સાંભળતાં ) હજુએ કેડો મૂકશો માં ! (પ્રધાનપ્રતિ) કેમ ? શિખામણે આજ આપી, ને સાને આજ વળી.

**દીર્ઘ**—હા, વિદુષક ! થયું તો એવું જ; પણ આમાંથી તો બહુ માઠું થશે ! !

**વિદુષક**—ચૌદ લોકનો નાથ કરે તે ખરું; ચાલો હવે સવાર સૂધી તો શાંતિ ધરીએ. ( એમ કહી બંને તથા કચેરીનાં બીજાં માણુસો પણ જાય છે. )

———:o:———

## પ્રવેશ ૬ ઠ્ઠો

### સ્થળ—પિંગળાનો રાજમહેલ.

પિંગળા, મધુરવદંતી ને પાછળથી ભર્તૃહરિ તથા પ્રતિહાર પ્રવેશ કરે છે.

**પિંગળા**—( દાસી પ્રતિ ) મધુરવદંતી, રાજા મારામાં અંધ થઈ ગયા છે, ને રાજકાજ બધું પ્રધાનને સોંપી બધો વખત રંગમહેલમાં મારી સાથે ગુજારે છે; તે ખબર છે ને ? બોલ શાથી ? અહીં આવ્યા કે મોજ શોખમાં એવા લીન કરી દઉં છું કે, રાત દિવસની ખબર પડવા દેતી નથી તેથી !

**મધુર૦**—હાં, બાઈસાહેબ, પતિને વશ કરવાની મોહિની તો એક તમારી પાસે જ દીઠી ! તે વિના ત્રણ મહીના લાગોલાગ મહારાજ આમ અંતપુરમાં કેમ રહે ! ! એ કાંઇ ઓછી વાત નથી કે માત્ર બે કલાક જ બહાર જાય !

પિંગળા—હા, ને બીજી ત્રણસેં છે; પણ કોઇના સામી નજર પણ કરવા દઉં છું ? માત્ર પેલી ચારને વર્ષમાં એક એક દિવસનો વારો છે; તે પણ હવે કઢાવી નાંખીશ !

મધુર૦—બાઇ, એટલું તો ભલે હોય ! કેમકે નહીં તો આપનાપર એમનો દ્વેશ બહુ વધી જશે !

પિંગળા—વધી જાય તોપણ શું થયું ! એ દ્વેશ રાખે છે, એ મને માલુમ છે, પણ રાજાનું તન ને મન મારી પાસે રાખ્યું છે, તો ભલે તેઓ ધૂળ ઘાલ્યા કરે, ને ધનને ને ધામને જોયા કરે !

મધુર૦—બાઇ, તેમનાથી આપણે બહુ ચેતવાનું છે. કેમકે તમે સૌથી મોટું વેર બાંધી બેઠાં છો !

પિંગળા—રાજા હાથમાં છે ત્યાં સૂધી તેમની શું મગદુર છે ? પણ દાસી અશ્વપાળને હમણાં માત્ર ઘડી એક મળાય છે, પણ તે ઘડી મને આખો દિવસ ખટકે છે હો !

મધુર૦—બાઇ, યારીની રીત તો એવી જ છે ને !

( નેપથ્યમાં— )

આસ્તે નિગાહ રોષન ખડી તાજીમ, નજર રખો મહારાજ.

પિંગળા—( એ સાંભળી ચકિત થઇને ) આ શું દાસી ! આજ આટલા બધા વહેલા ! ! !

( એટલામાં ભર્તૃહરિ પ્રવેશ કરી પિંગળાની પડખે બેસે છે, ત્યારે તે પ્રતિ પિંગળા કહે છે, )

પ્રાણનાથ, ખરું હેત આપે આજ જ જણાવ્યું, નહીં તો વાટ જોઇ જોઇને અર્ધી થઇ જતી તોય ન આવતા !

ભર્તૃહરિ—જો પ્રાણપ્યારી, તારા વિના મને બીજે કયાંઇ ચેન પડતું નથી; માટે ગયો કે પાછો તુરત અહીં આવ્યો જાણવો.

પિંગળા—હા, પ્રાણનાથ, આજ તો એ રીતે કૃપા કરી, પણ હવે તેવી જ કૃપા નિભાવશો એ મારી વિનંતિ છે.

ભર્તૃહરિ—હવે તો એક નિશ્ચય કરીને જ આવ્યો છું !

પિંગળા—એવો નિશ્ચય થશે ત્યારે દિલ પ્રફુલ્લિત રહેશે !

**ભર્તૃહરિ**—નહીં તો શું થાય?

**પિંગળા**—નહિ તો જીવતાંય શેનાં રહીયે!

**ભર્તૃહરિ**—(પ્રસંગ આવ્યો જાણીને) એમ કેમ કહે છે? હવે તારે મરવાની શી ધાસ્તી છે?

**પિંગળા**—મરવાની ધાસ્તિ કેમ ન હોય?

**ભર્તૃહરિ**—ભૂલી ગઈ, અમરફળ ખાધું છે ને?

**પિંગળા**—હા, હા, પ્રાણનાથ, એ તો ભૂલી ગઈ હતી. હવે મોતની તો મારે બીલકુલ ધાસ્તી નથી; તોપણ આપ અત્રે ન હો, ત્યારે મારૂં શરીર જીવતે મુવા તુલ્ય છે, ખરા પ્રાણ આપ આવો ત્યારે જ આવે છે!

**ભર્તૃહરિ**—હા, પુરૂષ તારી પાસે આવે, ત્યારે ખરા પ્રાણ આવે ખરા!

**પિંગળા**—(શંકાયુક્ત થઇને) એમ કેમ કહો છો!

**ભર્તૃહરિ**—એમાં ખોટું શું કહું છું! સ્રીના પ્રાણ પુરૂષ! પણ તેં અમરફળ કયારે ખાધું તે તો કહે?

**પિંગળા**—(વધારે શંકાયુક્ત થઇને) એ તો તમે આપ્યું હતું ને, તે દિવસે સવારે જ હું ખાઈ ગઇ હતી.

**ભર્તૃહરિ**—શાથી કાપીને ખાધું હતું?

**પિંગળા**—આમ કેમ પૂછો છો? કપાય બીજા શાથી? છરીથી! (દાસી પ્રતિ) દાસી, પેલી રત્ન છરી પાછી પેટીમાં મૂકી છે કે?

**મધુર૦**—(મહારાજ આમ પૂછે છે માટે તેમાં કાંઈ ભેદ છે એમ સમજીને) છરીથી કાપીને તમે કયારે ખાધું હતું?

**પિગળા**—(દાસી કયાંક દાટ વાળશે એવું ધારીને) હા, હા, યાદ આવ્યું. એ તો દાંતથી જ ભાંગીને મેં ખાધું હતું.

**ભર્તૃહરિ**—(વાટ તૂટતી જોઇને) પિંગળા, એ ફળ તેં ખાધું નથી.

**પિંગળા**—એ તે બોલો છો શું!

સ્વામીનાથ, સ્વામીનાથ, સ્વામીનાથ રે,
એ ફળ મેં ખાધું પ્યારા, સ્વામીનાથ રે;
વિશ્વાસ ન આવે શાને, પ્યારી સાથ રે.—એ ફળ.

આપથી કયી વાત ગુપ્ત, રાખી નાથ રે,
દિલ તંત્ર દોરી સર્વ, આપ હાથ રે.—એ ફળ.

પ્રાણનાથ ; આપની પાસે મેં અસત્ય ભાષણ કોઇ દિવસ કર્યું છે? અને તે કરૂં પણ કેમ! મારો પતિવ્રતા ધર્મ હું કેમ તોડીશ; એ તો આપ વિચાર કરો!

**ભર્તૃહરિ**—તારું પતિવ્રત તેં પૂરૂં સાચવ્યું છે એ ખરૂં, પણ મને અમરફળ બતાવ પછી બીજું કહે.

**પિંગળા**—હજુ વિશ્વાસ આવતો નથી? (તેના ગળામાં હાથ નાખીને) આ ન ખાધું હોય તો તમારા સોગન. બોલો હવે છે કાંઈ?

**ભર્તૃહરિ**—તારા સોગન હું સાચા માનતો નથી!

**પિંગળા**—આ તે શું? તમને કોઇએ ભરમાવ્યા જણાય છે! મેં નાહ ખાધું હોય તો કોણે ખાધું હશે એ વિચારો! અહીં બીજું છે કોણ? કાં તો તમે, ને કાં તો દાસીએ ખાવું જોઈએ; (દાસી પ્રતિ) બોલ મધુરવદંતી, તેં ખાધું છે?

**મધુર૦**—ના બાઇ, મેં તો હાથમાંય ઝાલ્યું નથી!

**પિંગળા**—ત્યારે રખેને મને ખાધા ન ખાધાની સરતચૂક થઇ ગઇ હોય, ને તમે જ મારી પેટીમાંથી કાઢી છાનામાના ખાઇ ગયા હોની?

**ભર્તૃહરિ**—હા, ખાવું તો મારે જ જોઇતું હતું! પણ ભૂલથી તને અપાયું! પિંગળા, એ ફળ તેં કોઇ પુરૂષને આપ્યું છે!!

**પિંગળા**—(આશ્ચર્ય થવાનો ડોળ કરીને) પુરૂષને! બીજો કોઇ પૃથ્વી પર વસે છે ખરો!! મેં તો તમારા વિના કોઇ જોયો નથી કે જાણુતી પણ નથી!!

**ભર્તૃહરિ**—પણ અમરફળે એમ જણાવ્યું છે કે તેં જોયો છે.

**પિંગળા**—(વાત ફેરવી) એથી વ્હેમ લેવાનું કારણ નથી! અમરફળ તો દુનિયામાં એવાં હજારો હશે!

**ભર્તૃહરિ**—હા અને અમર થએલા પણ હજારો જોઇએ છીએ!

**પિંગળા**—(રાજાનુ ઉલટું કહેલું સાચું ગણીને) ત્યારે, વ્હેમ શાને માટે લો છો?

**ભર્તૃહરિ**—(જરા ક્રોધયુકત) પિંગળા, બધો પ્રપંચ જવા દે, તારું પતિવ્રત બધું મારી નજરે આવ્યું છે; ફળ તેં કોને આપ્યું છે તે બોલ, પછી બીજી વાત કર!

**પિંગળા**—(ગળગળી થઇને) પ્રાણનાથ, મેં તો ખાધું છે, આપના સોગન ખાધા છતાં ન માનતા હો તો આપની મરજી!

**ભર્તૃહરિ**—તેં ખાધું છે કેમ? (ફળ કાઢીને) લે, જો; નીચ વ્યભિચારિણી, આ અમરફળ કયાંથી આવ્યું?

**પિંગળા**—એજ ફળ જોઇ, (સ્વગત–મૂર્ખની યારીમાં ૨વ સળગી ગયો છે, એવું જાણી નીચું મોં ઘાલી બોલતી નથી ને કંપે છે.)

**મધુર૦**—(એ ફળ જોઇને) બાઈ, ફળ તો એનું એજ લાગે છે. (તેના સામી પિંગળા ડોળા કાઢી બોલતી નથી!)

**ભર્તૃહરિ**—હે નીચ લંપટ, દુરાચારિણી, બોલ, એ અશ્વપાળથી તારે કેટલું થયાં યારી થયેલી?

(પિંગળા બધી વાત ફૂટી ગઇ છે, એવું જણાયાથી કાંઈ ન બોલતાં વિશેષ કંપે છે; ત્યારે દાસી પ્રતિ)

બોલ, મધુરવંદતી, કયારથી એને યારી થયેલી?

**મધુર૦**—(હવે છાનું રાખીશ તો મારો જીવ જશે એવું ધારી અચકાતી બોલે છે,) મહારાજ–એ ઘણું થયાં—દુર્બોધાએ લગાડી—

**ભર્તૃહરિ**—અરે, કમજાત, નિમકહરામ, તેં પણ મને કોઇ દી જાહેર ન કર્યું? (પછી જરા વિચારીને) અરે! પણ તારી શી વિસાત! આ લંપટ અધર્મી રાક્ષસીના છળ તથા ત્રાસરૂપી દુર્ગની અંદર સપડાએલી તે–અરે નીચ દુર્બોધાપર રહેમ રાખી અલ્પકાળ ટકવા દીધી તો તેટલામાં પણ તે તેનું નીચ કૃત્ય કરી ડાટ વાળવા ચૂકી નહીં!!

**મધુર૦**—હા, મહારાજ, મારું તો એમજ હતું કે બાઇના ધાકથી એક શબ્દ પણ—

**પિંગળા**—(થરથરતાં હળવેથી) પ્રાણ–નાથ! એવું ફળ–બીજું પૃથ્વીમાં—



भर्तृहरि पिंगळाने फीटकार आपे छे.

ભર્તૃહરિ—અરે કપટ સ્વરુપ! હજુ તારો છળરૂપી પડદો દૂર કરતી નથી! (એમ કહી અશ્વપાળના સ્થાનની ઝડતી લેવા તથા તે સંબંધમાં બધી તજવીજ કરવા માણસો મોકલેલાં, તેણે આણેલી વસ્તુઓ સઘળી પ્રતિહાર લઇ આપવા આવ્યો છે, તેને ભર્તૃહરિએ અંદર બોલાવ્યો, ત્યારે હકીકતની સાથે વસ્તુઓ આપે છે.)

પ્રતિહાર—(હાથ જોડીને) નામદાર, આ રુમાલ, આ સુવર્ણપાત્ર, આ રત્નછરી અને આ પત્ર અશ્વપાળના સ્થાનમાંથી મળ્યાં છે તથા આ નવલખી જરીયન સાડી બાતમી મળતાં કલાવતી વારાંગનાને ત્યાંથી નીકળી છે. (એટલું કહી દાસીના હાથમાં તે વસ્તુઓ આપી, ને તેણે લઈ મહારાજને આપી.)

પિંગળા—(પ્રતિહારનું સાંભળી સ્વગત) હાય! હાય! અમરફળે તો સત્યાનાશ વાળ્યું!! (પ્રકાશ) પ્રાણનાથ, દુર્બોધાએ મને અવળે માર્ગે—

ભર્તૃહરિ—(વસ્તુઓ હાથમાં લીધા પછી તથા વિક્રમનો ઘાટ ઘડવા દુર્બોધાએ મોકલેલો પત્ર વાંચી રોમ રોમ કાળ ક્રોધ વ્યાપેલ તેવી હાલતમાં એકદમ પિંગળાને પડખેથી ઉભા થઇને તિરસ્કાર મુદ્રાથી તેની તરફ હાથ કરીને)

હે! જારકર્મો કરનારી! હે! વ્યભિચારિણી તને ધિક્કાર છે! હે પાતકી! શિયળના રસ્તાનો ભંગ કરનારી! તને ધિક્કાર છે! મેં તારા ખોટા પ્યારમાં ફસાઇ મારું રાજ પાયમાલ કરી દીધું! મારું તન મન ધન તને અર્પણ કર્યું! તારે સુખે સુખી ને તારે દુઃખે દુઃખી એવી પરાધીન અવસ્થા મેં તારામાં લુબ્ધ થઇ પકડી હતી! તારા આનંદને માટે મારો બધો વખત રંગમહેલમાં ગુજારતો હતો! બીજી ત્રણસો રાણીઓનો ત્યાગ કરીને એક તારે વિષે જ પ્રીતિ રાખતો હતો! એટલું છતાં પણ તું મારાથી બેદિલ રહી! છળકપટથી વર્તી! અરે તને, તારી જાતને ને તારા કુળને ધિક્કાર છે! આ ભર્તૃહરિથી તને એક નીચ જાતિનો ડાણીયો પસંદ આવ્યો!!!! અરે કદી દુર્બોધાએ તને અવળે માર્ગે ચડાવી! તો પણ જ્યારે તારુ

અંતઃકરણ મલીન, કાચું અને વિષયાસક્ત હતું, તો તેં મારાથી બેદિલી કરી! માટે હે દુષ્ટ ભાર્યા! એમાં તારો જ દોષ છે, સાચું વજ્રમય અંતઃકરણ કદી ડગતું જ નથી, અરે હું સ્ત્રી પરીક્ષકજ કાચો; અને બીજી મારી એ ભૂલ કે તે માણસને માટે મેં ત્રણ-વાર દરગુજર કરી!! (ત્યાંથી ઉઠી બે ડગલાં ખસીને) જા, તારુ કાળું મુખ મને બતાવીશ નહિ. (તલવારની મુઠ ઝાલી તે જરા કાઢીને) હમણાં આ સમશેરથી તારા બે ટુકડા કરી નાંખ્યા હોત, પણ લાચાર છું કે સ્ત્રીહત્યાનો ડર લાગે છે. તેં રાજપુતાણીની જાતને એબ લગાડી છે! તને શતકોટી ધિક્કાર છે! બસ! હવે હું અહીંથી ચાલ્યો જાઊં છું! હવે તારી ને મારી આ છેલ્લી ભેટ છે એમ ખચીત સમજજે! અને આ ઇશ્વરી ફળ ખાઈ હું જ અમર થઈશ; એવી મહાદેવજીની ઇચ્છા છે! (ગળગળો થઇ) અરે કમજાત! તારા વચનપર વિશ્વાસ રાખી મેં મારો નિર્દોષ બંધુ ગુમાવ્યો, એ જખમ મને જીંદગી પર્યંત રુઝાવાનો નથી. (રંગમહેલના ઓરડાના દ્વાર પાસે જરા ઉભો રહીને) અયિ મમ પવિત્ર માલવભૂમિ! (પિંગળા તરફ હાથ કરી) આ અપવિત્ર ભારરૂપ કામિનીને તું તારામાં જલદી સમાવી દે! (રંગમહે-લને) અરે રંગમહેલ! હવે તું બળી ભસ્મ થઇ જા! અને આ કુલટાને ખાખ કરી નાંખ. હવે હું તારામાં ફરી પગ મૂકવાનો નથી, કેમકે આ ભર્તૃહરિ હવે તારો રાજા મટી જંગલનો જોગી થવા જાય છે. (ઘરેણાં લુગડાંની પેટીઓ તરફ દૃષ્ટિ કરીને) હે વસ્ત્રાલંકારો! તમને મેં ઘણો વખત પરિધાન કર્યાં છે, તે તમારો હવે હું ત્યાગ કરું છું; માટે તમારામાં જે અગ્નિ રહેલો છે તે પ્રગટ કરી તમારી સ્થિતિને બાળી નાંખો!! (એટલું કહી ચાલ્યો જાય છે.)

પિંગળા—(મૂર્છા ખાઇ ઘણો વખત થયાં પૃથ્વીપર પડેલી છે, તે છેવટનું સાંભળી) હર હર! શંકરા!! હાય રે ભગવાન! (રાજા જાય છે ત્યારે રુદન કરતી ઉતાવળેથી રાડ નાંખી) પ્રાણ-નાથ! જરા ઉભા રહો! ગજબ થયો! રે દૈવ ગજબ થયો! અરે દુષ્ટ દુર્બોધા, તેં મને ભૂલવી! ડાટ વાળી દીધો!!

ગાયન

વિનતિ સુણુતા જાઓ સ્વામી,
કહુ છું તમને શીશ નામી;
કુડું જ કીધું થઇ મેં કામી.—પ્યારા સ્વામી રે.
ફીટકારી જાઓ હું છું પાપી,
જાઓ ને મારું માથું કાપી;
આગ અંગ માંહે વ્યાપી.—પ્યારા સ્વામી રે.
સોબતમાંથી સંકટ પડ્યાં,
સુખ લલાટેથી ખડ્યાં;
પાપ પૂરવનાં રે નડ્યાં.—પ્યારા સ્વામી રે.

(પછી દાસી તેને સાવધ કરી બેસાડે છે ને પિંગળા રાણી પાછો રુદનાલાપ શરુ કરે છે.)

---:o:---

## પ્રવેશ ૭ મો

સ્થળ—વિચારભુવન

ભર્તૃહરિ. દીર્ઘદર્શી, શૂરસેન, વિદુષક, પ્રતિહાર ને પાછળથી શહેરના ગૃહસ્થો આવે છે.

ભર્તૃહરિ—(સ્વગત) અહાહા! શું આશ્ચર્યની વાત છે!!!

यां चिंतयामि सततं मयि सा विरक्ता।
साप्यन्यमिच्छति जनं, स जनान्यसक्तः॥
अस्मत्कृते च परितुष्यति काचिदन्या।
धिक् तां च तं च मदनं च इमां च मां च॥

અહાહા!! જેને હું નિરંતર ચાહું છું, તે મારાથી બેદિલ થઇ બીજાને ચાહે છે! વળી તે અવરને ઇચ્છે છે! તે પાછી અન્યને ઉત્તમ ગણે છે. માટે મને, પિંગળાને અશ્વપાળને, તથા કળાવતીને ધિક્કાર છે; અને કામને પણ શત કોટી ધિક્કાર છે! (ઉપરના શ્લોકનો ભાવાર્થ નીચેના ગાયનમાં આવી જાય છે)

ગાયન

જે ચપળાને ચિંતવું નિશદિન, તે મુજથી બેદિલ રહે રે.—જે૦
તે કોઇ અન્ય પુરુષને ઇચ્છે, તે નર નાર બીજીને ચહે;
વળી તે બીજી મુજપર આશક, કહો એ ભેદજ કોણ લહે રે.—જે૦
ધિક્ક જે પ્રથમ કરી છે પ્યારી, ધિક્ક છે એના યાર તને;
ધિક્ક તે નારી અવર જે તારી, ધિક્ક છે કામ તથા જ મને રે.—જે૦
ભલે ભામિની જાણો સાચી, નથી થવી એ સાચી રે;
કરોડ ઉપાયો કરો યત્ન પણ, કામ પ્રગટતાં કાચી રે.—જે૦
ધિક્ક નર નારીના વિશ્વાસી, રહે શૃંગારે રાચી રે;
તે નર ગોથાં નક્કી ખાશે, ફસાઇ પડશે ફાંસી રે.—જે૦
એક જ કામની ઇચ્છા એને, એક જ સુખની પ્યાસી રે;
ઝેર હૃદયમાં મુખમાં અમૃત, જણાશે જુઓ તપાસી રે.—જે૦
છે અબળા પણ નરની ઘાતક, કૈં નર કરતી ઉદાસી રે;
ભોળપણે ભૂલો ખવરાવે, નીચ નરક નિવાસી રે.—જે૦

(વળી આવેશ આવ્યાથી)

અહા! જેનું સ્મરણ હું ક્ષણ એક વિસરતો નહિ, જેની આગળ રાજની સર્વ સમૃદ્ધિ હાજર કરતો હતો! જેનું વચન ઉલ્લંઘવું, એ એક પર્વત ઓળંગવા તુલ્ય ગણતો હતો! જેણે મારું પાણી ગ્રહણ કરેલું એવી ત્રણસો નવયૌવન બાળા સ્ત્રીઓ, કે જે સર્વનો મારાપર એક સરખો જ હકક, તેનો અવતાર ખરાબ કરીને અહર્નિશ જેને વિશે હું તત્પર રહેતો હતો! ટુંકામાં જેની જિવ્હારૂપી દોરીપર એક કાષ્ઠના પુતળાની માફક નૃત્ય કરતો હતો તેણે મારાથી બેદિલ થઇ આવું જાર કર્મ કર્યું!! માટે સ્ત્રી જાતને ધિકકાર છે!!

અરે! કદી નીચના સંગનો દોષ કાઢું તોપણ મારા આવા સ્નેહમાં!! એનું દિલ પલટયું જ કેમ! માટે સ્રીના અંતઃકરણને જ ધિકકાર છે!

રાગ કાલીંગડો

સ્રીયને મનવા ધિકક ધિકક છે,
મારે બડી એને મન ઠીક છે.—સ્રીયને૦

જેની સંગ હું રાત દિવસ,
લપટ રહ્યો તે અલિપ્ત છે.—સ્રીયને૦
પ્રિયા કરી મેં પિંગળા તુજને,
દગો દીધો તુંને ધિક્કક છે.—સ્રીયને૦
રાજ તજી હવે શિવને રટવું,
એહી તરણ ભવ શીખ છે.—સ્રીયને૦

(પોતાના મન સાથે) સ્રીને આ જગતમાં સાચું પ્યારું કોણ છે? કોઇ નથી:—

**जल्पंति सार्द्धमन्येन पश्यंत्यन्यं सविभ्रमम् ।**
**हृदये चिंतयंत्यन्यं प्रियः को नाम योषिताम् ॥**

સ્રી એક પુરુષની સાથે વાત કરે છે, બીજાને હાવભાવથી જુએ છે અને પોતાના મનમાં ત્રીજાનું ચિંત્વન કરે છે! માટે સ્રીઓને ખરેખર કોણ વ્હાલું છે? કોઈ નથી!

**ભર્તૃહરિ**—(પિંગળાના સંબંધમાં સર્વ બાબતની તજવીજ થતાં વિક્રમાદિત્યપર તેણે ખોટો આરોપ મૂકેલો, તથા અશ્વપાળના કહેવાથી તેમ કરેલું એ બાબત પૂરતા કારણો મળવાથી, તથા પિંગળાના આ પ્રત્યક્ષ દુષ્ટાચરણથી, તેમજ દાસીના સ્પષ્ટ કહેવાથી જેને પકકી ખાતરી થઇ છે, એવો ભર્તૃહરિ રાજા આ વખતે પોતાનો ભાઇ યાદ આવ્યાથી શોક સમુદ્રમાં ડૂબી જઇ પશ્ચાત્તાપ કરતાં સ્વગત કહે છે, પિંગળા પ્રત્યે)

**ગજલ**

અયે કમ જાત પિંગળા, તેને બહોત દગા દીયા;
ભાઇ જેસા ભાઇ મૈંને, દેશ નિકાલ કીયા.—અયે૦
તેરે પર ઇતબાર રખા, તેં બુરા કીયા;
જન્મ મેરા આજ તેં, ખરાબ કર દીયા.—અયે૦
કપટ વચન બોલ કહતી, આઓ મેરે પીયા;
જાર કર્મ ગુપ્ત કરતી, ધિક્કક ધિક્કક ત્રિયા.—અયે૦
નિર્દોષ મેરા બંધુ, માલવ દેશસેં ગયા;
નઠોર કઠોર નારી જાત, દિલમેં નહીં દયા.—અયે૦

## માલિની છંદ

વચન સરવ સાચાં, વિક્રમા બંધુ તારાં,
શ્રવણ યુગલ કાચાં, કામથી ભ્રાત મારાં;
વગર સમજ કાઢ્યો, વીર તુંને વિદેશે;
ભરથરી નૃપ ભૂલ્યો, ભામિનીને ભરોંસે!

અરે દુષ્ટ પિંગળા! તારામાં વિષયાસક્ત થઈ, તારા કપટી વચનમાં ભૂલાવો ખાઇ મેં શું શું વિપરીત કાર્ય નથી કર્યાં? મારા નિર્દોષ બંધુ વિક્રમાદિત્યપર મેં કેવો ખોટો આરોપ મૂક્યો! એટલું જ નહીં પણ એ ધર્મમૂર્તિ બાળકને માલવભૂમિની હદપર કાઢ્યો! અરે વિક્રમાદિત્ય, હવે હું શોકસાગરમાં ડુબ્યો છું ને તારાં કહેલાં વચન યાદ કરું છું!!

### ગજલ–રાગ સોરઠ

ડુબ્યો આજ તાપ વિલાપમાં બંધુ તારો વિક્રમાદિત્ય રે,
સુવિચાર ઘાટ નહીં સજ્યો, ત્રિયા કાજ ભ્રાતા તુંને તજ્યો;
પાપી પિંગળાના પ્રબોધથી, દુભ્યો ન્યાયી ભાઇ વિનિત રે-ડુબ્યો.
વ્યભિચારિણી આપ્યું વન રે, આવે યાદ તારાં વચન રે;
ભેખ ધારણ હવે હું કરું, ખેદ બુઝશે ન ખચીત રે—ડુબ્યો.

અરે! હું કયી કયી વાત યાદ કરું! જ્વાળા પ્રગટ થાય છે! અરે! ભાઈ જેવો ભાઈ, મારો પ્યારો વિક્રમાદિત્ય! સૂર્ય-વત્ શુદ્ધ, ને કિશોર વયવત્ કીલ્વિષ રહિત બંધુ! તું નિર્દોષ, તું નિરપરાધી તારા પર કટુ વચન બાણોના પ્રહાર મેં કર્યા! તારું હૃદય મેં ભેદી દીધું! તારા પર આ નીચ, મતિમંદ ગમાર ભર્તૃહરિએ સાહસ કર્યું, અને વ્યભિચારિણી પિંગળામાં મોહ-લુબ્ધ મનથી વિશ્વાસ રાખી તને દેશનિકાલ કર્યો! તે મેં ઘણું જ ભુંડું કર્યું! અરે મેં અત્યુગ્ર સાહસ કર્યું!! હે! શંકરા! મારી મતિ ફરી ગઇ! હે વિધાત્રી! તું વિપરીત થઈ ગઇ! હે બંધુ! તું કહેતો હતો કે ભર્તૃહરિ! વિષભૂતિમાં તેં અમૃત જાણ્યું છે, પણ એમાં રોપેલા બીજનું કટુ ફળ જ્યારે તને આગળ મળશે ત્યારે તને મૃત્યુસમ પરિતાપ થશે!! અરે! તેમ થયું! અરે હવે હું ખેદ સમુદ્રમાં સર્વાંગ ડુબી ગયો! તે હવે કેમ નિકળી શકું!

અરે પાપી પિંગળા! તેં મને તો એ હાલ કર્યો, પણ મારો લઘુ-ભ્રાત તરુણાવસ્થિત, જેને સંસારસુખ ઉપભોગનું જ્ઞાન પણ પૂરું નહોતું, તેનું જીવતર તેં ખરાબ કરી અરણ્યવાસ અપાવ્યો! તે તને વારંવાર હું કેટલા ધિક્કાર આપું! અરે તને હું શું શિક્ષા કરું તેની મને પૂરી સમજ પડતી નથી! અરે હે વિક્રમાદિત્ય તું એક વખત આવી આ ભર્તૃહરિનું શીશ કાપી જમીનપર ઉઠાવી દે, ત્યારે શિક્ષાનો એક શતાંશ થશે? અરે! આ જલ્પના મિથ્યા છે! વિક્રમાદિત્ય માલવદેશમાં ફરી આવવાવાળો નથી! એ તો પ્રતિજ્ઞા કરીને ગયો છે! ખરે! સ્ત્રીનો સ્નેહ ખોટો હતો તે ખોટો નજરે આવ્યો! ને ભ્રાતા સ્નેહ સાચો હતો તે સાચો જણાઇ આવ્યો! અરે બાળક!! તારાં વચન હવે મેં સાચાં જાણ્યાં કે રામચંદ્ર પ્રત્યે લક્ષ્મણની ભક્તિ હતી તે કરતાં તારી પ્રીતિ મારા પ્રત્યે ન્યૂન નહોતી!! અને લક્ષ્મણ મૂર્છિત થયા, ત્યારે રામચંદ્રે શોક કર્યો હતો! તેથી મને આ વખતે અધિક શોક થયો છે! ખરે રઘુવીરનાં વચન યથાયોગ્ય છે કે પિંગળા જેવી લુંડી તો મને હજાર મળવાની હતી પણ માનો જણ્યો ભાઇ અવર કયાં મળવાનો હતો! ધર્મસિંધુ રઘુવીર, આપનાં વચન યથાર્થ છે કેઃ—

देशे देशे कलत्राणि, देशे देशे च बांधवा।
तं देशं न प्रपश्यामि, यत्र भ्राता सहोदरः॥

ઠામ ઠામ સ્ત્રીઓ મળેછે, ઠેકાણે ઠેકાણે બાંધવો (સગા સંબંધી મિત્ર ઇત્યાદિ) પ્રાપ્ત થાયછે; પણ એવો દેશ હું કોઇ જોતો નથી કે જ્યાં સહોદર એટલે માનો જણ્યો ભાઇ મળતો હોય!!
વળી રામચદ્રે તે વખતે વિલાપ કર્યો હતો કેઃ—

सुत बित नारि भवन परिवारा, होहिं जाहिं जग बारहिं बारा।
अस बिचारि जिय जागहु ताता, मिलहि न जगत सहोदर भ्राता॥
यथा पंख बिनु खग अति दीना, मणि बिनु फणि करिवर करहिना
अस मम जीवन बंधु बिनु तोही जो जड दैव जी आवैमोही॥
जै हौं अवध कवन मुख लाई, नारीहेतु प्रियबंधु गंवाई।

એ પ્રમાણે મેં પણ સ્રીને ખાતર ભાઇને ખોયો ! વિક્રમાદિત્ય તને મેં બહુ જ સતાવ્યો છે ! તે સર્વ તારે વિસરી જવું ! કેમકે તારો ભાઇ ભર્તૃહરિ હવે માલવ દેશનો રાજા નથી ! એ તો જંગલમાં ભસ્મ લગાવી જોગી બનવા ચાલ્યો જાય છે. એ ભિક્ષાના માગવાવાળા ભેખપર રોષ ન રાખવો ! ( મનને ઉપદેશ) હે મનવા ! તને વિષયની તૃષ્ણા ઘણી જ હતી ! ! ! તેની શિક્ષા તને ઠીક મળી ! હવે શોધ કરી શંકરની ભકિતમાં આરુઢ થા ! હે મન ! હવે મારું કહ્યું માન, ને મોહ તૃષ્ણા છોડી દે ! ! અરે હવે કેમ વિલંબ કરૂં છું ! કફની તૈયાર કરાવું ! ( એમ કહી ત્યાંથી ઉઠે છે. )

———:o:———

## પ્રવેશ ૮ મો

### સ્થળ—રાજમહાલય

ભતૃહરિ ને પ્રતિહાર, પાછળથી દીર્ઘદર્શી, શૂરસેન ને નગરના ગૃહસ્થો પ્રવેશ કરે છે.

ભર્તૃહરિ—( પ્રધાનને રાજ સુંપરદ કરી એકદમ નિકળી જવું એવો નિશ્ચય કરી તેને તથા સેનાપતિને બોલાવવા પ્રતિહારને મોકલી સ્વગત. )

### રાગ ઝીંઝોટી

છોડ દે અભિમાન માન, અબતો મનવા મેરા છોડ દે.
રાજ પાટ સબ જુઠે જાનો, કયું તુમ હોત હેરાન;
નારી પ્યારી નહીં હે તેરી, મત કરનાં ગુમાન માન.—અ૦
સચ્ચી પ્રીત જગતકી જાની, મત ભૂલે નાદાન;
બાહીર રંગ રૂપકુ દેખી, મત હોનાં ગુલતાન તાન.—અ૦
ચલ જંગલમેં ભેખ ધરેંગે, તજી જગત તોફાન;
જગત સ્વપ્નસેં જાગૃત હો જા, ગુરૂસે લેનાં જ્ઞાન,—અ૦

પ્રતિહાર—( રસ્તેથી પાછો વળી પ્રવેશ કરીને ) મહારાજ, બહાર મંત્રીવર્ગ, તથા સર્વ પ્રકૃતિમંડલ આવ્યું છે, તે આપની આજ્ઞા હોય તો અંદર પ્રવેશ કરે.

ભર્તૃહરિ—હા ઠીક આવ્યા, અંદર બોલાવી લાવ.

(પછી સચિવ, સેનાપતિ ઇત્યાદિ રાજદ્વારી માણસો, જેને સર્વ ખબર મળ્યા છે કે મહારાજાએ પિંગળા રાણીનો તિરસ્કાર દીધો, તથા પોતાના ભાઇ વિક્રમાદિત્ય વિષે, પશ્ચાતાપ કરી વન જવા તૈયાર થયા છે, તેઓ તેવું દ્રઢ જણાય તો રાજાનું દિલ શાંત કરી રાજ છોડી નહી જવા કાંઈ બે બોલ કહેવાની ઉમેદથી આવ્યા છે તેને પ્રતિહાર અંદર દાખલ થવાનું કહે છે તેથી પ્રવેશ કરે છે, તથા વંદન કરી યથાયોગ્ય સ્થળે સૌ બેશી જાય છે.)

ભર્તૃહરિ—(સચિંત, વૈરાગ્યયુકત મુદ્રાથી) અરે દીર્ઘદર્શી! મારૂં દિલ હવે રાજ કાર્યોમાંથી ઉઠી ગયું છે; આ રાજપાટ સમૃદ્ધિ, મહેલ મંદિર, આ અટારી અગાસી, સ્ત્રી ને સ્ત્રીના વિલાસ એ બધું મને વિષવત્ લાગે છે.

દીર્ઘ૦—(હાથ જોડીને) મહારાજ, આમ એકાએક રાજ કાજ, તથા સ્ત્રી પરિવારમાંથી દીલ ઉઠાવવું એ આપને યોગ્ય નથી! કારણ કે રાજેંદ્ર, આ સંસારરુપી સમુદ્રમાં મોટાં મોટાં તોફાન થાય છે; અને આપ દેશનિયંતા પ્રજાપાલક શૂરવીર માલવપતિ નૃપવર્યને તે પાર કરવા જોઇએ; તથા નીતિ તરફ પુર્ણ લક્ષ આણી ધર્મ સ્થાપન કરવો, એ આપનો ધર્મ છે, અને આપત્તિકાળમ તથા સંસારની અરુચી ઉત્પન્નકર્ત્તા પ્રસંગોમાં પર્વત જેવા દ્રઢ મનને, તથા સર્વ પ્રજાને નાવરૂપ ક્ષત્રિયવર્યને સંસાર સમુદ્રથી કોઈ રીતે ડરવાનું નથી, કે તેનો ત્યાગ કરવાનો નથી; ઉલટું એવે પ્રસંગે અમ જેવાને આપે શિખામણ આપવાની છે.

ભર્તૃહરિ—અરે દીર્ઘદર્શી પ્રધાન! આ સંસારના માયાઇ પસારમાં કોઈપણ વસ્તુ સાચી નજર નથી આવતી! રાજ જુઠું, રાજનુ કાજ જુઠું, સ્ત્રી જુઠી, સ્ત્રીનો સ્નેહ જુઠો; રંગ ને રૂપવાળા જે જે દ્રષ્ય પદાર્થ છે તે સર્વ જુઠા છે! ત્યારે એવી કયી વસ્તુ નિર્ભય છે કે જેનો હું આશ્રય કરૂ; આ જગતમાં સર્વ વસ્તુ ભયવાળી છે!

**भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपाल्लाद्भयं।**
**माने दैन्यभयं बले रिपुभयं रूपे तरुण्याभयम्॥**

**शास्त्रे वादभयं गुणे खलभयं कार्ये कृतांताद्भयं।**
**सर्वं वस्तुभयान्वितं भुविनृणां वैराग्यमेवाभयम्॥**

ભોગમાં રોગનો ભય, કુળને પડવાનો ભય, દ્રવ્યને રાજાથી, ભય, આબરુને દીનતાનો ભય, બળને શત્રુથી ભય, રૂપથી સ્રીને ભય, શાસ્રમાં વાદનો ભય, ગુણને ખળનો ભય, દેહને કાળથી ભય એમ સર્વ વસ્તુ ભયવાળી છે, પણ પૃથ્વી ઉપર એક વૈરાગ્ય જ અભય છે.

તે વાસ્તે હે પ્રધાન! મેં વૈરાગ્યનો આશ્રય કરવાનો જે સંકલ્પ કર્યો છે તે સાચો છે, અને અહીંથી જઇ ગંગા તીરે કોઈ અરણ્યમાં મહાત્મા પુરૂષને શોધી ગુરૂ કરી તેની પાસેથી ભેખ ધારણ કરીશ જેથી કરી આ ચોરાશી લક્ષ યોનિમાં વારંવાર જન્મ મરણ લઈ ફરવું પડેછે તે ગુરૂ કૃપાથી મટી જાય! અને આત્મજ્ઞાનના ઉપદેશથી મને સચ્ચિદાનંદ સ્વરૂપ મોક્ષ પ્રાપ્ત થઈ જાય! અને અનાદિ સિદ્ધ નિરંજન સર્વવ્યાપક પરમાત્માના જ્યોતિ સ્વરૂપમાં લીન થઇ જાઉં, તેથી આ રાજ તને સુપરદ કરૂં છું તે સંભાળીને ચલાવવું.

શૂરસેન—(પ્રધાન વિચારમાં પડી જતાં સેનાપતિ કહે છે.) મહારાજ, આપ ભેખ ધારણ કરવાનો વિચાર કરો છો; એ વાજબી નથી. (પછી રાજાના કાનમાં) સ્રીઓ તો સર્વ જગે ખરાબ જ હોયછે. અમે મહારાજ, એવી દરકાર કરતા નથી; અને હજુર, પિંગળા રાણીએ એવું દુષ્ટ કર્મ કર્યું તો હજુરને બીજી કયાં થોડી રાણીઓ છે? બીજીથી પ્રેમ લગાવવો; પણ (પ્રકાશ) આમ રાજ છોડીને ચાલ્યા જવું ન જોઇએ!

ભર્તૃહરિ—શૂરસેનજી, તમારૂં કહેવું છે તે ખરૂં છે; પણ હવે રાજમાં મારૂં મન પ્રવૃત્ત થતું નથી! તેથી રહીને શું કરૂં!!

શૂરસેન—મહારાજ, સર્વ અનર્થના કારણભૂત દુર્બોધાને બોલાવી દેહાંત દંડ દેવો જોઇયે!

ભર્તૃહરિ—સેનાપતિ, સંસારના કોઈપણ કાર્યની વ્યવસ્થા કરવા મારી ઇચ્છા નથી! એમ ઇચ્છું તો પહેલી દેહાંત શિક્ષા પિંગળાને જ કરૂં, પણ સંસારની હરેક પરિણામી અને વિકારી વસ્તુથી

મારે શું પ્રયોજન છે? જડ અસત અને દુઃખરૂપનો સંકલ્પ હવે શા માટે કરવો!

દીર્ઘ૦—(રાજા નીચું જોઈ બેઠા છે, ત્યારે દીર્ઘદર્શી શૂરસેન તથા વિદુષક પોતે ધાર્યા પ્રમાણે કાંઇ યુક્તિઓવાળાં ભાષણ કાઢી રાજાનું મન ફેરવવા પ્રયત્ન કરે છે.)

દીર્ઘદર્શી—રાજેંદ્ર ઇશ્વરકૃપાથી આવું રાજસમૃદ્ધિનું સુખ પ્રાપ્ત થયું છે, મહારાજને ત્રણસો રાણીઓ છે, પોતાના મનને અનુકૂળ વસ્તુમાં પ્રીતિ ને પ્રતિકૂળમાં અપ્રીતિ કરવાને મહારાજ સમર્થ છો, છતાં આમ ત્યાગનો વિચાર કરો છો, તે ડાહાપણને અનુસરતો નથી.

ભર્તૃહરિ—

**रम्यं हर्म्य तलं न किं वसतये श्राव्यं न गेयादिकं,**
**किंवा प्राणसमा समागमसुखं नैवाधिकां प्रीतये ।**
**किंतु भ्रांतपतंगपक्षपवनव्यालोलदीपांकुर-**
**च्छायाचंचलमाकलय्य सततं संतो वनांतं गताः ॥**

સુંદર મેડી શું રહેવાને નહોતી? તેમ ગાયન વિગેરે શું સાંભળવાનું નહતું? તેમ પ્રાણ જેવી પ્યારી સ્ત્રીના સમાગમનું સુખ પ્રીતિને વાસ્તે શું બસ નહોતું? પડતા પતંગીયાની પાંખના પવનથી ચપળ દીવાની ઝાળની છાંયા જેવું ચંચળ બધું છે, એવું જાણીને સત્પુરુષો વનમાં ગયા.

શૂરસેન—તે મહારાજ, વૃદ્ધાવસ્થામાં વન વિષે પધારો તો શું હરકત છે!

ભર્તૃહરિ— ગાયન

પ્રભુ પદ પ્રીતમાં ધાવું આ અવસર, પ્ર૦
આખરે કાંઇ નથી થાવું આ અવસર,

શરીર શક્તિ આબાદ છે ત્યાં લગી, આત્મ સાધન હિત ચહાવું;
જ્યારે જરાઅંગ જર્જરી કરશે, ત્યારે શું તારાથી થાવું૦—આ૦
આખર કરશું એ મોટી ભુલ છે, પછી રહેશે પસ્તાવું;
એવું ધારી શૂરસેન હમારે, ગુરુ શરણ નક્કી જાવું૦—આ૦

**દીર્ઘદર્શી**—(હાથ જોડીને હળવેથી) મહારાજ, આ સંસારમાં પાંચ દિવસ દુઃખના તો પાંચ સુખના પણ આવે છે એક વાતનો અસંતોષ તો બીજી વાતમાં સંતોષ થાય છે; તો આપ રાજનો ત્યાગ કરવાને બદલે તખ્તપર બિરાજી પુણ્યદાન સત્કર્મ કરશો તો એ ધર્મસંગ્રહ ગૃહસ્થાશ્રમમાં સુખ ઉત્પન્ન કર્યા વગર રહેશે નહીં.

**ભર્તૃહરિ**— **ભુજંગી છંદ**

નથી રાચતો રાજ લક્ષ્મીથી કાંઇ,
નથી દેખતો સુખ સંસાર માંહી;
ભલે વિષયો ભોગવો દીર્ઘ કાળ,
થશે તે પરિણામમાં દુઃખ જવાળ.

**દીર્ઘદર્શી**—ત્યારે રાજેંદ્ર, આખી જીંદગાનીમાં સુખનો વખત નહીં જ આવતો હોય!

**ભર્તૃહરિ**— **ભુજંગી છંદ**

અહો કેટલું આપ આયુષ્ય ધારો,
ગયું અર્ધ તો રાતથી તે વિચારો;
ગયું ભાગ પા બાલ્યમાં ખેલ ખેલી,
ગયું શેષ તો વૃદ્ધ કાયા ખડેલી.
વળી ઉપજે રોગ ચિંતા અનેકો,
ઉમેરો કરી સુખનો વક્ષ લેખો;
ઘણી માનસી આધિઓ ને ઉપાધી,
કહો તેહમાં સુખ કયાંથી સમાધી?

**શૂરસેન**—માલવપતિ! વનમાં જઇ તપશ્ચર્યા કરવાની આપની આ અવસ્થા નથી! અને સંસાર સુખ ઉપભોગ ત્યાગ કરવાનો આ વખત હજુ નથી!! અહીં બંને કાર્યની સિદ્ધિ થશે.

**ભર્તૃહરિ**—ભાઈ, આ સંસારમાં તો—

**भोगा न भुक्ता वयमेव भुक्तास्तपो न तप्तं वयमेव तप्ताः।**
**कालो न यातो वयमेव यातास्तृष्णा न जीर्णा वयमेव जीर्णाः॥**

અમે ભોગ તો ભોગવ્યા નહીં, ને ઉલટા અમારા ભોગ મળ્યા! અમે તપ તો કર્યું નહીં પણ પોતે તપ્યા, એટલે સંસારમાં

દુઃખી થયા; વખત ગયો નહીં પણ અમે પોતેજ ગયા, એટલે અમારું બધુ આયુષ્ય પુરું થયું; તૃષ્ણા જુની ન થઇ, પણ અમે પોતેજ જુના થયા, એટલે વૃદ્ધ થયા.

વિદુષક—માલવપતિ ચતુરસુજાણ ભર્તૃહરિ રાજન્! રાજપાટ, સમૃદ્ધિ, રાણીઓ, કુટુંબ પરીવાર છોડી વનમાં જશો તો તેનો વિયોગ આપને દુઃખદાયક નહીં થાય?

ભર્તૃહરિ—ભાઈ—

**વસંતતિલકા છંદ**

છે ભોગ વિષય બધો નકિરે જવાનો,
તેનો વિયોગ દિન એક નિશ્ચે થવાનો;
સ્વતઃ જતાં મન અતી પરિતાપ વ્યાપે,
હાથે કરી તજિ જતાં સુખ શાંતિ આપે.

વિદુષક—ત્યારે મહારાજ, ક્રોધ ન કરો તો એક વાત કહું?

ભર્તૃહરિ—સુખેથી કહે?

વિદુષક—શૃંગારના વિલાસમાં જે હું મુદલ નહોતો જાણતો તે પાવરધો તમે મને કર્યો! કે મનમોહિની ચંદ્રમુખી કમળનયની સ્ત્રીઓના સુકોમળ અંગોનો ત્યાગ કેમ થાય!! અને અત્યારે આમ કેમ ફરી બેઠા?

ભર્તૃહરિ—(પૂર્ણ વૈરાગ્યમાં)

**स्तनौ मांसग्रंथी कनककलशावित्युपमितौ**
**मुखं श्लेष्मागारं तदपि च शशांकेन तुलितम्।**
**स्रवन्मूत्रक्लिन्नंकरिवरशिरःस्पर्द्धिजघनं**
**मुहुर्निंद्यं रुपं कविजनविशेषैर्गुरुकृतम्॥**

સ્તન માંસની ગાંઠો છે, તેને સોનાના કળસની ઉપમાં આપી છે; મ્હોડું કફનું ઘર છે, તેને ચંદ્રની ઉપમા આપી છે, સ્રવતા મૂત્રથી ભીંજાએલું સાથળ હાથીના કુંભસ્થળની બરાબર ગણ્યું છે; આવી નિંદવા લાયક આકૃતિને લોકોએ વખાણી વખાણીને મોટી કરી છે.

તેમ હે મિત્ર ! જેમ પતંગીયો તિવ્ર અગ્નિમાં તેની મ્હોટાઈ જાણ્યાવિના પડે છે, ને બળી ભસ્મ થાય છે, જેમ માછલું લોઢાની આંકડીએ વળગેલું ભક્ષ લેવાની લાલચે પ્રાણ ખુએ છે; અને હરણ મધુર ગાયનમાં લીન થઇ સ્થિર રહી પારધીના બાણથી તેના પ્રાણની હાની કરે છે; ભ્રમર ઘ્રાણેંદ્રિયના મોહમાં કમળમાં સપડાઈ જઈ મરણ પામે છે; તેમ આપણે સમજીએ છીએ તો પણ આપત્તિની જાળવાળા એવા સંસારના વિષયોને છોડતા નથી ! ! અહોહો ! મોહનો મહિમા કેવો ગહન છે !

વિદુષક—( આંખમાં અશ્રુસહિત ) મહારાજ, આ રાજપ્રકરણ બધું આપને યાદ આવ્યા વગર નહિ રહે !

ભર્તૃહરિ—ભાઇ, કાળ રાજાએ બધું સ્મૃતિ માત્ર જ રાખ્યું છે ! હે કાળ ! તેં—

માલિની છંદ

નગરી નૃપતિ સખ્યા, પંડિતોની સભાને,
કમળવદની કામા, ચંદ્ર દેહી પ્રભાને;
મદમત નૃપ લીધા, કાળ કોને ન પુછ્યું,
નમિ નમિ નમિ દેવા, કાળ તુંને નમું છું ! !

દીર્ઘદર્શી—મહારાજ, હજુ ઘણા શત્રુઓ પાસે આપણી રાજની ખંડણી લેણી છે ! તેનું પછી—

સેનાપતિ—નામદાર, આપને હજુ ઘણા શત્રુઓને જીતવાના છે ! તે કીર્ત્તિને પછી—

ભર્તૃહરિ—ભાઇ, એ બધું તમારે સંસારીઓને અવશ્ય જોઇએ, અને મારે તો હવેઃ—

**प्राप्ता श्रियः सकलकामदुघास्ततः किं-**
**न्यस्तं पदं शिरसि विद्विषतां ततः किम् ।**
**संपादिताः प्रणयिनो विभवैस्ततः किं-**
**कल्पंस्थितास्तनुभृतां तनवस्ततः किम् ॥**

સર્વ કામને પૂર્ણ કરનારી લક્ષ્મી પ્રાપ્ત થઇ તેથી શું ? શત્રુઓના માથા ઉપર પગ મૂકયો તેથી શું ? સ્નેહીઓને સંપત્તિ-

વાળા કર્યા તેથી શું ? અને પ્રાણીઓનાં શરીર એક કલ્પ લગી રહ્યાં તેથી શું ? અર્થાત્ તેથી જેનો કદી નાશ ન થાય એવી ત્રણુ કાળ અબાધિત સાચી કયી વસ્તુ મને પ્રાપ્ત થવાની હતી? કોઈ નહીં.

દીર્ઘ૦—મહારાજ, એવાં દારુણ વન આપને વિકટ તથા દુઃખદાયક થશે, તથા દિશાઓ ખાવા ધાશે!

ભર્તૃહરિ—ભાઇ, હવે ડર કોને!

अकिंचनस्य दांतस्य शांतस्य समचेतसः ।
सदा संतुष्टमनसः सर्वाः सुखमयादिशः ॥

જેની પાસે કાંઈપણ નથી, મન તથા ઈંદ્રિઓ વશ રાખેલી છે, એક સરખું ચિત્ત છે, હમેશાં સંતોષવાળું મન છે, એવા માણસોને સર્વ દિશાઓ સુખરૂપ છે.

દીર્ઘ૦—(રાજાનું મન કોઇ રીતે ડગે તેમ નથી એવું જોઇને) માહારાજ આપ વનમાં પધારો છો, તો અમે આપની પાછળ કારભાર કરવાના નથી એ ચોકસ સમજજો. જેનું અમે નિમક ખાધું તે મહીપાળ જ્યારે ભભુત લગાવે છે; ત્યારે અમે તે જોગીના ચેલા બની પાસે રહીશું, તથા ટુકડા માગી લાવી ખાઈશું; અને આપને લાવી હાજર કરીશું અને શેષ આયુષ્ય મહારાજા જોગીની સેવામાં પૂરું કરીશું.

શૂરસેન—હજુર, અમે પણ એમ જ કરીશું, આ લશ્કરની અને રાજની ગમે તે અવસ્થા થાય તેનું અમારે કાંઇ પ્રયોજન નથી.

દીર્ઘ૦—મહારાજ, આપ ભેખ ધારણ કરવા ઇરાદો કરો છો, એ વાત સહેજસાજ પ્રજામાં પણ પ્રસરી છે અને રૈયત લોકમાં મહા કલ્પાંત ને શોકથઈ રહ્યા છે ને મને ખબર મળ્યા છે કે જેવી રીતે રામચંદ્ર વનમાં ગયા, ને તે વખત પ્રજા પાછળ ચાલી હતી તેવી રીતે આપની પ્રજાનો પણ ઘણો ભાગ સંગે ચાલવા તૈયાર થયો છે.

ભર્તૃહરિ—પ્રધાનવર્ય! એવો ઉત્પાત મારી પરમ પ્રીતિપાત્ર પ્રજામાં થવા ન દેવો; અને તેને સારી રીતે સમજાવવી.

પ્રતિહાર—(પ્રવેશ કરીને) મહારાજ, ખબર આવ્યા છે કે મહારાણીના પિતાએ દુર્બોધાને નાક કાન છેદન કરી દેશ નિકાલ કરી

છે, અને આ વૃત્તાંત સાંભળી ખેદના સમુદ્રમાં ડુબ્યા છે; દુર્બોધાને દેહાંત દંડ મહાજને બંધ રખાવ્યો.

વિદુષક—દુર્બોધાને દેશનિકાલ કે! (ગજવામાંથી કાઢીને) લે, તું તો સો અશરફી, કરોડોમાંથી આટલી હક્ક થઇ.

(નેપથ્યમાં)

ગુલાબચંદશાહ—(માણેકચંદશાહને કહે છે) બે વચન ઘટે તે જરૂર કહેવાં.

માણેકચંદશાહ—હા ખરું છે! આજ નહિ કહીએ તો પછી ક્યારે કહીશું!

ગુલાબચંશાહ—માણેકશાહ, આતો મોટો ઉલ્કાપાત વર્તાયો!

માણેકચંદશાહ—ભાઇ, આથી બીજો કયો ઉલ્કાપાત! બાણું લાખ માળવાનો ધણી જોગી બને છે!! વાહ દૈવ તેરી ગતિ!!

પ્રેમાનંદશાહ—રાજા ને જોગીના હઠ ભાઇ, જ્યાં જોઇએ ત્યાં તેવા. પણ ઉજેનીને રંડાપો આવવા કેમ દઇશું!

ગુલાબચંદશાહ—(ઘણી વાર રોકાયાથી પ્રતિહાર પ્રતિ) ભાઇ તારો પાડ, હવે તો જઇ મહારાજને કહે તો ઠીક!

પ્રતિહાર—(પ્રવેશ કરીને) પૃથ્વીપતિ, પ્રજામંડળ બધું આવ્યું છે ને બહાર ઉભું છે. હુકમ હોય તો અંદર પ્રવેશ કરે.

ભર્તૃહરિ-(હળવેથી) કોણ કોણ છે?

પ્રતિહાર—મહારાજ, ગુલાબચંદશાહ પંડે આવ્યા છે, ને માણેકચંદશાહ તથા પ્રેમાનંદશાહ પણ સાથે છે.

ભર્તૃહરિ—અહોહો! ત્રણે શેઠીયા, મારાધર્મધુરંધર ગૃહસ્થો આવ્યા છે! (એકદમ ઉઠી બહાર જઈ તેડી લાવે છે અને પ્રવેશ કર્યા પછી પ્રતિહાર સૌને યોગ્ય સ્થળે બેસાડે છે.)

ગુલાબચંદશાહ—(સૌ બેઠા પછી ઉભા થઇ હાથ જોડીને રાજા-પ્રતિ) ત્રીલોકના પતિ! આ શો ગજબ કરવા તૈયાર થયા છો! ને અમારું જીવતર ધુળ કરવું હોય તો ભલે વનમાં પધારો; તો તો અમારી ના નથી!

**માણેકચંદશાહ**—આજસુધી પ્રજાને ઘરનાં છોકરાંની માફક પાળી છે, ને હવે આમ કરવું હોય તો ભલે! ભભુત લગાવીને તમે જોગી બનશો તો અમારે પણ શરીરે ચોળવા ભસ્મ મળી રહેશે.

**પ્રેમાનંદશાહ**—અન્નદાતા! રાજાના ને જોગીના હઠથી આડો આંક છે! અમે દુધ સાકર ચોખા ખાઈશું ને તમને સુકા ટુકડા માગતા નજરે જોઇશું? ચૌદ ભુવનના પતિ! વિચારો, એ તે કદી બનવાનું છે?

**ભર્તૃહરિ**—(એ બધું સાંભળીને બોધદર્શક હસ્ત મુદ્રાથી.)

### લાવણી

સુણો દીર્ઘદર્શી હે સચિવા! ગૃહસ્થો ઉજ્જયની વાસી!
સુણો સકળ હે રાજદ્વારી! કહે ભર્તૃહરિ ઉદાસી!

આ સંસાર રહો તમે સૌ, ગૃહસ્થાશ્રમ છે સુખરાશી,
નીતિ સુખ મમ પ્રજા ભોગવો, હું તો થયો છું ઉદાસી.—સુણો.

કપટરહિત શુદ્ધ દિલથી પ્રીતિ, નર નારી જોડા સાચી,
કદી ન કરશો બુદ્ધિ કાચી, રહો સુખ સંસારે રાચી.—સુણો.

પુરુષ સરવને પ્રથમ કહું કદી, પડો નાર પ્રીતિ ફાંસી;
શિયળ પતિવ્રત નીતિ વૃષ્ટિ, હમેશ વરસાવો ખાસી.—સુણો.

મન દ્રઢાવી કરો વજ્રમય, ડગે ન અવિચળ થઇ જ્યારે,
ખરી પ્રીત અંતરથી લાગે, શુદ્ધ નારીઓ રહે ત્યારે.—સુણો.

કદી ન અળગી એને કરશો, થઈ નારના વિશ્વાસી,
પ્રસંગ એને તમે આપશો, નીતિથી જાશે નાશી.—સુણો.

ઉપર ડોળ એનો નવ માનો, કરો પરીક્ષા તો સાચી,
ભોળા થઇને ભરમાશો નહિ, નમીને રેહેશો નહિ નાચી.—સુણો.

એને સંગ કદી નવ કોઇનો, તુરત તમે કરવા દેશો,
બહુ પરીક્ષા કરી વિચારી, પરિપકવ ભાસે લેશો.—સુણો.

નીચ દુષ્ટ દુર્બુદ્ધિ મનની એક દિવસ સંગે રેહેશે,
જીવિત એતો ખરાબ કરશે, નક્કી દિલ પલટી દેશે.—સુણો.

આ સંસારતણું એક સાર્થક, વિષય ભોગ ગણુશો જ નહિ,
તલ્લિન તેમાં બહુ થાશો માં, ચપળ ચિત્તથી એ ચાહી.—સુણો.

માત્ર પ્રજા ઉત્પત્તિ હેતુ, વિષય ભોગ વિશે રાખો,
પણ દિવસને રાત્રિ એમાં, ખુઓ ન જન્માશે આખો.—સુણો.
તમે લુબ્ધ બહુ રહેશો તેમાં, સદા વિષય કેરે રંગે,
તો તે પણ ચાલ પકડશે, ઉપજશે દુ:ખ એ અંગે.—સુણો.
ચાલ આપણી હોય નઠારી, મિત્ર સૂચવે તે માનો,
એપર પુરું લક્ષ આપજો, હિતાહિત મનમાં જાણો.—સુણો.
સંપી રહેજો ન્યાયે વર્ત્તજો, દીર્ઘદર્શી શૂરસેન તમે,
બાળાઓને બોધ આપજો, નીતિ ભોજન નિત્ય જમે.—સુણો.
અરે દીર્ઘદર્શી આ રૈયત, પુત્ર સમાન ગણી પાળો,
કદી વિક્રમ આવ્યો સંભળાયે, વળી કયાંઈ નજરે ભાળો.—સુણો.
તો તેને જઇ કરી વિનતિ, ઉજ્જયની માંહે લાવો,
પ્રતિજ્ઞા એની મૂકાવજો સૌ, કહી બનાવ બન્યો આવો.—સુણો
માફી મારી વતી માગજો, કૃતઘ્ની હું એનો ભ્રાતા,
પુણ્યસ્વરૂપ પરમાર્થી એ છે, સકળ પ્રાણીનો સુખદાતા.—સુણો.
પ્રજા દુ:ખ એ શ્રવણ કરીને, આવી અહીં ઉભો રહેશે,
પરદુ:ખભંજન વિક્રમ મારો, અરે! હશે કયાં! શા વેશે.—સુણો.
હવે જગલમાં જાઊં છું હું, કફની હોય તે લાવો રે,
આ અંગરખા ઉપર પહેરું જોગ મને દર્શાવો રે.—સુણો.

(રાજા ઉઠે છે ને વળી વિદુષકનું બોલવું સાંભળી બેસે છે.)

**વિદુષક**—(કફની શબ્દ સાંભળી ઉભો થઇ જરા રોષમાં)

અરે મહારાજ કોણ કફની આપે, મગદુર કોની જોતો નથી
કતલ એને હું કરી રે નાખું, હવે મોતથી બીતો નથી.

**ભર્તૃહરિ**—

અરે મિત્ર વિદુષક મારા, દિલ મારું અહીંથી ઉઠયું,
હવે આગ્રહ તું વૃથા કરે છે, જગત મેં જાણ્યું છે તે જુઠું—સુણો.
તારાં વચન મેં નવ રે માન્યાં, ફળ તેનું મેં તો ચાખ્યું,
હવે સરવને સમજાવીને, રાખ શાંત નગર આખું.—સુણો.

**વિદુષક**—

તે તો રાજા ભલે કહો છો, હું જુદો નહિ રહેવાનો,
હું સંગે તૈયાર થયો છું, નથી મિત્ર હું કહેવાનો.

બાઇડીને મે પ્રાતઃકાળે, પિયર વળાવી પરમાણો,
કર્યું ઠેકાણે ઘર મેં સઘળું, ચેલો થઈ આવ્યો જાણો !

**ભર્તૃહરિ—**

અરે મિત્ર શા માટે દુઃખીયો, થાવા આવે જંગલમાં,
અહીં રહી તું સુખ ભોગવજે, માનિની કેરા મંગળમાં,–સુણો.

**વિદુષક—**

રાજમિત્ર ! એ તે શું કહો છો ! અરુચી જગની મને હતી;
તમને અરુચી થૈ છે હમણાં, ઝપટ જગતની લાગી હતી !

**ગુલાબચંદશાહ—**( ઉભા થઇને )

અરે રાજા જો જાઓ જંગલમાં, અમો તૈયાર કુટુંબ એંશી
તમ સાથે ચાલીશું ભેળા, રહેશું નહીં ઘરમાં બેશી.

**માણેકચંદશાહ—**

રાજા જોગી પ્રજા રે ભોગી, એ તે ન્યાય કયાંનો કહેવો,
અમે તૈયાર થઇને આવ્યા, પાછળથી પગ દ્યો જેવો.

**પ્રેમાનંદશાહ—**

શો છે ધર્મ જ રાજા કેરો, વિચારો નૃપતિ ગુણવંતા,
પ્રજા સુખી જો ન્યાયે કરશો, મુકિત પામશો યશવંતા.

**ભર્તૃહરિ—**

પ્રેમાનદશાહ વચન આપનું, સંસારીને સાચું છે,
યોગ સાધના નિવૃતિ વણ, મોક્ષ પ્રયત્નજ કાચું છે.–સુણો.

( પ્રધાન પ્રતિ )

અરે પ્રધાના સમજાવે તું, પ્રીતિવંત પ્રજા મારી,
અવળી હઠ એ પકડી બેસે, વચન કહે કાંઇ વિચારી.–સુણો.

નથી હવે હું અહીં રહેવાનો, લાખ પ્રકારે હે ભાઇ,
મારું મન હવે અહીં નહીં લાગે, સ્થિર થાવું જંગલમાં જઇ.–સુણો.

(એટલું કહ્યા પછી રાજાએ કફની તૈયાર કરાવી રાખી હતી તે પ્રતિહારને ઇશારો કરેલ તે પ્રમાણે તેણે આ વાતની રગઝગમાં સિંહાસનની એક બાજુએ મૂકેલી, તે એકદમ કાઢીને )

જય અલખ! જય અબધુત નિરંજન!! (એમ કહી પહેરી લીધી તથા સિંહાસનપરથી રાજા ઉતર્યા ને અતિ દિલગીરીનો દેખાવ આ વખતે થઇ રહ્યો.)

**દીર્ઘ૦**—(એકદમ ઉઠી રાજાની આગળ રસ્તામાં આડા ઉભા રહીને)

ગજલ

તુમ ચલે કફની પહેરકે, હમકું કીયા કીસ્કે હવાલે,
તુમ ચલોગે ઇસ બાજુપેં, હમ પીવે બીખકે પ્યાલે;
રાજા મત કરના એસા, તેરા પ્યાર દિલુ સાલે,—તુમ.
તુજ બિના યહ પ્રજા, સબ હોતહી બેહાલે,
રુદન કરતી તુજ પ્રિયા, મત ગલે કફની ડાલે.—તુમ.
બેહાલ કરકે સબકું, પ્યારા અબ ભેખ ના લે,
એસે ચલકે ઈહાંસે કયું ગલેમેં તોક ડાલે.—તુમ.

**ભર્તૃહરિ**— રાગ ઉપરનો

હમ જાતે જંગલકે બીચ, જુઠી હે રાજકી જંજાલ,
સાધન અપના છોડકે, ઇધર મત હોના બેહાલ;
હે લખ લાનત ઓરતકું, મત ગુમાના ઉસસે કાલ,—હમ.
બહેતર હે સ્રી દિલસે, કભી હોવે ઝેરી ખ્યાલ;
અબ રાજ હમ નાંહી કરે, તુમ રાજ અબ સંભાલ.—હમ.

(રાજા ને વિદુષક બહાર નિકળ્યા કે પ્રજામંડળ બધું તેની પાછળ જાય છે, ને વિદુષક ઘણું સમજાવે છે પણ કોઇનું સાંભળતા નથી.)

**પ્રજાવગ**— ગાયન

રાજા કયાં જાઓ છો, અમને મૂકીને,
આમ એકાએક ઉદાસ થઇને,
ભેખની વાત શું મુખે ભણો છો;
મનમાં, ક્ષણુમાં, રણુમાં, વનમાં,
ઉપજાવો ત્રાસ પ્રીતિ ચૂકીને.—રાજા૦
અરે શું થાશે, અમો પ્રજાનું,
ઝુરીને મરશે, કફની ધરો છો;

ઉરમાં, પુરમાં, શોકના થોકમાં,
અંધ થશે સૌ, આંસુ સુકીને.—રાજા૦

(ભર્તૃહરિ કોઈનું નહિ સાંભળતાં એકદમ જંગલમાં ચાલ્યા જાય છે.)

દીર્ઘ૦—(આંખમાંથી આંસુ ચાલ્યાં જાય છે ને સેનાપતિપ્રતિ) શૂરસેન, રાજા રાજનો ત્યાગ કરી ચલ્યા ગયા. મહારાણી પિંગળાએ ઘણું વિપરીત કામ કર્યું, રાજાને વૈરાગ્ય દીધો! એ દ્રષ્ટાંત આપણે પણ લેવાનું છે કે સ્ત્રીનો વિશ્વાસ કરી તેમાં છેક ગરકાવ ન થવું. યથાયોગ્ય ગ્રહસ્થાશ્રમ સુખ ભોગવવું, તથા મહારાજનાં વચન પ્રમાણે એને સદા નીતિના બોધની વૃષ્ટિ કરવી. કોઇ વગર પરીક્ષાએ નીચ માણુસ પાસે ન રાખવું પણ હવે એ વાત હાલ બંધ રાખીએ; તમારે લશ્કરનો બરાબર બંદોબસ્ત કરવો અને હું નગર શેઠને ત્યાં જઈ પ્રજાના મનનું કાંઇ સમાધાન કરી આવું.

શૂરસેન—બહુ સારું તમે જાઓ, ને હું બીજો બધો બંદોબસ્ત કરું છું ને વિક્રમાદિત્યની શોધમાં માણસો મોકલું છું.

દીર્ઘદર્શી—હા, એ કામ પહેલું કરજો. (એમ કહી પ્રધાન સત્વર નીકળી જાય છે.)

શૂરસેન—અહાહા! શું બનાવ બન્યો!! દુર્દૈવ, તેં આ શું કર્યું!
(એમ કહી તે પણ નીકળી જાયછે.)



# અંક ૫ મો

## પાત્રો

| | |
|---|---|
| ભર્તૃહરિ.................... | માલવ દેશનો રાજા. |
| પિંગળા.................... | તેની માનીતી રાણી. |
| યશોમાલતી............ કમલાક્ષી.............. ચંદ્રકળા ............... | તેની પિંગળાથી ઉતરતે દરજ્જે માનીતી રાણીઓ. |
| કૃષ્ણા કુમારી ........... | ભર્તૃહરિની પુત્રી. |
| મચ્છેંદ્રનાથ............... | એક અબધુત યોગેશ્વર. |
| ગોરખનાથ ............... | તેનો પૂર્ણ યોગને પહોંચેલો શિષ્ય. |
| ઓઘડનાથ ........... કંથડનાથ ........... લક્કડભારથી........... | મચ્છેંદ્રનાથના બીજા શિષ્યો. |

---:o:---

## પ્રવેશ ૧ લો

### સ્થળ—પિંગળાનો રાજમહેલ

### પાત્ર–પિંગળા તથા મધુરવદંતી

પિંગળા—(રાજા તિરસ્કાર દઇ ગયા પછી જેનો બધો વખત રુદનાલાપમાં જ જાય છે, ને દાસી નગરમાં શી સ્થિતિ વર્તે છે, મહારાજા ભર્તૃહરિ શહેરમાં છે કે ચાલ્યા ગયા છે, ઈત્યાદિ તજવીજ કરવા ગયેલી; તેને આવતી જોઇને પૂછે છે.) કેમ દાસી, નગરમાં શી વ્યવસ્થા છે? મહારાજને ક્યાંઈ દીઠા?

મધુ૦—(નિસ્તેજ થઇ જઇ થોડીવાર સ્તબ્ધ રહી પછી ગદ્ગદ કંઠે) બાઇ ઉજ્જયનીનો સૂર્ય અસ્ત થઈ ગયો છે; સર્વ પ્રજાના જીવનના જીવન મહારાજા ભર્તૃહરિ રાજપાટ છોડી તેજ વખતે અરણ્યમાં ચાલ્યા ગયા છે!! પ્રજા બધી રુદન કરે છે રાજ-

મંડળનું ચિત્ત વ્યગ્ર થઇ ગયું છે, રાણીવાસમાં પણ બધે શોક છવાઈ રહ્યા છે! આખી ઉજ્જયનીમાં હાહાકાર થઇ રહ્યો છે!

પિંગળા—( એ સાંભળી મૂર્છા ખાઈ પડે છે, ને દાસી તેને સાવધ કરી બેસાડે છે ત્યારે )

### લલિત ૭૬.

અરર સ્વામિ રે શું હવે કરું, અતિ નિષિદ્ધ મેં કર્મ આચર્યું;
શિયળ ભંગમાં પાપ ના ગણ્યું, સુખ અખુટ મેં આપનું હણ્યું
દિયર માહરા શુદ્ધ જે અતિ, મુજ પ્રતિ હતી માતુની મતિ;
અરર તેમની, શી કરી ગતિ, સ્મરણ કૃત્યનાં શાં કરું પતિ!
દિયર વિક્રમા, નિર્મળા મતિ, તુજ વિષે થઈ, દુષ્ટ હું અતિ;
મન ગમ્યાં સદા, ભોગવ્યાં સુખો, કયમ સહ્યાં જશે, રાનનાં દુઃખો.
વિષય વાસનાથી હું આંધળી, ભવિષ્ય ના નીહાળી શકી જરી;
સકળ સુખભંડાર માહરો, અરર દૈવ તું લુંટી સંચર્યો.
પૂર્ણ સત્ય રે, સ્નેહ રાખતા, પતિ ગુમાવીને, વોરી આપદા;
નગર છોડીને છોડી રાજરે, વિભુત ચોળી છાંડી સમાજરે.
સુરજ આથમ્યો, માળવા તણો, ઉચરતા બધે, ત્રાહ્ય રે જનો;
થઈ ઉજેની રે, તું અનાથ રે, કકળતો રહ્યો, સર્વ સાથરે.
જગત શોકની લાહ્યમાં બળે, નહિ જ કેમ તું જીવ નિકળે;
કરમ કોપિયું શું સુઝી મતિ મૂરખ પાપી મેં, આણી આ ગતિ,
અરર રે ફર્યું, દિલ માહરું, નીચ સંગથી, બુરું રે કર્યું;
અરર નીચને, પાસ રાખીઓ, અરર દાસી તેં, ડાટ વાળિયો.
અસત્ય દોષ મેં, સ્વામી ભ્રાતને; દઈ તજાવીયો, દેશ સાથને,
અરર નારી હું, પાપી જારણી, દિયર માફી દ્યો, આવી ઓ ઘણી.
કમલ મુખને, શ્યામ મેં કરી, કુળ લજાવીયું, ના ગઇ મરી;
રૂપ બળો અરે, શું કરું હવે, કુરૂપ તો થયું, કામને હવે.
દવ ઉઠી મને બાળી નાંખ તું, જનની પૃથ્વી રે, મા! સમાવ તું;
અરર શું કરૂં, કયાં જઈ પડું, મરણ સહાય થા, આવી હું કડું.

હર હર! શંકરા! હાયરે ભગવાન! હવે હું શું કરૂં! હવે તું મૃત્યુ જલદી આપ!!

મધુર૦— **લલિતછંદ.**

ધીરજ ધારીને, બાઇ સાવધ, સબળ થૈ કરો, કલેશનો વધ;
નીર વહ્યા પછી, વ્યર્થ શોચના, નહિ થયું થયું, તે થશે જ ના.
અતિ પ્રચંડ છે, જવાળ કામની, શિયળ વૃત્તિ ત્યાં, જેવી દામની
ચપળ ચિત્ત આ, સ્થિર ના રહે, વિષય પંચમાં, દોડવા ચહે.
સુર મુનીશ્વરો, જોગીને જતિ, ભ્રમિત સર્વની, થાય જ્યાં મતિ;
અબળ જાતની, શી વિસાત ત્યાં, રડી રડી કરો, આંખ લાલ કાં.
નહિ લલાટના, લેખ રે, ચૂકે, સમય મૃત્યુનો, નિમ ના મૂકે;
ચતુર છો વિચારી જુઓ તમે, ફળ કશું હવે, દેહને દમે.

બાઈ સાહેબ, આમ દેહ દમન, અને રાત્રી દીન રૂદનાલાપ કરવાથી આપના શરીરને દુઃખ ઉત્પન્ન થશે.

માટે **भवितव्यं भवत्येव कर्मणामीदृशी गतिः।**

એ વાકયપર દ્રષ્ટિ કરીને શોકાવરણથી મુકત થાઓ, તથા ઇશ્વિરના સ્મરણમાં ચિત્ત ચોડો.

પિંગળા—અરે દાસી! મને મારૂં કૃત્ય સંભારી કંપારો છુટે છે. અરે હું પાતકી, વ્યભિચારિણી, ગમે તેટલો પશ્ચાતાપ કરૂં પણ હવે પવિત્ર થવાની નથી! અરે જે દુષ્કૃત્ય જાણી બુજીને કર્યું તેને માટે પ્રાયશ્ચિત જ શેનું! અરે પ્રાણપતિ જેવા પ્રાણપતિ! માલવપતિ ભર્તૃહરિ મહારાજ કેવા નિર્મળ પ્રેમી. તેને મેં કઠોર નારી જાતે દગો દીધો! અરે જે અંતઃકરણનો એને પૂર્ણ વિશ્વાસ, તેજ અંતઃકરણે તેને છેતરી અસહ્ય સંતાપ ઉત્પન્ન કર્યો! હે અપવિત્ર અંતઃકરણ હવે તને બાળી ચિતા ભસ્મ ભેળું કરૂં છું!

મધુર૦—( એ સાંભળી બાઇનો આપઘાત કરવાનો વિચાર જાણીને બાઈ સાહેબ, એ શું બોલો છો! આત્મહત્યા કરવાથી ઉલટો પાપનો વધારો થાય છે! માટે એ વિચાર સ્વપ્ને પણ ન રાખવો! તથા હરિસ્મરણથી દેહશુદ્ધિ કરવી.

**ગાયન**

ભાવિ થનારું તે થયું, હવે શોક ના કરો તમે બાઇરે મારાં.
જોબન જોરે તો ભૂલ્યાં, નેત્ર તે સમે ન ખુલ્યાં,

કામાંધ થઈને ડુલ્યાં, દુભાવ્યા ભરથાર પ્યારા.—તમે૦
મિથ્યા ન થાએ કીધું, ઝેર ઉપાડીને પીધું,
સાચા સ્વામિને દુઃખ દીધું, ભર્યા પાપના ભારા.—તમે૦
શોક બાઈરે ત્યાગો, હરિ ધ્યાનમાંહી લાગો,
હવે પાપ માફી માગો, કીધાં કર્મ જે કાળાં.—તમે૦

પિંગળા—દાસી, હવે મારું જીવતર વ્યર્થ છે. હવે જે જે સંકલ્પ અંતઃકરણમાં ઉઠે છે, તે પ્રાણની હાની કર્ત્તા થાય છે; હવે આ કાળા મુખને કયાં સુધી કાયમ રાખવું! અરે મેં પ્રાણપતિને દગો દીધો! એટલું જ નહીં, પણ મારા દીયર વિક્રમાદિત્ય, જે મને માતુ સમાન જાણવાવાળા, અતિ પવિત્ર, શાસ્ત્ર સંપન્ન, શિયળ નીતિના સ્વરૂપ, અરે જેણે પરસ્ત્રીનું સ્વપ્ને પણ ચિંતવન કર્યું નથી એવા; તથા નિરંતર પોતાના જેષ્ટ ભાઈની છાંય નીચે રહી પ્રજાનું પુત્રની માફક પાલન કરતા હતા; અરે જેને તરુણાવસ્થા તો પ્રાપ્ત થઈ નહોતી, ને જેણે ઉજ્જયની બહાર કદી પગ દીધો નહોતો, તેવા ધર્મસિંધુ રાજપુત્ર મહારાજના લઘુ ભ્રાતને મેં કૃતઘ્નીએ અરણ્યવાસ અપાવ્યો. હર હર શંકરા! મારાં પાપની સીમા રહી નથી!! અનંત કાળ સુધી રૈરવ નર્કમાં વાસ કરું તોપણ મારો છુટકારો થવો નથી!

મધુર૦—બાઈસાહેબ, કુમાર વિક્રમાદિત્યને જે વખતે મહારાજે દેશવટો દીધો! તે વખત બધી પ્રજામાં હાહાકાર થઇ રહ્યો હતો! અને મને પણ અત્યંત ખેદ થયો હતો! પણ દૈવે જે નિર્માણ કર્યું હતું તે—

પિંગળા—(એ સાંભળી હૃદય ભરાઇ આવ્યાથી ઘણા આક્રંદ તથા અશ્રુપાતની સાથે શિરના કેશ ખેંચતી) હાય! દૈવ! શું કરું! અરે દુષ્ટ-દુર્બોધા! શિયળ ભંગ કરવાની કુબુદ્ધ મને કયાંથી આપી! કે જે ઝેરના બીજે વૃક્ષરૂપ થઇ આવાં કટુ વિપરિત પાપજનક ફળ ઉત્પન્ન કર્યાં. અરે મેં નીતિના ગ્રંથો ન વાંચ્યા! અરે મેં સતશાસ્ત્રો શ્રવણ ન કર્યાં! મેં પ્રાણપતિના ચરણકમળમાં સાચી પ્રીતિ ન રાખી! હું કામાંધ થઈ છળ કપટથી રમી કોટી કુકર્મો કર્યાં! અરે દાસી! તારાં સદ્ વચનોના મેં તિરસ્કાર કર્યો! અને નીચનો જારબોધ અંગીકાર કર્યો, અરે! મને

બીજું કશું દુઃખદાયક થતું નથી ! પણ મારા નિર્દોષ દીયરજીને દેશવટો દીધો એ બધા કરતાં બહુ સાલે છે ! ત્યારે સાચી પ્રીતિવાળા સ્વામીનાથને દગો દઈ જોગ લેવરાવ્યો, એ શું ઓછી વાત થઈ છે ! અરે એતો એથી પણ અધિક છે ! અરે પંચ વિષયો તમે પૃથ્વીમાં પથરાઈ, અમને અબળાઓને આડે રસ્તે શા માટે ચડાવો છો ! અરે એમાં એનો શો દોષ ! એ તો મનની વૃત્તિને આધીન છે ! (એટલામાં ઘરેણાં તરફ નજર પડતાં એનો તિરસ્કાર કરતી ફેંકી દે છે)

ગાયન

શૃંગારમાં ડુબાવીતી તમેજ મને.
પિયુને તજાવનાર વેરી અલંકાર શૃંગારમાં.
હીરા મોતી જડિત્ર કંકણુ દૂર જાઓ !
પોખરાજ રત્નહાર, અદ્રષ્યજ થાઓ.—પિયુને.
જરીયન સાડી ચૂડામણિ બળી જાઓ,
રૂપ દેહીનું બળીને, ખાખવત્ થાઓ.—પિયુને.
અરે કામ મૂકયો મુજ હૃદયમાં કાપ,
અરે બાજુબંધ, ઉપજાવ્યો તમે તાપ.—પિયુને.
શ્વેત વસ્ત્ર સાડી દાસી લાવે તું આ વાર,
પ્રભુને શરણુ થવું, ઉતારી શૃંગાર.—પિયુને.
શિયળ ભંગના પાપ, થકી મને ઇશ,
મુક્ત કરશે દીનાનાથ, અરપું એને શીશ.—પિયુને.

મધુર૦— રાગ સદર

ધારીએ વિમળમતિ, મોક્ષનીરે બાઇ,
પ્રભુ પ્રેમ પામવાને થાઓરે તૈયાર.
શુદ્ધ હૃદયથી જોડો પ્રભુ સંગે પ્રીત,
જેથી ભવ પાર ઉતારશો ખચીત.—પ્રભુપ્રેમ.
જુઓ પાર ઉતરવા ભેખ ધર્યો ભૂપ
મિથ્યા, પંચ ભૂત સૃષ્ટિ, નામ રંગ રૂપ.—પ્રભુપ્રેમ.

પિંગળા—(દાસી પ્રત્યે) મધુરવદંતી, એક શ્વેત સાડી તું મને લાવી આપ. તે મારે ધારણુ કરવી છે, અને હવે રહેલું શેષ

આયુષ્ય શંકરના ભજનમાં ગુજારવુ છે. તું મને અહીંથી સ્તુતિ ગૃહમાં લઇ જા.

મધુર૦—ચાલો બાઈસાહેબ, ત્યાં આપના ચિત્તને કાંઇ શાન્ત થશે.

(એમ કહી બંને ત્યાંથી જાય છે.)

———:o:———

## પ્રવેશ ૨ જો

### સ્થળ-પર્વતની તળેટીમાં મચ્છેંદ્રનાથનો આશ્રમ

પાત્ર-મચ્છેંદ્રનાથ, ગોરખનાથ, ઓઘડનાથ, લકકડભારથી, કંથડનાથ ને પાછળથી ભર્તૃહરિ પ્રવેશ કરે છે

ભર્તૃહરિ–(પોતાના મિત્ર વિદુષકને અતિ દુરાગ્રહથી વિક્રમાદિત્યની શોધને બ્હાને જુદો પાડ્યા પછી સ્વગત કહે છે) અહાહા! શું નિઃસ્વાર્થ પ્રેમની નિષ્પ્રતિમ મૂર્ત્તિ, ધન્ય છે! મિત્ર તો એવા જ જોઇએ! ઘરબાર તજી છેવટ મારી સાથે ભેખ લેવા તત્પર થયો! ખરો સ્નેહ હતો એ મિત્રનો જ કે જેની મારી સાથે આવવાની હઠ હું આખર સુધી ડગાવી ન શકયો! ને જેણે શિરને માટે વિયોગ જન્ય દુઃખની સહનતા દર્શાવી આપી. હવે પાછો આવી મળશે એમાં સંદેહ નથી! ગમે તે ગુપ્ત સ્થળેથી શોધી કાઢવાની એનામાં શક્તિ છે, ત્યારે (મનને) એ સાથે હોત તો શી હરકત હતી? નહીં નહીં, વળી એટલો સંબંધ સ્નેહરૂપી દુઃખના મૂળની છાંયા પણ હવે શાને જોઇએ! હવે તો ભલા આપણે ને ભલું જંગલ. રાજ સુખની સ્મૃતિ આવે એવો સોબતી હવે ન જોઇએ! ચાલ હવે આ પર્વતની ગલીમાં પેસી જાઉં! નહીતર આડો અવળો થઈ ભેળો થઈ જશે! (એમ કહી પર્વતની તળેટીમાં પ્રવેશ કરીને, તે જોઈ) અહાહા! આ પર્વત કોઈ ચમત્કારી જણાય છે! કેવાં કેવાં વૃક્ષો, તથા સરિતાનાં નિર્મળ નીર ચાલ્યાં જાય છે. આ સ્થાન અતિ પવિત્ર જણાય છે; આ સ્થળમાં મહાત્મા જ્ઞાની પુરુષ અવશ્ય પ્રાપ્ત થશે, એવો મનને નિશ્ચય થાય છે; (વળી વૈરાગ્યના વિચારમાં પડી) આ અસાર દુઃખરૂપ

સંસારથી ન્યારું આ સ્થાન છે, એમાં મહાત્માનો સત્સંગ, ને શંકરનું ભજન સાચું છે! બીજી સર્વ વાત જુઠી છે. કોઈપણ ભેખધારી જંગલ જોગી શેવડા કાનફટા કે નાથ મળે તો શરણ પકડીને તેનો દાસ થઈ જાઉં! (વળી જરા આગળ ચાલતાં એક યોગાશ્રમ જોઇને) અહાહા! જેવી જીજ્ઞાસા છે તેવુંજ સ્થાન શંકરે દૃષ્ટિએ પાડયું, (મચ્છેંદ્રનાથ એક ઓટલાપર સમાધિમાં બેઠા છે, ને તેના શિષ્યો નીચે બેઠા છે, તેને જોઈને) અહો! અબધૂતો તો અત્રે જ નિવાસ કરતા હોય એમ જણાય છે! પણ પેલા ઊચ્ચ સ્થાને વિરાજમાન છે, એ તો કોઇ મહાન્ યોગીશ્વર સમાધિસ્થ લાગે છે; અને આ તેના શિષ્યો હશે! ખરેખર! આ સર્વ સંસારત્યાગી લોક ભેખધારી છે; તેને શરણ જાઉં. (એમ કહી મચ્છેંદ્રનાથના શિષ્યો જે સહેજ ધ્યાનમાં નીચી દૃષ્ટિ કરી બેઠા છે, તેમની પાસે જઇને ગોરખનાથ જે સૌથી આગળ બેઠેલા છે તેના પગ આગળ પડીને) ગુરુ મહારાજ, વંદન કરું છું.

ગોરખ—(ધ્યાનથી જાગૃત થઇને) તું કોન હે?

ભર્તૃહરિ—મહારાજ, બાણુંલક્ષ, જે માલવદેશ કહેવાય છે ત્યાંનો હું રાજા ભર્તૃહરિ છું

ગોરખનાથ—અચ્છા તું કીસવાસ્તે યહ અરણ્યમેં ચલા આયા હે?

ભર્તૃહરિ—મહારાજ, હું સંસારરૂપી સમુદ્રમાં ડુબું છું, તે આપ ગુરુરૂપી નાવને શરણ આવ્યો છું; આપ સદ્‌ગુરુ મને સંસાર-પાર ઉતારો તથા જ્ઞાનનો ઉપદેશ કરો.

ગોરખનાથ—દેખ, બચ્ચા ભર્તૃહરિ, હમારા નાથ લોગુંકા અકળ પંથ હે; હમારી ક્રિયા તુંમ રાજા લોગસે હોની મુશ્કલ હે; કયું કે, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ; એસે બડે બડે કઠીન યોગકે અંગ હે સો ધારણ કરનાં વો બડા તિવ્ર વૈરાગ્યવાન્ પુરૂષકા કામ હે. તુમ રાજાલોગ રાજ કરો, રાનીયાં ભોગો, તુમસે યહ નહિ હોગા; મેં સચ કહતા હું.

ભર્તૃહરિ—મહારાજ, મને સંસારમાં, તેના સુખમાં, સ્ત્રીમાં, લક્ષ્મીમાં, કે કોઇ પણ જગતવ્યવહારમાં લેશ માત્ર પણ આસક્તિ રહી નથી; એ સર્વ મને અગ્નિ અને વિષવત્ લાગે છે, તે છોડીને આપને શરણ આવ્યો છું, આપ દયાળુ મને કૃતાર્થ કરો.

**લક્કડભારથી**—(ગોરખનાથ પ્રતિ) ગોરખનાથજી, યહ રાજા બડા દુઃખકા મારા સંસાર સુખસેં નિરાશ હોકર ઓર સંસારી પવનકા ઝપાટાસેં ઇધર ચલા આયા હે; વૈરાગ્યવાન તો અચ્છા દીખતા હે!

**ઓઘડનાથ**—અરે લક્કડભારથી, તુમ કહેતે હો; મગર યહ કંદમૂલકા આહાર, પર્વતકી કંદરામેં રહના; ઓર સારા દિન આસન યુક્ત હોકર અલખ નિરંજનકા ધ્યાન લગાના વો યહ રાજ દેહીસે હોગા? ગુરુ જાને! મેં તો જાનતા હું કે યોગભ્રષ્ટ હોકર ચલ જાયગા!!

**કંથડનાથ**—ઓઘડનાથ, ક્યું નહીં હોગા? સબ કુછ હોગા! જો સંસારમેં દોષદૃષ્ટિ દેખકે રાજપાટ લક્ષ્મી સંપત્તિ, રાની કુટુંબ પરિવાર છોડકે ચલા આયા હે; ઉસકા મન યોગસેં ક્યું કર ચલિત હોગા? વો તો દૃઢ રહેગા એસા મેં સમજતા હું, ફિર ગુરૂ ગોરખનાથકી મરજી.

**ગોરખનાથ**—(ત્રણે શિષ્યો જે ગોરખ સમર્થ હોવાથી તેને ગુરૂરૂપ માને છે તે તેમનો આગ્રહ જોઈને ભર્તૃહરિ પ્રતિ) અચ્છા એસા હે તો ઠેર બચ્ચા ઠેર. ઇધર બૈઠ જા; હમારે ગુરૂ મચ્છેંદ્રનાથ સમાધિમેં હે સો ઉત્થાન હોવે તબલગ ઠેર. ફેર હમ ઉસકું પૂછેંગે.

**ભર્તૃહરિ**—બહુસારૂં ગુરૂરાજ, અહીં બેસું છું. (પછી રાજા એક તરફ બેસી જાય છે.)

**ગોરખનાથ**—(ત્રણે શિષ્યો પ્રતિ અબ ગુરૂકા સમાધિસે ઉત્થાન કાલ હુવા હે, અબ હરકત નહિ ધુની લગાઓ!

(એટલું કહેતાં જ સર્વે અલખ નિરંજનની ધુન મચાવી દે છે.)

### ગાયન

ધરો નિરંજન ધ્યાન! નાથ તુમ ધરો નિરંજન ધ્યાન!
સદા તુમ ભણો ભેખ કે જ્ઞાન, રટો તુમ ગુરૂ મચ્છંદર નામ;
ફક્કડ તુમ કરો બુટીયાં પાન, સમાધિ સુખકી લે નીસાન.—નાથ.

ક્યું લક્કડભારથી! કીતના વખત હુવા હોગા?

**લક્કડભારથી**—ગોરખનાથજી, ગુરૂ ઉત્થાન અભી હોનાં ચાહિયે.

**કંથડનાથ**—થોરી દેર હે! ઠેરો ઠેરો ભાઇ, આગે ગુરૂ મચ્છેંદ્રનાથ હે! માલુમ હે! સમાધિકા પૂર્ણ વખ્ત અવલ ઉસકું નહીં જગાનાં.

**ગોરખનાથ**—નહિ નહિ કંથડનાથ, વખ્ત હો ગયા હે, કુછ ફિકર નહિ. (એમ કહી ગુરૂ મચ્છેંદ્રનાથ પાસે જઇ ઘ્રાણેંદ્રિ, તથા તાળવે કાંઈ યોગાભ્યાસની બુટીનો પ્રયોગ કરીને) ગુરૂ આદેશ!

**મચ્છેંદ્રનાથ**—કોનહે! કીસ વાસ્તે મુજે સમાધિસે ઉત્થાન કીયા?

**ગોરખનાથ**—ગુરૂ, સમાધિ સંકલ્પકી અવધ પૂરન હો ગઇ હે.

**મચ્છેંદ્રનાથ**—અચ્છા ગોરખા, તુઝે મેરા કયા કામ હે?

**ગોરખનાથ**—મહારાજ, બાણુંલક્ષ જો માલવ દેશ કહલાતા હે, વહાંકા રાજા ભર્તૃહરિ ભેખ ધારણ કરનેકું અરણ્યમેં આયા હે. આપકા ગુરૂ મંત્રકી ઉમેદ રખતા હે!

**મચ્છેંદ્રનાથ**—અચ્છા ગોરખા, રાજાસેં ભેખ ધારન હોગા?

**ગોરખનાથ**—મહારાજ, ઉસકી બહોત કસોટી મેને કી, મગર બડ તિવ્ર વૈરાગ્યવાન્ સંસારમેં દોષ દ્રષ્ટિ દેખને વાલા હે; ઉસ્સેં ભેખ ધારણ અવશ્ય હોગા. (એમ કહી ભર્તૃહરિને ઇશારો કરે છે.)

**ભર્તૃહરિ**—ગુરૂ, મહારાજ, આ ભર્તૃહરિ, ચરણ કમલમાં શીશ રાખે છે.

**મચ્છેંદ્રનાથ**—સુન રાજા ભર્તૃહરિ તું ભેખ ધારણ કરનેકું આયા હે, મગર વો કામ બડા મુશ્કીલ હે; તુઝે ગોરખને સબ કહા હોગા, વો મુજબ તુઝસેં હોગા? દેખ યહ જંગલમેં ફલ ફુલ કંદમૂલ સદા પ્રાશન કરનાં, ઓર ભગવે કપડે પહીરનાં, શિરપર જટા રખનાં, શામ સવેર ભિક્ષાકુ જાનાં, અલ્પ આહાર કરનાં; ઓર સારા દિન અલખ નિરંજનકા ધ્યાન લગાના, વો તુઝસેં નહિ હોગા. બિચાર દેખ!

**ભર્તૃહરિ**—ગુરૂરાજ, એ બધું સંસાર દુ:ખથી સારૂં છે.

**મચ્છેંદ્રનાથ**—રાજા, ફેર મોહાસક્ત હોગા, તે યોગ ભ્રષ્ટ હો જાયગા, ઓર તુઝે પશ્ચાતાપ હોગા; બાસ્તે બહેત્તર યહ કે તું પીછા અપની નગરીમેં ચલા જા ઓર રાજ કર.

**ભર્તૃહરિ**—ગુરૂ મહારાજ, હું મારૂં મન દ્રઢ કરી આવ્યો છું, તે કદી ચલાયમાન થવાનો નથી.

**મચ્છેંદ્રનાથ**—(જરા વાર ધ્યાન કરીને) સત્ય નિરંજન! દેખ બચ્ચા તેરા રાજમેં તેરે સિવા રાનીવાસમેં બડા કલેશ હો રહા હે; પ્રજા બી બહોત આક્રંદ કરતી હે, ઓર પ્રધાન લોગુંકા ચિત્ત વ્યગ્ર હો ગયા હે! તું પીછા જા, સચ કહતા હું.

**ભર્તૃહરિ**—નહિ નહિ ગુરુ મહારાજ, સંસાર દાવાનળમાંથી હું બહુ બહુ પ્રયાસ કરી નીકળી આવ્યોછું તેમાં પાછો મોકલશો તો હું માર્ગમાં જ મૃત્યુ પામીશ; પણ ત્યાં ફરી જવાનો નથી.

**મચ્છેંદ્રનાથ**—(તિવ્ર વૈરાગ્યવાન્ મુમુક્ષુ છે એવું જોઇને શિષ્યો પ્રતિ) બહોત અચ્છા, તબ ચેલે, ઉસકું કફની ઝોલી, પાવડી, કમંડલ, મૃગચર્મ ઓર રાવનહથ્થા દેદો; ઓર ઉસકે પાસ જો અચ્છે અચ્છે કપડાં ઓર ગહીના હે સો નિકાલકે ફેંક દો.

**લકકડભારથી**—(ગોરખનાથ પ્રતિ) કફની તો એક અવલસે પહીરકે આયા હે!

**ગોરખનાથ**—(તેને જરીયન છેડાની એક લીંટી જોઇને) વો કફનીમેં સંસાર રહા હે, વો નહીં ચલે. (એમ કહી રાજા પ્રત્યે) રાજા ભર્તૃહરિ, યહ તેરા ગહીનાં ઓર પોશાક સબ ઉતારકે ફેંક દે; ઓર યહ નયે સબ ધારણ કર.

**ભર્તૃહરિ**—બહુ સારું, સુખદાતા; (એમ કહી પોતાનાં લુગડાં વિગેરે ઉતારી ભગવાં વસ્ત્ર ધારણ કરે છે).

**લકકડભારથી**—(રાજા ઉતાવળમાં માથેથી બત્તી ઉતારવી ભૂલી જાય છે, તેથી) રાજા, એ કયા શિરપર ઉપાધિ રખતા હે? ફેંક દે! ફેંક દે! ઉસમેં કુછ આસક્તિ રહી હે?

**ગોરખનાથ**—રહેને દો, રહેને દો જી, એક પગડીકી ચિંતા નહિ. ફેર ફેંક દેનાં.

**ભર્તૃહરિ**—(બત્તી ફેંકી ઘણો જ દીન થઇ આર્જવતા યુક્ત મુમુક્ષુતાથી) ગુરુ મહારાજ, હવે મને મંત્ર આપવાની કૃપા કરો.

**મચ્છેંદ્રનાથ**—બચ્ચા, એસેં ગુરુમંત્ર તુઝે નહીં મીલેગા. અબ તું તેરી રાનીકે પાસ ભિક્ષા માંગને જા, ઓર રાગ દ્વેષસેં રહિત નિર્દ્વંદ્વ હોકર પીછા આ ફેર તુઝે મેં ગુરુમંત્ર દેઊંગા.

**ભર્તૃહરિ**—સારું ગુરુ મહારાજ, હું ભિક્ષા માગવાને જાઊં છું.

**મચ્છેંદ્રનાથ**—(તે જવા માંડે છે ત્યારે શિષ્યો પ્રતિ) ચેલે, તુમ ઉસકે સંગ જાઓ, ઓર સાવધાન હોકર પીછા આઓ.

**કંથડનાથ**—(ગુરુ આજ્ઞા સાંભળીને) બહોત અચ્છા ગુરૂરાજ, મેં સંગ જાતા હું. (પછી તે બંને જાય છે.)

**મચ્છેંદ્રનાથ**—(તે ગયા પછી) બચ્ચા, ગોરખા, અબ સહેજ સમાધિસ્થ હો જાઓ.

**ગોરખનાથ**—અચ્છા, ગુરૂ, હોતે હેં.

(એટલું કહ્યા પછી તે સૌ ધ્યાનાવસ્થિત થાય છે.)

---:o:---

## પ્રવેશ ૩જો

### સ્થળ--ઉજ્જયનીના રાજ દરબારનો ચોક

પાત્રો–રાજની દાસીજનો, માણસો વિગેરે.

**પહેલી દાસી**—અરે સખી! આપણા મહારાજા ભર્તૃહરિએ ભેખ ધારણ કરી ઉજ્જયિનીને રંડાપો આપ્યો!

**બીજી દાસી**—સખી, મહારાજા જોગીરાજ આજ ગામમાં ભિક્ષા માગવા આવ્યા છે, એમ સાંભળ્યું છે.

**ત્રીજી દાસી**—અરે પ્રિય બ્હેનો, એતો દરબાર ગઢમાંય આવ્યા છે ને હમણાં આ ચોકમાં આવી પહોંચશે.

**પહેલી સખી**—ત્યારે બ્હેનો, આપણે મહારાજાને કાંઇ વિનતિ કરી કહેશું કે અમે રાજનાં જુનાં માણસ છીએ, તેની મહોબતપર કૃપાનાથ, નજર કરો.

**બીજી સખી**—આપણી પ્રાર્થના ઉરમાં લે, એવાં ભાગ્ય કયાંથી! તો પણ આપણે આપણી ફરજ બજાવીશું.

**ત્રીજી સખી**—હવે પાછું તેમની રાણીઓ પાસેથી ભિક્ષા લઇને જવું મુશ્કીલ છે! શું ચંદ્રકળા જવા દેશે કે?

**બીજી સખી**—એ તે વળી બને તે ખરૂં! (એટલામાં અલેખ શબ્દ સાંભળી સ્તબ્ધ થઇ ઉભી રહે છે, ત્યાં રાજા ભર્તૃહરિને

જોગીઓ આવી પહોંચતાં રાજનાં બીજાં માણુસો પણુ આવી પહોંચે છે, ને સહુ મળી હાથ જોડીને પ્રાર્થના કરે છે.)

### રાગ મર્શીયાનો

**દાસીઓ**—હાય, કેમ આ સહેરો ઉજેની રંડાપો! (૨)
સહેરો ઉજની રંડાપો;
ઘણી થઇ છે રાજાજી માફ રાખો રે.–હાય, કેમ આ.
બાણું લક્ષ માળવાના છો સ્વામી,
કામ કોડીલા રૂપે ન ખામી,
ગૌર અંગે ભભુત શી જામી રે.–હાય, કેમ આ.
એક બાજુ કૃષ્ણા તમારી રૂએ,
ચંદ્રકળા ચોધારાં નીર ચુએ,
બાપુ! સુખે ન આજ કોઇ સુએ રે.–હાય, કેમ આ.
મહેલ મહેલે વિલાપ છાયો છે,
પવન શોકનો સઘળે વાયો છે,
કળકળતાં બાઇઓને ભાઇઓ છે રે.–હાય, કેમ આ.
બાઈ પિંગળાનું પિંજર નીહાળો,
પાપ સંભારી ઉઠે એને ઝાળો;
દયા લાવીને દોષ એનો ટાળો રે.–હાય કેમ આ.
રાજા વખત વિચારો અણીનો,
ક્રોધ જુવે ઘડી બે ઘડીનો;
એવો ભરોંસો અમને ધણીનો રે.–હાય કેમ આ.
હાલ નીરખોની નાથ હમારા,
અમો માણુસ જુનાં છીએ તમારા;
મહેર દાસી જનોની લાવો પ્યારા રે.–હાય કેમ આ.
ચાલ્યા ગયા ઉજેની કરી સુની,
શુદ્ધ બુદ્ધ ફરી છે સહુની;
રાજા રાજધાની છોડો ન જુની રે.–હાય કેમ આ.
રાજા તન છે આ આપનું અમીરી,
તેને ફાવશે કેમ રે ફકીરી;
દેખી જાતી નથી દિલગીરી રે.–હાય કેમ આ.

માથે ફરતી શી બહાર તોરા કલગી,
તેને કીધી જોગીડા ક્યાં અળગી;
સુનું દેખી અંતર આગ સળગી રે.–હાય કેમ આ.
હાથી ઘોડા માને ન હુકમ કેનો,
જોગી થઇને ચાલ્યો છે રાય જેનો;
કરતા જાઓ તપાસ જ તેનો રે.–હાય કેમ આ.
રાજા ત્રણસો તમારી છે નારી,
એક એકથી અધિક રૂપાળી;
જોગી થઈને જાઓ મા ભવ બાળી રે.–હાય કેમ આ.
જોગીડા રે મા કર કેર આવો,
તારા ઉપર સહુનો રે છે દાવો;
ઘણી લેવો છે તુજ હાથ લ્હાવો રે.–હાય કેમ આ.
નથી વિક્રમભાની કાંઈ આશા,
કીધા કરમે એવા રે તમાસા;
એણે બીજાં જંગલ ક્યાંઈ વાસ્યા રે.–હાય કેમ આ.
ઘણી નોધારાં અમને કરો માં,
આવું અણધાર્યું પગલું ભરો માં;
જોગી જીવતાં ચિતામાં ધરો માં રે.–હાય કેમ આ.
જોગી ઝટપટ શું જાઓ આમ નાશી,
જરા રોકાઓ જંગલ નિવાસી;
લીઓ ભિક્ષા લાવીશું અમો દાસી રે.–હાય કેમ આ.

લાવણી

ભર્તૃહરિ–( પ્રવેશ કરતાં )
દેખા નહીં કછુ સાર, જગતમેં દેખા નહીં કછુ સાર;
મોહ બિશે મત લપટો યારો, દેખા નહીં કછુ સાર.
ચૌદ ચોકડી રાજ મીલે પન, તૃશ્નાકા નહીં પાર,
ભોગ ભોગતે ઇંદ્રે અપ્સરા, ત્રપ્તી નહીં લગાર;
ત્રપ્તી નહીં લગાર—જગતમેં.
જુઠા રંગ રૂપમેં ભૂલી ક્રીડા કરત ગમાર,
રૂપ વીર્ય બલ નાશ હુવા તબ, નહીં હે અપની નાર;
નહીં હે અપની નાર—જગતમેં.

પ્યારી મેરી જાની પિંગલા, હુબ રહા એકતાર,
તોભી કીયા કૃતઘ્ની રાની, અશ્વપાલકું યાર;
અશ્વપાલકું યાર–જગતમેં.
અલ્પ બખતકા એહી તમાશા, દુઃખ હે અપરંપાર,
બેશક ઇસકા ત્યાગ કરો તુંમ, ફેર પસ્તાના યાર,
ફેર પસ્તાના યાર–જગતમેં.
એહી ભરથરી નાર ભરૂંસે, ભૂલી હુવા ખુવાર,
એહી ભેખસેં જગત શીખ દઉં, નવ ડુબો સંસાર;
નવ ડુબો સંસાર–જગતમે.

(દાસીજનો ભિક્ષા લાવી આપે છે તે લઈ રાણી પિંગળાના મહેલ તરફ જાય છે ને માણુસો રૂદન કરતાં પોતાને સ્થળે જાયછે).

——:૦:——

## પ્રવેશ ૪થો

### સ્થળ—પિંગળાનો રાજમહેલ.

પાત્ર—પિંગળા, મધુરવદંતી ને પાછળથી ભર્તૃહરિ તથા કંથડનાથ પ્રવેશ કરે છે.

પિંગળા—(અત્યંત રુદન કરતી તથા ઝુરતી) હાયરે ભગવાન્! હર હર શંકરા! આ પાપિણીનું આયુષ્ય હવે જલદી પૂરું કર. હે પૃથ્વી! હું હવે તારાપર ભારરૂપ છું તેને તું જલદી માર્ગ આપી સમાવી દે.

મધુ૨૦—બાઇ, ભાવિ પદાર્થ આગળ મનુષ્યનું કાંઇ, પણ જોર નથી માટે આમ આપ સદા શોચ કરો છો, એથી ફળ શું થવાનું છે! એથી આપના દેહની વહેલી હાનિ થશે, બીજું કાંઇ નહીં થાય.

પિંગળા—દાસી, એ તો હું ઇચ્છું જ છું! હાથે કરી પ્રાણ કાઢી શકતી નથી. અરે જે પ્રાણનાથ, મને પ્રાણથી પણ અધિક પ્યારી ગણતા હતા, ત્રણસોનો ત્યાગ કરી મારામાં જ આતુર રહેતા હતા, અરે જે આ રંગમહેલ, બાગબગીચામાં મારી સંગે હાસ્ય વિનોદમાં વખત ગુજારતા હતા, તેને જ મેં છેતર્યા!! અરે જેને સ્વપ્ને

પણ ક્રોધ ઉત્પન્ન થયો નહોતો, તેને મારા દુષ્ટ કર્મથી સર્વાંગ શોક ને બળતરા ઉત્પન્ન કરાવી ભેખ લેવરાવ્યો! અરે જે પ્રાણપતિ રેશમ ને મખમલની સુંદર બીછાતપર શયન કરવાવાળા, તે અરણ્યમાં કંકર કંટકયુક્ત ભૂમિપર શયન કેમ કરશે! અરે ધિક્કાર છે મને! પ્રાણનાથ, આપ કેવળ દયાના સમુદ્ર ને ગુણના જહાજ, આજ આ પાપણીનો ત્યાગ કરી ચાલ્યા ગયા, તે તો ઠીક પણ આ ઉજ્જયિની સૂની કરી ગયા, તેથી આ રાજ પાયમાલ થઈ જવાનું છે; અને બધી પ્રજા દુઃખી થશે; તેનો દોષ બધો મારે શિર લાગશે! અરે ભગવાન્! હવે તાકીદથી મૃત્યુ આપ. દાસી, હવે હું શું કરૂં?

મધુર૦—બાઈ સાહેબ, મારી શિખામણનો વખત હૈવે વ્યર્થ કાઢયો, તે હવે શું યાદ કરવું; હવે તો શંકરનું ભજન સાચું.

પિંગળા—ખરૂં દાસી, તારૂં એક પણ વચન તે દિવસ માન્યું હોત તો આ દશા થાત નહિ, પણ ભાવી પદાર્થ ચૂકે નહીં! નહીં તો દુર્બોધાને સાથે જ શાને લાવત!

મધુર૦—બાઇ, એને તો આપના પિતાએ નાક કાન કાપી દેશનિકાલ કરી.

પિંગળા—હા દાસી, પણ આ પ્રલય થઈ ગયો, તે ન થયું થાશે? એને ગમે તેવી શિક્ષા થઈ હોય તોય શું થયું.

(એટલામાં નેપથ્યમાં અલેક એવો શબ્દ સંભળાય છે, તે સાંભળી રૂદન કરતી દાસી પ્રત્યે.)

રાગ કલ્યાણ

અલેક જગાકે દ્વારે ખડો જોગી.
એ સ્વામિન્ બીન અન્ય ન કોહુ;
આયો માગન મમ ભોગી.—અલેક જગાકે.

દ્વાર પાસે અલેક કોણ પુકારે છે! કેમકે એ શબ્દ પ્રાણનાથના જેવો લાગે છે. હર હર શંકરા! એટલી વારમાં ભેખ ધારણ કરીને આવ્યા કે શું?

મધુર૦—બાઇ સાહેબ, સ્વસ્થ રહો! એ શબ્દ ઘણું કરીને મહારાજનો નથી!

(બંને કાન દઈ સાંભળે છે.)

**પિંગળા**—દાસી, જરૂર એ પ્રાણનાથ છે. હાય હાય! હવે કેમ કરું! કાળું મુખ જઈ એને શું દેખાડું! હવે પગ કેમ ઉપડે!!

**કંથડનાથ**—(નેપથ્યમાં ભર્તૃહરિને) રાજા ભર્તૃહરિ, ગાના બંધ કર ઓર જલદી બોલ, કે માઈ ભિક્ષા દે દે.

**ભર્તૃહરિ**—(એ સાંભળી નેપથ્યમાં) અલેક! માઇ, ભિક્ષા દે દે.

**પિંગળા**—હાય હાય! હર હર! ભગવાન્! આ માઈ કોને કહીને ઉભા છે! ચાલ હવે મુંઝાઇને બેસી રહીશ, તો આ વખત ફરી નહીં આવે. હિંમત ધરી એની પાસે જાઉં. અરે! કેમ કરી એનો ભેખ ઉતરાવું! હે શંકર ભગવાન્! મને સહાય કરજો! (એમ કરી રાજાનું ચિત્તાકર્ષણ કરવા શ્વેત સાડીપર બીજી એક સારી ઓઢણી ઓઢી થોડા અલંકાર પહેરી દાસીને ભોજન બનાવવાનું કહી નીચે ઉતરે છે ને નીચું જોઈ ઉભી રહે છે.)

**ભર્તૃહરિ**—(તેને જોઇ દ્વેષરહિત દેખાવ તથા વચનથી) માઈ ભિક્ષા દે દે.

**પિંગળા**—(લજ્જા મૂકી અત્યુગ્ર શોકમાં) અહો પ્રાણનાથ! આ તમે શું કર્યું! અરે માઇ મુખથી—

**ગઝલ**

પીયા દીન નાર પરે બડા, એસા જુલ્મ કયું પલમે કર દીયા.
જો બદનકે રક્ષન લાખ થેં, વો બદન પરી અબ ખાખહે,
ઈસ ચશ્મસેં મે કેસેં દેખું, ચશ્મ આપને તો ફુટા દીયા.—પી૰
એ કફની ધારન દેખકે, મુઝે જલ્ત આતસ દીલમે,
બેહાલ હોતી હું દેખ કે, તુંમને ભેખ ધારન કયું કીયા.—પી૰

(અતિ દીનતાથી પશ્ચાત્તાપદર્શક મુદ્રાથી) પ્રાણપતિ! મેં આપના કોટી અપરાધ કર્યાં! મેં વિશ્વાસઘાત કરી, શિયળવૃતનો ભંગ કર્યો! મેં શ્યામ મુખ કરી ઉભય કુળ લજાવ્યાં! મેં તમારા કાળજામાં કારી જખમ માર્યો! હું મહા પાતકી, હું મહા વ્યભિચારિણી, દુષ્ટ દુર્બુદ્ધિ, પણ એક અબળા જાત અંધતમ મોહમાં પડેલી અજ્ઞાન, ચરણની દાસીના અપરાધ એક

વાર ક્ષમા કરો! અને આ ભેખ છે તે ઉતારો! પ્રાણપતિ, ખરી રીતે જોશો તો આ મારા અંતઃકરણમાંથી ઉભો થએલો અપરાધ નથી! મને દૈવે ભૂલ ખવરાવી છે! મને નીચ દુર્બોધાએ આ જાળમાં ફસાવી મારું સર્વસ્વ હણી નાંખ્યું; પ્રાણનાથ અંતઃકરણના ધર્મરૂપ વિચાર કરી એકવાર ક્ષમા કરો! દૈવને બુરું કરવું, જેથી એના સંગે મારી બુદ્ધિ બગડી. પ્રાણનાથ લક્ષમાં લીયો!!

(પરમેશ્વર પ્રત્યે) રે જગદીશ્વરા! મને આટલું આયુષ્ય કેમ આપ્યું? તેં લઘુવયમાં મૃત્યુ કેમ ન પમાડી કે હું મારા ધર્મસ્વરૂપ પ્રાણનાથને મહા દુઃખનું કારણ થઈ પડી! અરે માતા! તેં મને સ્તન પયપાન વખતે વિષપાન કેમ ન કરાવ્યું કે મેં કુલલજ્જાને હણી નાંખી! અરે પ્રાણનાથ! આ દાસીના ગુન્હાની એકવાર માફી બક્ષો! આ વૈધવ્યને પ્રાપ્ત થએલી ઉજ્જયિનીને સનાથ સોહાગણ કરો! અરે આ સુની ઉજ્જયિનીની સંભાળ લીયો! આ અતિ આક્રંદ કરતી પ્રજાનું સાન્ત્વન કરી પ્રતિપાલન કરો. આ કપટ સ્વરૂપ પિંગળાએ જેનું સર્વ સુખ હણેલ તેવી આપની ત્રણસો રાણીઓના નિઃશ્વાસ પાપમાંથી મને મુક્ત કરો; તથા અત્રે રહી તેમને જ ખાતર ભેખ ઉતારો તથા કોઈથી નવી પ્રીત જોડો. પ્રાણનાથ, આ સ્ત્રીઓના હૃદયને વિદારક એવો વિકટ વૈરાગ્ય વેગળો કરો! હે માલવપતિ, મનમાં કાંઈ પણ કરુણા લાવો! અરે હું ભૂલી, મને યુવાવસ્થાએ ભૂલવી! (એમ કહી અતિ કરુણામાં ગાય છે.)

### રાગ ભરથરીનો.

ધિક્ક! યુવા ધિક્ક! મુજને, ધિક્ક! કામ વિકારજી;
જેણે રે ભૂલાવી મને સત્યથી, કર્યા નીચ વિચારજી.
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦

ક્ષમા કરો રે! રાજા રંક હું, નારી અજ્ઞાન જાતજી;
અન્ય વખત આવું નહીં કરું, લાજ્યાં માત ને તાતજી.
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦



पिंगळा राणी पासे भर्तृहरि भिक्षा मागे छे.

१६१३ लक्ष्मी आर्ट भायखळा मुंबई, नं. ८

ભર્તૃહરિ—

કપટરૂપી રાણી પિંગળા, એ શું બોલે વચનજી;
રાજ રે તજ્યું તુજ કારણે, જો વિચારીને મનજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા૦
તું રે ખોટી ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી;
અલખ જગાવું વને એકલો, જેથી પામું ઉદ્ધારજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા૦

પિંગળા૦—

રહો તો રાજાજી રસોઈ કરુ, જમતા જાઓ સ્વામિનાથજી;
ક્ષીર રે નીપજાવું ક્ષણું એકમાં, જમીએ આપણુ સાથજી;
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦
મઢી રે કરાવું રંગમહેલમાં, રાખું ગુપ્ત અવાસજી;
જેમ રે જાણે નહીં જગતમાં, કરશું ભોગ વિલાસજી.
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦

ભર્તૃહરિ—

મહેલ રે તારાને રાણી શું કરું, કેવો ગુપ્ત અવાસજી;
ક્ષીર રે ભોજન તારું મૈયા! શું કરૂં, નથી ભોગની આશજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા૦
વાસી જંગલના જોગી અમે, નહીં ગ્રામમાં વાસજી;
વિષની વેલીથી અળગો રહું, નહીં નારીનો પાસજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા૦

પિંગળા૦—

એ શું બોલો છો રાજા સુલક્ષણા, મારા પ્રાણ આધારજી;
જોગણ રૂપે સાથે ફરું, નવ તરછોડો નારજી.
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦
ભગવાં જોઇ રાજા ભરથરી, દાવાનળ દિલ થાયજી;
માઈ કહો ન મારા કંથજી! લાગે દેહમાં લાયજી!
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦

ભર્તૃહરિ—

વધુ રે શું વદું મૈયા પિંગળા, કરૂં અરે કેટલો ઉચ્ચારજી:
બંધુ રે જેવો રે બંધુ તજ્યો, માર્યો વચનનો મારજી.
હવે રાજને મૈયા હું શું કરૂં૦

અંધુ રે મારો લઘુ વિક્રમ, આદિત્યવત્ શુદ્ધ આપજી;
કુડું રે કલંક પાપી પિંગળા, તેં મૂકાવ્યું અમાપજી.
હવે રે રાજને મૈયા હું શું કરૂં૦

પિંગળા—

અરધ દેહી રે રાજા અમતણી, અરે હવે થઇ છે અંગારજી;
કામી રે અંધ પિંગળા પાપિણી, મૃતકને મારો મા મારજી.
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦

વાંકી રે વિધાતા મુને ભૂલવી, લખીયા લેખ તે લલાટજી;
આનું રે પ્રાયશ્ચિત હવે હું શું કરૂં, મારગ આપો પૃથ્વી માતજી.
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦

ભર્તૃહરિ—

ભૂલ રે ભ્રાતા! મેં મોટી કરી, નવ કર્યો કાંઈ વિચારજી;
આ રે! દુષ્ટ ત્રિયાતંત્રથી, તારો કર્યો તિરસ્કારજી.
આ રે જખમ જોગે નહીં જશે૦

ભ્રાતા રે સર્વ તું ભૂલી જજે, ઘણો દીધો તુંને દોષજી,
ભેખ રે જોગી ભાઇ તારો ભરથરી, રાખીશ માં રતીએ તું રોષજી.
આ રે જખમ જોગે નહીં જશે૦

પિંગળા—

ત્રણસો નારી રે અન્ય આપની, માલવપતિ મહારાજજી;
એકને કારણ એને નવ તજો, પાપી પિંગળાને કાજજી:
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦

ભર્તૃહરિ—

મોહ છોડી દે મૈયા પિંગળા, પ્રીતે કર સત્સંગજી;
સગુ રે નથી કોઇ કોઇનું, આ સંસાર પતંગજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા૦

દેતી હું તો ભિક્ષા દે મુને, નહીંતર કરૂં ગૃહ ત્યાગજી,
ગુરૂજી મારા રે રોષે થશે, ચાલી જાય જમાતજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા૦

ગંગા તટે રાણી ઘર કરો, ન્હાઓ નિરમળ નીરજી;
ખાઓરે પીઓરે ધન વાવરો, જેથી થાય ઉદ્ધારજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા૦

(પિંગળા ઘણું રુદન કરેછે ત્યારે)

**લાવણી**

અબ તું મત રોયરે ઘેલી, અબ તું મત રોય.
કામ જ્વાલમેં ફસી પ્રેમદા, સચ્ચા સ્નેહ નિવાર;
પલટ ગઇ પૃથ્વી અબતો તેં, મત ઉહી દિન સંભાર.—ઘેલી૦
ભોગ વિલાસ તજી દે પ્યાસા, નહીં હે ઉનમે સાર;
અબ તું ભિક્ષા દે દે મૈયા, અવર બાત બિસાર.—ઘેલી૦
શંકર ભજન કરો મૈયા તુમ, નહીં સ્થિર હે સંસાર;
ભોગ રોગમેં દોષ દ્રષ્ટિ કર, કર તું નિજ ઉદ્ધાર.—ઘેલી૦

અરે પિંગળા, હવે મને ભિક્ષા દઈ દે; નહીં તો હું ચાલ્યો જાઉં છું! કેમકે વખત ઘણો થઇ ગયો છે, તેથી મારા ગુરુ રોષે ભરાશે! તું મોહ છોડી ભિક્ષા આપી દે, અને શંકરનું ભજન કર કે જેથી કરીને તારો ઉદ્ધાર થઈ જાય.

પિંગળા—(રાડ નાખી દાસી પ્રત્યે) દાસી, ભિક્ષા ભોજન તૈયાર કર્યાં હોય, તે જલદી નીચે લાવ. (એ સાંભળી દાસી નીચે લાવે છે ને તે રાજાની ઝોળીમાં નાંખી એકદમ પૃથ્વીપર પછાટ ખાઇ) હાય રે ભગવાન્! હરહર શંકરા! (એમ કહી પડે છે; પછી દાસી તેને સાવધ કરી ધીમે ધીમે મહેલપર લઇ જાય છે.)

———:o:———

## પ્રવેશ ૫ મો

**સ્થળ—ત્રણે રાણીના મહેલનો ચોક**

પાત્ર—યશોમાલતિ, કમળાક્ષી, ચંદ્રકળા ને ભર્તૃહરિ અબધુત વેશે, તથા કંથડનાથ પ્રવેશ કરે છે.

**યશોમાલતિ**—(એ ત્રણે પોતાના જોડાજોડ મહેલ હોવાથી નીચે ચોકમાં ભેળી થઇને કમળાક્ષિ પ્રત્યે) અરે કમળાક્ષિ! આપણા પ્રાણનાથે, કહે છે કે ભેખ ધારણ કર્યો! એ તુંને ખબર છે?

કમળાક્ષિ—હા, બ્હેન! ત્યારનું મેં તો અન્નોદક મૂકયું છે!

ચંદ્રકળા—ભલા, આપણી શોકય પિંગળાએ એવું કર્મ કર્યું, તેમાં આપણો શો દોષ! આપણે શું કોઇ વાતમાં છીએ?

યશોમાલતિ—તે તો એના પાપના છાંટા આપણને પણ ઉડ્યા. હવે શું થાય?

ચંદ્રકળા—જો જે હું તો ગમે તેમ કરી રાજનને રોકી રાખીશ; જાવા નહીં દઉં.

કમળાક્ષિ—આજના દિવસનો તો મારે ત્યાં આવવા વારો હતો ને વચમાં આમ થયું!

યશોમાલતિ—રાજાની છબીની પૂજા પછી મારે અન્નપાણી ખપે છે એ કયાં એનાથી અજાણ્યું છે! તો મારા પતિવ્રત ધર્મને ન્યાય નહીં મળે? મારું ચાલશે ત્યાં સુધી તો હું એ નહીં જાવા દઊં.

કમળાક્ષિ—સખી ચંદ્રકળા, જંગલમાં જોગટાએ સ્વામિનાથનું ચિત્ત ફેરવી દીધું હશે!

ચંદ્રકળા—પણ હું તેમનું ચિત્ત ફેરવી દીધા વગર કેમ રહીશ? જોજે.

યશોમાલતિ—હા છે તો ખરું, એ એકના સારૂં આપણો શો અપરાધ? સખી ચંદ્રકળા, આપણાં પૂર્વનાં પાપથી આ બનાવ બન્યો!

ચંદ્રકળા—એમાં આપણાં પાપ શેનાં? અંતઃકરણની પરીક્ષા કર્યા વગર પ્રાણનાથે પિંગળાપર વિશ્વાસ રાખ્યો, તેનું પરિણામ આ થયું!

યશોમાલતિ–ત્યારે આપણા અંતઃકરણની પરીક્ષા કયારે કરી હતી?

કમળાક્ષિ—પરીક્ષા તો ઘણીએ કરી હતી. ત્યારે તો વરસદીમાં આપણને ત્રણેને એક એકવાર દર્શન થતાં પણ આ તો રૂપે નખ્ખોદ વાળ્યું.

ચંદ્રકળા—એનું તો પેલી પાતરના જેવું રૂપ ને આચાર હતાં. એમાં શું! મારાથી કયાં વધારે રૂપાળી છે?

કમળાક્ષિ—પણ રાજાજીનું મનડું એણે હર્યુંના! એમાં આપણી એટલી કચાશ.

**યશોમાલતિ**—એમાં આપણી કચાશ શાની! પાણિગ્રહણ કરીને પાંચ દિવસે ભેળા રહ્યા હોય તો પરીક્ષા થાય! આ તો આપણી ચાતુરી એક દી આવ્યા ન આવ્યા એ થતી હતી!

**ચંદ્રકળા**—ભલા રાખવી જોઇએ સૌને સરખી!

**કમળાક્ષિ**—જોઇએ તો ઘણું એમ! પણ માતપિતા મોટા કુળે મોહ્યાં કે ત્રણુસેંમાં ગણુવા ત્રણેને—

**યશોમાલતિ**—એવું બોલમાં, હવે એથી પતિવ્રતને બાધ—

**ચંદ્રકળા**—પતિવ્રતને એમાં બાધ શેનો! હજુ ચાર દી થયા ને આમ વૈરાગ્ય લઇ ચાલ્યા ગયા, તો અમારો ભવ બાળ્યાનું પાપ એને નહીં લાગે શું!

**કમળાક્ષિ**—લાગવું તો એઇએ, પણ હવે શું! લાગવું હતું તે તો લાગી ચૂકયું!

(નેપથ્યમાં—)

**કંથડનાથ**—(ભર્તૃહરિ પ્રતિ) માંગલે, દો તીન ઓર રાની પાસસેં ભિક્ષા, કયા હરકત હે! ગુરૂ જાને! ઓર રાનીયાંપર તેરા દિલ રહા હોવે તો કીસકું ખબર! પિંગળા માઇને તો તુઝે સતાયા હે! મગર ઇધર દેખેં તેરી નજર ભર્તૃહરિ!

**ભર્તૃહરિ**—કંથડનાથજી, ગુરૂ મચ્છેંદ્રનાથની કૃપાથી હવે ન લપટું.

**કમળાક્ષિ**—(એ સાંભળી ચંદ્રકળા પ્રતિ) અરે ચંદ્રકળા! પ્રાણુનાથનું નામ લઇ કોઇએ બોલાવ્યા!

**ચંદ્રકળા**—એ તો દુષ્ટ કોઇ જોગટો હોય એવું જણાય છે! એનું નખ્ખોદ જાજો!!

**યશોમાલતિ**—હા હા બ્હેન, એ તો ભેખ લઇને આવતા જણાય છે! એ સાથેના જોગટાને તો મારીને અહીંથી કાઢવો.

**ચંદ્રકળા**—એમાં કાંઇ નહીં વળે! વચને વળશે તો વળશે બાકી કાંઈ નહીં બને!

(એટલામાં રાજા ભર્તૃહરિ તથા કંથડનાથ પ્રવેશ કરે છે.)

**ભર્તૃહરિ**—(યશોમાલતિના મહેલના દ્વારપાસે આવી) મૈયા યશોમાલતિ, ભિક્ષા દે દે!

**યશોમાલતિ** રાગ ઉપરનો.

રંક રાણી આ યશોમાલતિ, એનો શું છે અપરાધજી;
પૂરણ પતિવ્રત પાળતી, ઉર નાથ ભકિત અગાધજી.
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦

**ભર્તૃહરિ—**

સુણરે રાણી યશોમાલતિ, તારો નથી અપરાધજી;
વાંક રે મારી કામવૃત્તિનો, પ્રેમ પિંગળાશું કીધજી.
ભિક્ષા દેને મૈયા મુજને૦

**યશોમાલતિ—**

પાણિ રે ગ્રહણ રાજા કર્યા પછી, દગો નવ દીયો નાથજી;
આ રે શૃંગાર બાળે વેશમાં, આ રે કંકણ છે હાથજી.
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦

**ભર્તૃહરિ—**

હું રે જોગી જંગલનો હવે, છોડયો આ સંસારજી;
પાણિ રે ગ્રહણ મેં પ્રભુથી કર્યું, મોહ તું છોડી દે હે નારજી.
ભિક્ષા દેને મૈયા મુજને૦

અરે મયા યશોમાલતિ, તું મને ભિક્ષા જલદિ લાવી આપ. હવે હું ક્ષણવાર પણ વધારે તારા દ્વાર પાસે ઉભો રહેવાનો નથી, ચાલો કંથડનાથ બીજે—

**યશોમાલતિ**—(એ સાંભળી ભિક્ષા પણ લાવી નહીં આપું તો પસ્તાવો રહી જશે માટે એકદમ લાવું છું એમ કહી લઇ આવી આપે છે ને પછી પછાટ ખાઇ પૃથ્વીપર રુદન કરતી પડે છે.)

**ભર્તૃહરિ**—(તેની જોડેના કમળાક્ષીના મહેલના દ્વાર પાસે ઉભો રહીને) મયા કમળાક્ષિ, ભિક્ષા દે દે !

**કમળાક્ષિ—** રાગ ભરથરીનો

વચન આપ્યું હતું આજે આવવા, આ કમળાક્ષિને મહેલજી;
ભેખ રે ધરીને રાજા આવીયા, કુડા કીધા તમે કોલજી.
ભેખ રે ઉતારે રાજા ભરથરી૦



भर्तृहरिने तेनी पुत्री कृष्णाकुमारी भेटी छे.

▲ 2823—लक्ष्मी आर्ट, भायखळा, मुंबई, नं. ८

ભર્તૃહરિ—

માયા રે સાચી રાણી નવ માન તું, સુણ કમળાક્ષિ સુજાણજી;
પ્રીતિ રે જગતની પિત્તળ ગણો, હરિ પ્રેમ ખરું હેમ જાણજી.
ભિક્ષા દેને મૈયા મુજને૦

કમળાક્ષિ—

ઘણી રે હોંસે મુજ માતાપિતા, તમને વરાવી ધરી વહાલજી;
આગ ન ઉઠાડો સૌના અંતરમાં, આમ ન કરો બેહાલજીઃ
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦

ભર્તૃહરિ—

વરાવી નથી તુજ માતાપિતા, પૂરવ સંચિતનો સંબંધજી;
તેહ રે તોડાવ્યો રાણી પિંગળા, નથી હવે જગતનો બંધજી.
ભિક્ષા દેને મૈયા મુજને૦

આરાધું નિરંજન નાથને, થાઉં સમાધિસ્થ નારજી;
ગુરુને ચરણ તનમન અરપીયું, વિઘ્ન કરે ન વિકારજી.
ભિક્ષા દેને મૈયા મુજને૦

(પછી કમળાક્ષિ ભિક્ષા લાવી આપે છે તે લઇ જોડેના ચંદ્રકળાના મહેલના આંગણામાં ઉભો રહે છે.)

ભર્તૃહરિ—મૈયા ચંદ્રકળા ભિક્ષા દે દે!

ચંદ્રકળા—રાજાજી એ શું કહો છો!

રાગ ભરથરીનો

નજર માલવ ભૂપ ભરથરી, કરો હું છું નાનકડી નારજી;
ચૂકી નથી કદી આ ચંદ્રકળા, સુખ નવ જાણ્યું સંસારજી.
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦

ભર્તૃહરિ—

સાચું રે ચતુર રાણી ચંદ્રકળા, તું છે નાનકડી નારજી;
સંબંધ તારો રાણી મેં તોડીઓ, સુખ નવ દીઠું તેં સંસારજી.
ભિક્ષા દેને મૈયા મુજને૦

ચંદ્રકળા—(એ સાંભળી આગળ નીચું મસ્તક કરીને)

ગાયન

રાજાજી જંગલમાં, ભલે તમે જાઓ;
પ્રથમ મુજને મારીને, સુખીયા રે થાઓ.
લીધો જોગી વેશ, સકોમળ દેહ;
એકાએક અમને, શાને દીધો છેહ.
શું છે અપરાધ અમારો કહો;
વિના રે સબબ પ્યારા દિલને દહો.
ગળે નાખું હાથ, જોગી પ્રાણનાથ;
અમો છું પતિવ્રતા, તમારી સંગાથ.
નહીં બેસી રહીશું, ચાલીશું સંગ;
જીવતર અમારાં, કરો શાને ભંગ.

ભર્તૃહરિ—( એ સાંભળી દિલમાં અસર પૂરી થઈ ગઇ છે, તોપણ દ્રઢતાથી ઉતાવળે ) મૈયા જલદી ભિક્ષા આપ, હવે હું અહીં ઉભો રહી શકતો નથી !

ગાયન

અરે મૈયા નહિ કરો રે વિલાપ,
આ સંસાર છે દુઃખરૂપી અમાપ;
કીધો ત્યાગ મેં આ સંસારનો,
નહીં મોહ હવે તમો નારનો.
નહીં સંગ કાંઇ તમારુ રે કામ,
ગૃહે બેઠાં રટો હવે શિવ નામ;
જેથી ઉદ્ધાર તમારો થશે,
ક્ષણિક સંસાર સુખ ચાલ્યાં જશે.

કંથડનાથ—કયું રાજા ! એસી નરમ બાની બોલતા હે ! મોહમાં લુબ્ધ હો જાતા હે ! એસા હોવે તો બોલ દે ?

ભર્તૃહરિ—સદ્‌ગુરૂ કૃપા ! કંથડનાથજી, મોહ હવે કદી ન હોય !

ચંદ્રકળા—( વળી રાજાના મનપર અસર કરવા. )

રાગ ભરથરીનો

પ્યારી તમારી રાણી પિંગળા, કીધું કુંડુ એણે કામજી;
સંબંધ છેક રે એનો તજી હવે, રહો એક મ્હારે ઠામજી,
ભેખ રે ઉતારો રાજા ભરથરી૦

**ભર્તૃહરિ—**

લુબ્ધ ન થાઊં લલના જાતમાં, વચનો સુણી નવ કરૂં વાસજી;
ઝેર રે સારૂં રાણી ક્યાંથી સાંપડે, અંતે કરે એ વિનાશજી.
ભિક્ષા દેને મૈયા મુજને૦

(પછી ચંદ્રકળા ભિક્ષા લાવી રાજાને આપી પૃથ્વીપર પડે છે.)

**કૃષ્ણાકુમારી**—(રાજા ભિક્ષા લઈ જવા માંડે છે, એટલામાં એકદમ મહેલમાંથી નિકળી) પિતાજી! સાને ત્યાંથી ભિક્ષા લીધી અને મારી ભિક્ષા લીધા વગર ચાલ્યા જશો?

**કંથડનાથ**—(એ સાંભળી) ભર્તૃહરિ, ઇસ્કી ભિક્ષા કાયકું નહીં લેતા? યહ બચ્ચેકું નહીં સતાના.

**કૃષ્ણાકુમારી**— ગાયન

પિતાજી આ કોપ, તમે શો કર્યો,
જોગી વેશ બાપુ! શીદને ધર્યો!
મરી ગઇ છે માત, વળી જાઓ તાત!
પિતા ઓથ કોની છે, ઓરમાન માત.
દયા કાંઇ લાવો આ, છોરૂપરે,
કૃપાપાત્ર હું છું, તમારી ખરે!
લડાવશે લાડ, પછી મને કોણુ?
પ્યારી પુત્રી, આવો બા! કહેશે જ કોણુ?
કુંવારી હું છું તો તમારી સુતા,
વરાવી નથી કીધાં ભગવાં પિતા;
અરે! મારે સંસારમાં નથી સાર,
પિતા જીવું તમારો, સંભારી પ્યાર;
નબાપી કરી, બાપુ! જાશો નહીં,
પિતા પાછળ નહીં, જીવું હું સહી!

**ભર્તૃહરિ**—અરે કૃષ્ણા મારી! ન દિલગીર થા,
પ્યારી પુત્રી! મહેલે, તું જા, મારી બા;
કાલા ઘેલા બોલ, સુણાવો ન બ્હેન,
બેટા! તુજને જોઇ નથી, રે'તું ચેન.

હવે કૃષ્ણા મુજને, ન જાણુ તારો બાપ,
જોગી જાણી મુજને, તજી દે વિલાપ;
દીધી છે ભલામણુ, મેં રૂડી રીત,
પિતારૂપ જાણે, પ્રધાન પ્રતીત.
ઘણે લાડકોડે અને રૂડી રીત,
પરણાવશે તુજને, ચહી એહ ચિત્ત;
જુઠી પ્રીત સંસાર સંબંધની,
તજી તે અમે, જાણી જોગી બની.
સુતા તું એ રટજે નિરંજન નામ,
અવર કાંઇ નહીં આવે, તુજને રે કામ;
અશાશ્વત દેહ, અમંગળ અતિ,
તજી મોહ ભજજે, તું ઉમયાપતિ.
એ છે મારી શીખ, સુતા સાચી જાણુ,
બીજી વાતો જગતની મિથ્યા પ્રમાણુ.

બચ્ચા કૃષ્ણાકુમારી, હવે મને રજા આપ.

**કૃષ્ણાકુમારી—** **રાગ ભૈરવી**

સુણો મારા પ્યારા પિતા, હું છું દીન, પુત્રી તમારી;
પ્યાર તજીને ભગવાં રે કીધાં, કોણુ લાડકોડે હો વરાવશે?
હું છું કુંવારી–સુણો.
માતુ મરી ગઇ મુજને રે મૂકી હવે હું જીવું છું,
પિતા તમારૂં હેત સંભારી–સુણો.

**કંથડનાથ**—ભર્તૃહરિ, તેરી લડકીકા વિલાપ તો હમસેભી સુના નહીં જાતા. ગુરુ લજ્જા રખે, ચલ અબ.

**ભર્તૃહરિ**—બચ્ચા, હવે ભિક્ષા દઈ દે.

(કૃષ્ણાકુમારી ભિક્ષા આપી પૃથ્વીપર પડી રુદન કરે છે ને રાજા મહેલથી થોડે છેટે જઇ નીચે પ્રમાણે ગાય છે.)

**રાગ ભરથરીનો**

નારી રે ભરુંસે નર નવ ભૂલશો, વેગે થાશે વિનાશજી;
ખોળે રે મૂકીને શીશ કાટશે, પુરી એને વિષયની પ્યાસજી.
નારીને ભરુંસે નર નવ ભૂલશો.

ન ગણે પુત્ર ન ગણે નાથને, ન ગણે માત ને તાતજી;
નગુણી નારીરે સગું કોઈનવ ગણે, ખરી એક ભોગની ખાંતજી
નારીને ભરૂસે નર નવ ભૂલશો.

દિલ રે જોડો જ્યારે દંપતી, પવિત્ર રહી રાખો પ્યારજી;
નીતિએ સંસાર સુખ ભોગવો, ઇશ્વર કરશે ઉદ્ધારજી.
શુદ્ધ રે દિલ રાખો દંપતી.

સોબત સારીમાં સ્ત્રીને રાખજો, નીતિ બોધ નિત્ય થાયજી;
તોરે સંસાર સારો સુધરશે, જન્મ સુખમાં તો જાયજી.
નારીને ભરૂસે નર નવ ભૂલશો.

( એટલું કહી રાજા ભર્તૃહરિ તથા કંથડનાથ એકદમ નિકળી જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠો

### સ્થળ—મચ્છેંદ્રનાથનો આશ્રમ

પાત્ર—મચ્છેંદ્રનાથ, ગોરખનાથ, ઓઘડનાથ, લકકડભારથી
અને પાછળથી ભર્તૃહરિ તથા કંથડનાથ પ્રવેશ કરે છે.

**ઓઘડનાથ**—કયું લકકડભારથી, રાજા હજુ આયા નહીં, મ જાનતા હું કે ફેર સંસારમેં લપટ ગયા !

**ગોરખનાથ**—ઓઘડનાથ, જ્ઞાનકા બડા અધિકારી હે, નહીં લપટેગા.

**ઓઘડનાથ**—ગુરૂકૃપાસે બચ જાવે! મગર પીછા આના કઠીન હે.
( એટલામાં ભર્તૃહરિ નીચેનું પદ ગાતો ચાલ્યો આવે છે અને સાથે કંથડનાથ છે. )

**ભર્તૃહરિ**— ગાયન

ફના હે જગત્ સકલ હે ફના, ઉપરસેં ખેલ અજબ યહ બના
નહિ હે નારી નેહ સચ્ચા, કામ યહ દેહીકા કચ્ચા,
મન મત લુભાનાં ઇસમેં, સાર વસ્તુ નહિ હે જીસમેં;

દેખને ગયા બીશ બેલી, લગાડત લાઈ રાની છેલી,
મચ્છંદર નામ મુખસે રટું, મોહમેં અબ કેસે લપટું.—ફના.
ભિક્ષા ગુરુ માંગકે લાયા, શરન યહ ભર્તૃહરિ આયા,
સમાધિ વિષે ગુરૂ મેરા, ચેલા યહ આયા તુમેરા;
કૃપાકી દૃષ્ટિ અબ કીજે, મંત્ર ભવ તારનકા દીજે,
જગતકી જવાલ બુઝાવોગે, કૃપાલુ કર મુજ સાહોગે.—ફના.

(આવીને ગોરખનાથને વંદન કરી કહે છે) ગુરૂ ગોરખનાથજી, સદ્ગુરૂ મચ્છેંદ્રનાથની આજ્ઞા માફક રાની પાસેથી ભિક્ષા માગીને લાવ્યો.

લકકડનાથ—અરે ગોરખનાથજી, વો તો જીધર તીધરસેં ભિક્ષા માંગકે લાયા હોગા, રાની પાસ ગયાભી નહીં હોગા, વહાંસે આના કઠીન હે!

કંથડનાથ—અરે! કયું નહિ ગયા હોગા! હમ સંગ જાનેવાલે કયા કુછ અંધે થે? તુમકું કયા માલુમ હે! વહાં બાઇ લોકોને કેસા કેસા કલ્પાંત કીયા કે અપને ભેખ ધારીયોંકાભી હૃદય ઠીકાને નહિ રહેવે. બસ બસ એક ગુરુ મચ્છેંદ્રનાથકી કૃપા હે સો બચતે હે; નહીં તો માઈ લોકુંકા વિલાપ, ઉસકા દર્શન, ઉસકા સુકંઠ શબ્દોચ્ચાર મોહજાલસે બચના મુશ્કિલ હે! ધન્ય હે રાજા ભર્તૃહરિકું કે કેસા રાની પિંગળાકા વિલાપ સુનકે પથ્થરભી ફાટ જાવે, ઉસપર બિલકુલ રાજાને લક્ષ નહિ દીયા; ઓર કાકવિષ્ટાવત ત્યાગ કર ચલા આયા! ધન્ય હે ઉસકે માત પિતાકું!

લક્કડનાથ—અરે કંથડનાથજી, કયા ઉસકી બડાઇ કરતે હો! તુમકું કલેજાકા કારી જખમ નહિ લગા હે! સંસારી ઝેરી પવનકા તુમકું અનુભવ નહિ હે! વો જખમ જીંદગાની પર્યંત મીટને હારા નહીં વો બાત ન્યારી હે જી! સીવા એસેઇ ખાલી સંસારપર વૈરાગ્ય નહીં હોતા!

કંથડનાથ—કયા તુમ મિથ્યા બકવાદ કરતે હો, સ્ત્રી મર ગઇ, ઘર થા વો જલ ગયા, લડકેભી મર ગયે; તબ મેરે ગુરુ મચ્છેંદ્ર-

નાથકે શરન આયે હો ! એસા યહ રાજા ભર્તૃહરિ નહિ હે ! ઉસકું તો તીનસો રાનીયાં હે, ઉસકી ઉપેક્ષા કરકે ઇધર આયા હે ! તુમારે જેસા મંદ બૈરાગ ઉસકા નહિ હે, એક છોટી રાની પંદરા બરસકી ગુરુ જાને કયા કલ્પાંત કર રહીથી, વો ચંદ્રકલા રંભા ઓર ઉર્વશી જેસી, કોન માઇકા પુતહે કે ઈસકી કટાક્ષસેં બચ જાવે !!

**લક્કડભારથી**—ગોરખનાથજી, યહ કંથડનાથ કભી ગુરુકા નામ ડુબાયગા; ઉસકું અસત્ય પદાર્થમેં સત્ય બુદ્ધિકી ભ્રાંતિ રહજાતી હે.

**કંથડનાથ**—ગોરખનાથજી, કયા કરું કે યહ ગુરુભાઈ હે, નહીં તો જુતી દીયા બીન છોડું નહિ, "ન મીલી નારી, ઔર સહજે હુવા બ્રહ્મચારી !" ઘરબાર ઓર છોકરે લડકે સબ મર ગયે, જલ ગયે તબ ગુરુ પાસ મંત્ર લેનેકું આયા. તેરે જેસે હમ નહિ હે.

**લક્કડભારથી**—ભાઇ, હમને તો તીવ્ર બૈરાગસેં ભેખ લીયા હે.

**ગોરખનાથ**—સુનો લક્કડનાથ ઓર કંથડનાથ, તુમ આપસ આપસમેં તકરાર મત કરો ! ઉસ બાતકા ભેદ ઐસા હે કે જીને અચ્છી તરહસેં ભોગ ભોગા હે, ઔર જબ ઉસમેં દોષદૃષ્ટિ દેખ કે બૈરાગ લીયા હે, ઉસકા અચ્છી તરહસેં બૈરાગ ચલતા હે, કયું કે ફેર ઉસકું ઉસ પદાર્થ મેં મોહભી નહિ રહતા હે !

**કંથડનાથ**—યહ બાત બરાબર નહીં હે. બાલપનમેં જીસકું તીવ્ર વૈરાગ હુવા હે; ઉસકાઇ ભેખ સચ્ચા હે, કયું કે જો પદાર્થ ઉને ભોગા નહીં, ઓર અનુભવ કીયા નહિ, ઉસકી ઇચ્છા કભી ઉસકું હોતી નહીં ઓર ઉસસેં મોહભી નહીં હોતા.

**ગોરખનાથ**—નહિ, નહિ, બડી ભૂલ હે ! દેખો તુમને બાલ્યાવસ્થામેં વૈરાગ્ય લીયા હે તો જબ તુમકું ભોગકા પદાર્થ પ્રાપ્ત હોગા, તબ તુમ લપટ જાઓગે; કયું કે મનકા એસા સ્વભાવ હે; ભોગ બીના ઉસકી તૃષ્ણા તૃપ્ત નહીં હોતી, ઔર યહ રાજા ભર્તૃહરિ

રાજપાટ, રાનીયાં, એસા બડા ભોગકે સાધનમેં દોષ દૃષ્ટિ દેખકર આયા હે તો ઉસકા વૈરાગ્ય દૃઢ હુવા હે, સો કભી લપટેગા તોભી દોષ દૃષ્ટિ નજર આયગી, તબ ફેર સાવધાન હો જાયગા; વાસ્તે તુમારેસેં યહ રાજા જ્ઞાનકા અધિકારી બડા હે એસા સમજના.

**લક્કડભારથી**—શાસ્ત્રકી રીતીસેં સનાતન ધર્મ એસા નહિ હે, ગોરખનાથજી!

**ગોરખનાથ**—સુનો લક્કડભારથી, શાસ્ત્ર સંપ્રદાય એસી હે કે, જો યોગભ્રષ્ટ પુરુષ હે, ઉસકું બાલપનમેંભી વૈરાગ્ય ઉત્પન્ન હોતા હે, કયું કે ઉસકે પૂર્વ જન્મમે નિષ્કામ કર્મ પરિપકવ હો ગયે હે. ઉસકા અંતઃકરન શુદ્ધ ભયા હે, ઓર કોઇ ભોગ દેનેવાલા બલિષ્ટ કર્મસેં ઉસકા જન્મ હુવા હે, ફેર સદ્ય જ્ઞાન હો જાતા હે, મગર એસે પુરુષ લક્ષમેં એક હોતા હે.

**લક્કડભારથી**—કભી ફેર લપટ જાયગા તો કેસા હોગા?

**કંથડનાથ**—તોભી કયા? આગે ગુરુ સમર્થ હે!

**ગોરખનાથ**—હાં સચ બાત હે, ફેર નિકાલનેકું ગુરુ સમર્થ હે!
(એટલામાં મચ્છેંદ્રનાથ સમાધિમાંથી જાગૃત થાય છે.)

**ભર્તૃહરિ**—(તુરત ઉઠીને) ગુરુ મહારાજ, આ ભર્તૃહરિ ચરણુકમલમાં શીશ રાખે છે.

**મચ્છેંદ્રનાથ**—સત્ય નિરંજન! કયું બચ્ચા ભર્તૃહરિ! તું તેરી રાની પાસસે ભિક્ષા માંગકે લાયા?

**ભર્તૃહરિ**—હાં સદગુરુ! આજ્ઞાથી ભિક્ષા માગીને આવ્યો, હવે ગુરૂ મંત્રની કૃપા કરો. ઓર યહ દુઃખરૂપ સંસારસમુદ્રથી તારણ મંત્ર નૌકા દેઈ પાર કરો; જગત્ પ્રપંચરૂપ ચિરાગ મારા હૃદયમાં બળે છે, તે જ્ઞાનામૃતથી બુઝાવાની કૃપા કરો!

**મચ્છેંદ્રનાથ**—(ગોરખનાથને) ગોરખા!

**ગોરખનાથ**—આજ્ઞા ગુરૂ?

**મચ્છેંદ્રનાથ**—યહ ભર્તૃહરિકા વૈરાગ્ય કેસા હે?

**ગોરખનાથ**—ગુરુ મહારાજ, ઉસકા દ્રઢ વૈરાગ્ય હે. ચાર સાધન સંયુકત હે, જ્ઞાનકા અધિકારી હે; કુછ થોરા બોત સંસારી પવન હોગા, મગર આગે ગુરુ સમર્થ હે !

**મચ્છેંદ્રનાથ**—સચ કહતા હે ગોરખા. (પછી ભર્તૃહરિને) આ જા ભર્તૃહરિ, કણુ મુદ્રામેં મંત્ર દે દઉં.

(પછી કાનમાં મંત્ર ભણી આપે છે ને ભર્તૃહરિ સમજ્યો છું, એમ દર્શાવવા વાકયે વાકયે ડોકુ ધુણાવતો જાય છે.)

ભજન કરો તુમ અલખ નિરંજન ! યહ દ્રગ અંજન ! હે ભવ ભંજન ! પંચવિષય મન સંકોચન ! બ્રહ્માકારવૃત્તિ ભવમોચન ! દેખ બચ્ચા ભર્તૃહરિ, યહ મંત્રમેં અહનીંશ અલખ નિરંજનકા ધ્યાન લગાના ઔાર ચિત્તકું વિષયમેં કભી જાને નહીં દેના, ઔર યોગાભ્યાસ કર સદા વૈરાગ્યમેં દષ્ટિ ઔર બ્રહ્માકાર વૃત્તિ રખનાં.

**ભર્તૃહરિ**—ગુરુ મહારાજ, વૈરાગ્યમાં વિચાર કેવી રીતે રાખવો ?

**મચ્છેંદ્રનાથ**—દેખ બચ્ચા ભર્તૃહરિ, યહ જગતકા માયાઇ પસાર અનાદિ કાલસે ચલા આતા હે; સો સબ બાજીગરકે તંત્ર માફીક હે; યહ દ્રશ્ય પદાર્થ જો કુછ તેરી નજરૂં પડતા હે, સો સબ જુઠે હે. ચોદ બ્રહ્માંડ તલક માયાકા જો કાર્ય હે, સો સબ નાશવાન હે; ઔર યહ પંચભુતનકાં દેહ ક્ષણભંગુર હે. બડા વિકારવાન હે ! **अस्ति जायते वर्धते, विपरिणमते, अपक्षीयते, विनश्योति ।** યહ સ્થૂલકે બિકાર હે, ઉસકા એક રંગ નહિ રહતા. ક્ષણ ક્ષણમેં પલટ જાતા હે ! ઔર મલ, મૂત્ર, રકત માંસ, મેદ, અસ્થિ, મજ્જા, ઓર શુક્ર, ઉસકા યહ બના હે, ઉસમેં સાર વસ્તુ કોનસી હે ઉસકા બિચાર કરનાં. અપના મનકું બહોત સમઝાનાં કે, હે મન ! યહ નાશવંત પદાર્થમેં કયા આસકિત કરતા હે ? યહ શરીર શતસહસ્ત્ર વર્ષ રહા તોભી કયા ? ચોદ ચોકડીકા રાજ મીલા તો ભી કયા ? આખીર સબ અનિત્ય હે, ઓર યહ પંચ બિષય કે જો જો કાર્ય હે, સો સબ બડે દુ:ખદાયી હે. તરૂણી, તન, માતા, પિતા, સગાં સહોદર, ભ્રાતા ભગિની સબ સ્વાર્થકી બાજી હે, અપને સુખકે વાસ્તે સબ કોઈ પ્રયત્ન કરતા હૈ, ઔર પ્રિય લગતા હે, સચ્ચા હોવે તો સંગ કયું નહીં ચલતા. વાસ્તે

કોઇભી નિઃસ્વાર્થ સચ્ચા સ્નેહી ઇસ જગતમેં નહીં હે, તસ્માત યહ અસત્ય, જડ, દુઃખરૂપ ક્ષણભંગુર દેહસેં, એક તીન કાલ અબાધિત, સચ્ચિદાનંદ સ્વરૂપ સત્ય વસ્તુ જબ પ્રાપ્ત હોતી હૈ તબ વો સાધન કરને મેં વિલંબ કિસ વાસ્તે કરનાં?

**ભર્તૃહરિ**—ગુરૂરાજ! એવી કયી વસ્તુમાં મનની સ્થિતિ કરવી?

**મચ્છેંદ્રનાથ**—દેખ બચ્ચા, અલખ નિરંજનકા જો તુઝે મંત્ર દીયા હે, ઉસમેં સ્થિતિ કરનાં.

**ભર્તૃહરિ**—ગુરૂ, અલખ નિરંજનનું સ્વરૂપ કેવું સમજવું કે જેમાં હું સ્થિતિ કરૂં!

**મચ્છેંદ્રનાથ**—બચ્ચા અલખ નિરંજન, સર્વ જગે સ્થિત હે, જગતકી ઉત્પત્તિ, સ્થિતિ ઓર લયકા કર્ત્તા હે, તબ ઉસકું સબલ બ્રહ્મ બોલતા હે, વો કર્ત્તાભી અકર્ત્તા હે, ઓર વો સર્વકા સાક્ષી નિયંતા, દેશકાલ વસ્તુ પરિચ્છેદસે રહિત નિરાકાર હે, ઉસકે સાથ જીવકા પરમાત્મ સ્વરૂપ અભેદ હે.

**ભર્તૃહરિ**—એવી નિરાલંબ વસ્તુ પરમાત્માથી જીવની પરમાત્મ સ્વરૂપની એકતા કેમ સંભવે?

**મચ્છેંદ્રનાથ**—બચ્ચા ભર્તૃહરિ, મેં પંચીકરન બિચાર તુઝે સદા કહુંગા તબ માલુમ હોગા. યહ આત્મા, જો સ્થૂલ સૂક્ષ્મ કારન, મહાકારન યહ ચાર દેહસેં ન્યારા ઓર જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ યહ તીન અવસ્થામેં એકહી અનુસ્યુત ઓર ઉસસે ન્યારા ઓર અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, ઓર આનંદમય, યહ પંચકોષેભી ન્યારા પરાપાર, તુર્યાતીત અનાદિ અનીર્વચનીય અનંત સાક્ષી કુટસ્થ આત્મા હે, ઉસકા તત્વમસિ વાકયસે ઓર જહદાજહદ લક્ષનસે પરમાત્માકે સાથ અભેદ બનતા હે. ઉસ વાસ્તે નિષ્કામ બુદ્ધિસેં તુઝકું જો મંત્ર દીયા હે ઉસકા સદા જપ કરનાં ઓર અનર્થકી નિવૃત્તિ ઓર પરમાંનંદકી પ્રાપ્તિ, યહ હેતુ દિલમેં રખનાં, ઓર ભર્તૃહરિ, અબ તું ભજનકા અધિકારી હે ઉસ વાસ્તે પરમાત્માકા જીસ સ્વરૂપમેં તેરી પ્રીતિ હોવે ઉસ ભજનમેં આરૂઢ હો જા.

**ભર્તૃહરિ**—મારા અંતઃકરણની નિર્મળ ઉત્સાહપૂર્વક પ્રીતિ ભોળા નાથ શંકરમાં છે. તેની સમાધિ લગાવું તો કેમ?

**મચ્છેંદ્રનાથ**—તબ ક્યા, શંકર ઓર બિશ્નુમેં ભેદ સમજતા હે?

**ભર્તૃહરિ**—

**महेश्वरे वा जगतामधीश्वरे जनार्दने वा जगदांतरात्मनि ।**
**न वस्तुभेदप्रतिपत्तिरस्ति मे तथापि भक्तिस्तरुणेंदुशेखरे ॥**

જગતના ઇશ્વર વિષે અથવા જગતના અંતરાત્મા નારાયણ વિષે હું ભેદ ભાવ જાણતો નથી તોપણ મને ભાલચંદ્ર જેને છે એવા શંકર વિષે ભક્તિ છે.

**મચ્છેંદ્રનાથ**—અચ્ચા ભર્તૃહરિ, ભોલાનાથ શંકર ઓર ચક્ર ધારી બિશ્નુ, અલખ નિરંજનસે ન્યારા નહિ હે. જીસમેં અપના દિલસેં રાગ હોવે ઉસકા ધ્યાન લગાનાં મગર એસા દિલસેં સમજનાં કે સબહી પદાર્થમેં નામ ઓર રૂપ જુઠા હે, ઓર અસ્તિ, ભાતિ ઓર પ્રિય યહ આત્માકા સ્વરૂપ સચ્ચા હે, વાચ્યાર્થ ત્યાગ કે લક્ષ્યાર્થ ગ્રહણ કરનાં મગર અબ તું શંકર ભજનકા અધિકારી હે, તો ઉસકાહી એકાગ્ર ધ્યાન લગાનાં ઓર આગે જબ તેરા અંતઃકરણ શુદ્ધ હોગા, તબ તું નિર્વાણ પદકું પ્રાપ્ત હો જાયગા. જો પદ બાનીકા વિષય નહિ હે, ઓર જહાં મનકી ગમ નહીં હે; અચ્છા અબ તું નિરંજન ભજનમેં આરૂઢ હો જા, ઓર હમભી ઇધર સમાધિસ્થ હો જાતે હે.

(પછી પોતે ગુરુની આજ્ઞાથી શંકરની સવિકલ્પ સમાધિમાં આરૂઢ થાય છે.)

**ભર્તૃહરિ**—(થોડીવાર પછી ચિત્ત વિષયમાં પડી ગયું ત્યારે.)

**भिक्षाशनं तदपि निरसमेकवारं**
**शय्या च भूः परिजनो निजदेहमात्रम् ।**
**वस्त्रं सुजीर्णं शतखंडं च कंथा**
**हाहा तथापि विषयान्न जहाति चेतः ।**

ભીખી માગેલું અને તે પણ વળી રસ વિનાનું અને તે વળી એક જ વાર મળે છે, સેજને ઠેકાણે ધરતી અને ચાકરને ઠેકાણે

ફક્ત પોતાનો દેહજ છે, અને ઘણા દિવસની જૂની સો કડકાવાળી કંથા ( ફાટેલી ગોદડી ) એજ વસ્ત્ર, હાય!! આટલું કષ્ટ છતાં ચિત્ત વિષયોને છોડતું નથી!!! ખરે પૂર્વ અભ્યાસનું એવું પ્રબળ છે!

( પછી શંકર પ્રતિ વિનતિ કરે છે. )

**एकाकी निस्पृहः शांतः पाणिपात्रो दिगंबरः ।**
**कदा शंभो भविष्यामि कर्मनिर्मूलनक्षमः**

હે શંકર એકલો તૃષ્ણા વગરનો શાંત હાથ તે જ પાત્ર છે, દિશારૂપી વસ્ત્ર પહેરેલાં છે એવો હું કર્મને નિર્મૂળ કરવામાં સમર્થ ક્યારે થઇશ?

( વળી ચિત્તને શિખામણ દે છે. )

**पातालमाविशसि यासि नभो विलंघ्य,**
**दिङ्मंडलं भ्रमसि मानस! चापलेन ।**
**भ्रांत्यापि जातु विमलं कथमात्मलीनं,**
**न ब्रह्म संस्मरसि निर्वतिमेषि केन? ॥**

હે મન! ચપળતાથી તું પાતાળમાં પેસે છે, આકાશને ઉલ્લંઘીને આગળ ચાલ્યું જાય છે, દિશાઓના મંડળમાં ભટકે છે, પોતામાં રહેલા નિર્મળ બ્રહ્મને ભ્રાંતિથી પણ કેમ સંભારતું નથી અને તે સિવાય શાથી તું નિવૃત્તિ પામીશ?

(થોડીવાર ધ્યાનાવસ્થિત થતાં ચિત્ત પાછું લક્ષ્મીમાં ગયું ત્યારે)

માતા લક્ષ્મી, તું કોઈ બીજાને ભજ, મારી ઇચ્છા કર માં; હવે અમે ભોગની દરકાર રાખતા નથી, અને દરકાર વિનાના લોકોને તારૂં શું કામ છે? કેમકે પવિત્ર ખાખરાના પાનના પડીયામાં ભિક્ષાથી મળેલા સાથવાવડે અમે અમારૂં ગુજરાન ચલાવવા ઇચ્છીએ છીએ.

( પછી ઘણા પ્રયાસે મનોનિગ્રહ થયા પછી વૃત્તિની સ્થિરતા જોઇને. )

**कौपीनं शतखंडजर्जरतरं कंथा पुनस्तादृशी**
**नैश्चिंतं निरपेक्षभैक्ष्यमशनं निद्रा स्मशाने वने ।**

**स्वातंत्र्येण निरंकुशं विहरणं शांतप्रशांतं मनः**
**स्थैर्यं योगमहोत्सवेपि च यदि त्रैलोक्यराज्येन किम् ॥**

સો કટકાવાળી જુની લંગોટી, તેવી જ કંથા, (ગોદડી) વગર ચિંતાએ કોઈની અપેક્ષા નહીં એવું ખાવાને ભિક્ષાન્ન, મશાણુની અંદર અથવા વનમાં નિદ્રા, સ્વતંત્રતાથી ઇચ્છા પ્રમાણે હરવું ફરવું, અત્યંત શાંત મન, અષ્ટાંગ યોગના મ્હોટા ઉત્સવમાં સ્થિરતા, જો આવી સ્થિતિ હોય તો ત્રૈલોકયના રાજ્યથી શું વધારે? ખરેખર! રાજાઓથી અબધુત મુનિજનોને ઓછું સુખ નથી!

**मही रम्या शय्या विपुलमुपधानं भुजलता**
**वितानं चाकाशं व्यजनमनुकूलोयमनिलः।**
**स्फुरद्दीपश्चंद्रो विरतिवनितासंगमुदितः**
**सुखं शांतः शेते मुनिरतनुभूतिर्नृप इव ॥**

પૃથ્વીરૂપી સેજ, પોતાની ભુજારૂપી મોટું ઓશીકું, આકાશરૂપી ચંદરવો, વૈરાગ્યરૂપી સ્ત્રીના સમાગમથી ખુશી રહેલો મુનિ, ઘણી સંપત્તિવાળા રાજાની પેઠે સુખે સુવે છે.

(ક્ષણમાત્ર પણ યોગનું અદ્દભુત સુખ જોઇ પોતાના મન સાથે વિદ્વાનો પ્રતિ ઉક્તિ.)

**भोगा मेघवितानमध्यविलसत्सौदामिनीचंचला**
**आयुर्वायुविघट्टिताभ्रपटलालीनांबुवद्भंगुरम्।**
**लालयौवनलालनातनुभृतामित्याकलय्य द्रुतं**
**योगे धैर्यसमाधिसिद्धिसुलभे बुद्धिं विदध्वं बुधाः ॥**

હે વિદ્વાનો! સંસારના ભોગો વાદળાંના જથાની અંદર પ્રકાશતી વીજળીના જેવા ચપળ છે, અને આયુષ્ય, વાયુએ જુદા પાડેલા વાદળાંના જથામાં રહેલાં પાણીની પેઠે વિનાશવાળું છે. પ્રાણીઓની જુવાનીની સ્થિતિ ચંચળ છે, એવું ધારીને ધીરજ, સમાધિ, અને સિદ્ધિ-જેથી સુલભ છે, એવા યોગમાં જલદી બુદ્ધિ કરો!

(મચ્છેંદ્રનાથ તથા તેના શિષ્યો સમાધિમાંથી જાગૃત થાય છે, તથા ગુરૂની આજ્ઞાથી એક શિષ્ય ભર્તૃહરિ જે થોડે છેટે ધ્યાનમાં

બેઠો હતો, તેને ધ્યાનમુક્ત કરી પાસે બોલાવી લાવે છે, ને મચ્છેંદ્રનાથ, તેને પૂછે છે.)

**મચ્છેંદ્રનાથ**—કયું બચ્ચા ભર્તૃહરિ! અબ ધ્યાન સાધના કેસી ચલતી હેં ?

**ભર્તૃહરિ**—(સમાધિમાંથી જાગૃત થઇ જેણે સમાધિમાં બ્રહ્માનંદ વૃત્તિનું અલૌકિક અને અનિર્વચનીય સુખ થોડીવાર અનુભવ્યું છે, તેથી આનંદમાં નિમગ્ન થઈને) સદ્‌ગુરુ મચ્છેંદ્રનાથ, આપે મારાપર અનુગ્રહ કરી કોઇ અલૌકિક સુખનો દેશ દેખાડયો છે. તેનો મેં ક્ષણવાર અનુભવ કર્યો. પણ હું જાણું છું કે ચૌદ લોકના સુખની તુલના એની બરાબર નહીં થાય! ગુરુ! પ્રથમ તો પંચ-વિષયમાં ચિત્ત દોડવા લાગ્યું પણ ઘણા પ્રયાસથી મનોનિગ્રહ કરવા લાગ્યો તો પણ ચપળ ચિત્તે સ્થિરતા પકડી નહીં! અને—

**મચ્છેંદ્રનાથ**—દેખ બચ્ચા, તેરા યોગમેં નયા અભ્યાસ હે તો ચિત્ત અવશ્ય કરકે ચપલ રહેગા, કયું કે યોગમેં લય (આળસ અથવા નિદ્રા) બિછેપ (અંતઃકરણની બહીર્મુખવૃત્તિ) કષાય (રાગ દ્વેષાદિક દોષ) ઓર રસાસ્વાદ એસે બડે બડે બિઘન હે. ઓર જબલગ વિક્ષિપ્ત અંતઃકરન હે, તબલગ ચિત્તકી સ્થિરતા નહિ હોતી, ઓર ચિત્ત જબ એકાગ્ર હો જાયગા, પૂર્વ કર્મ કે સંસ્કાર ઓર સ્મૃતિ જબ ઉદ્દભુત નહિ હોગી તબ નિરાવર્ન બ્રહ્મા-નંદ સુખ તુઝે પ્રાપ્ત હોયગા, ઓર તેરી અબ શંકર ભજનકે સાથ જો સમાધિ હે, સો સાવિકલ્ક સમાધિ હે, કયું કે ઇસમેં તુઝે ત્રિપુટી પ્રતિત હોતી હે, ઇસકા ફ્લ તુઝે બહોત અભ્યા-સસેં આગે નિર્વિકલ્પ સમાધિરૂપ મીલેગા. ઓર તબ અંતઃક-રનમેં કોઉભી સ્પુરન ઉદ્દભુત નહીં હોગા, ઓર તબ તું એક રસ પરિપૂર્ણ સચ્ચિદાનંદ સ્વરૂપ સ્વયં જ્યોતિ બ્રહ્મમેં નિમગ્ન હો જાયગા, ઓર તું જીવનમુક્ત પદકુ પ્રાપ્ત હોગા. એસી મેરી આશિષ હે! (તેના શિરપર હાથ મૂકીને) બચ્ચા ભર્તૃહરિ, અબ તું તેરી ઇચ્છામેં હોવે ઉસ સ્થાન પ્રત્યે જાકર યોગાભ્યાસ કર ઓર તેરે જપતપમેં જબ બિઘ્ન હોવે તબ મુઝકું યાદ કરનાં.

**ભર્તૃહરિ**—સત્ય નિરંજન, સદ્‌ગુરુ! આપની કૃપાથી તે અદ્‌ભુત સુખ મને પ્રાપ્ત થશે, એવો મારા મનને નિશ્ચય છે.

**મચ્છેંદ્રનાથ**—અચ્છા, બચ્ચા ભર્તૃહરિ, અબ તેરા ઓર બિશેષ કયા પ્રિય કરું; બોલ ?

**ભર્તૃહરિ**—સદ્‌ગુરુ, આપની કૃપા તથા વચન સિદ્ધિથી—

(રાગ કલ્યાણ)

ભરતભૂમિમાં, સદ્ય થાઓ એ મતિ, શુદ્ધ હૃદય રાખી જોડે પ્રિતિ દંપતી

પતિ પ્રભુ એ સમાન એવી, સતી નારીઓ થાઓ;
તેવી તદ્‌રૂપ નિર્મળ પ્રીતિ, સ્વામીની જોડાઓ.—ભરત.
પતિવ્રત રાખી પવિત્ર રહેતી, સતી શિરોમણિ આપ;
યોગ્યવયી ગુણરૂપ શીલ, જોડાં જામો નિષ્પાપ.—ભરત.
ગ્રહસ્થાશ્રમ સુખ નીતિએ ભોગે, આનંદમાં દિન જાઓ;
સંપી, ઉદ્યોગી સંતોષે, જગદીશ્વર ગુણ ગાઓ.—ભરત.
કુસંપ દ્વેષ ઉર આરત સઘળી, જલદી નાશી જાઓ;
ધર્મ અર્થની પ્રાપ્તિ થઇ, ઉદ્ધાર સકલનો થાઓ.—ભરત.
પ્રજા પુત્રવત્ પાળે એવા, ન્યાયી નૃપતિ થાઓ;
સ્વદેશ હિતમાં શરીર અર્પે, એ શૂરવીર દેખાઓ.—ભરત.
અનુકૂળ વૃષ્ટિ વરસો, ધન ધાન્ય પુત્ર પરિવાર;
સંપત્તિમાં સમદૃષ્ટિ ને, વિપત્તિમાં હુંશિયાર.—ભરત
સંસારીને ચાર પદારથ, પૂરણ પ્રાપ્ત જ થાઓ;
ત્યાગીને શિવ સમાધિ લાગો, શાંતિમાં દિન જાઓ.—ભરત.

**મચ્છેંદ્રનાથ**—તથાસ્તુ !!

(એટલું કહ્યા પછી મચ્છેંદ્રનાથ, તથા તેના શિષ્યો જઇ ધ્યાનારુઢ થયા ને ભર્તૃહરિએ તેના ગુરુની આજ્ઞા લઇ ઉજ્જયીનીથી થોડે અંતરે એક ગુફામાં ગુપ્ત રીતે જઇ સમાધ લગાવી યોગાભ્યાસ પરિપકવ કરવા માંડયો.)

(અંક ૫ મો સમાપ્ત)

**ભર્તૃહરિ નાટક સમાપ્ત**

મોરબી નાટક કંપનીનાં અત્યુત્તમ

# પુસ્તકો



નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઈનામ તથા લાયબ્રેરી માટે મંજુર કરેલું-દરેક કોમની સ્ત્રીઓને સદ્બોધ ગ્રહણ કરવા યોગ્ય પાતિવ્રત્ય પ્રભાવદર્શક લોકપ્રિય નાટકો



**સતી અનસૂયા નાટક**—( સુંદર ચિત્રો સહિત )

મૂલ્ય........રૂ. ૧-૪-૦.



**સુકન્યા-સાવિત્રી નાટક**-( રંગબેરંગી સુંદર બાત્રીસ ચિત્રો સહિત ) મૂલ્ય........રૂ. ૧-૮-૦



## જાહેર ખબર

નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી તેમ જ મુંબઈ કાલબાદેવી રોડ, બુકસેલર એન. એમ. ત્રીપાઠીની કંપનીમાંથી અને અમદાવાદ ત્રણ દરવાજા પાસે બુકસેલર મહાદેવ રામચંદ્રની દુકાનેથી રોકડા કીમત મોકલી અગર વેલ્યુપેબલ પાર્સલથી મંગાવી લેવાં.

| | | |
|---|---|---|
| સુકન્યા-સાવીત્રી નાટક મોટું (સચીત્ર) | .... | ૧-૮-૦ |
| સતી અનસૂયા નાટક મોટું (સચીત્ર) | .... | ૧-૪-૦ |
| ભર્તુહરી નાટક મોટું (સચીત્ર) | .... | ૨-૮-૦ |
| ચાંપરાજ નાટક મોટું | .... .... | ૧-૦-૦ |
| રાજબીજ નાટક મોટું | .... .... | ૧-૦-૦ |
| રાણકદેવી નાટક મોટું | .... .... | ૧-૦-૦ |
| ત્રીયારાજ નાટક મોટું | .... .... | ૧-૦-૦ |
| ત્રીવીક્રમ નાટક મોટું | .... .... | ૧-૦-૦ |
| જગદેવ નાટક મોટું | .... .... | ૧-૦-૦ |
| ચંદ્રહાસ નાટક મોટું | .... .... | ૧-૦-૦ |

ઉપરના મોટાં પુસ્તકોના ઓપેરા જુદા તૈયાર છે. તેની કીમત બે આના રાખવામાં આવેલી છે. મોટાં પુસ્તક શીવાય નીચે પ્રમાણે ઓપેરા હાલ છે.

| | | |
|---|---|---|
| પૃથુરાજ રાઠોડ | .... .... .... | ૦-૨-૦ |
| સીતા સ્વયંવર | .... .... .... | ૦-૨-૦ |
| ઉષાહરણ ગાયન | .... .... .... | ૦-૨-૦ |
| વીરબાળા ગાયન | .... .... .... | ૦-૨-૦ |
| દેવયાની ગાયન | .... .... .... | ૦-૨-૦ |
| શૃંગીઋષી નાટકના ગાયન | .... .... | ૦-૨-૦ |
| વીબુધ વીજય ગાયન | .... .... | ૦-૨-૦ |
| સરસ્વતી નાટકના ગાયન | .... .... | ૦-૨-૦ |
| રમણજીત નાટકનાં ગાયન | .... .... | ૦-૨-૦ |
| અંબરીશ નાટકનાં ગાયન | .... .... | ૦-૨-૦ |
| મદાલસા નાટકનાં ગાયન | .... .... | ૦-૨-૦ |
| કંસવધ નાટકનાં ગાયન | .... .... | ૦-૨-૦ |
| પુનર્જન્મ નાટકનાં ગાયન | .... .... | ૦-૨-૦ |
| બુદ્ધદેવ નાટકનાં ગાયન | .... .... | ૦-૨-૦ |
| ભાવીપ્રાબલ્ય નાટકનાં ગાયન | .... .... | ૦-૨-૦ |
| બલીરાજ નાટકનાં ગાયન | .... .... | ૦-૨-૦ |